# પારસ ગીતા.




રચયિતા

જહાંગીરજી બરજોરજી સર્વેયર.

# પારસ ગીતા.

ગ્રંથકર્તા

જહાંગીરજી બરજોરજી સર્વેયર.

વડોદરા ( વીરક્ષેત્ર )



પ્રકાશક

નરીમાન એદલજી કોન્ટ્રેકટર.

છોટાઉદેપુર.







મુંબઇ—નં. ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ,
ધી "ફોર્ટ પ્રિન્ટીંગ" પ્રેસ.

કીંમત રૂ. ૩.

# અર્પણ પત્રિકા.

સકલ સદ્ગુણ સમ્પન્ન, સદ્વિદ્યાકલાવિભૂષિત, ન્યાય
નિપુણ, ગૂર્જર દેશાધિપતિ

**શ્રીમંત સરકાર શ્રી સયાજીરાવ મહારાજા ગાયકવાડ**

સેના ખાસખેલ સમશેર બહાદુર;

જી સી. ઍસ આઇ

એઓ શ્રીની પવિત્ર સેવામા.

રાજ્ય વડોદરા.

વેદોક્ત આર્યધર્માનુસાર આપની કીર્ત્તિ, રાજકાજમાં આપની નિપુણતા, વિદ્યોત્તેજક કાર્યમા આપની તત્પરતા, પ્રજાનુ પુત્રવત્ સંરક્ષણ કરવામાં આપનો ઉત્સાહ, ધાર્મિક વિષય પ્રત્યે આપનો પ્રેમ, વિદ્વાનોની આપને દસ્તે થતી કદર, આપની રૂડી નીતિ તથા શુભ રીતિ, મહારાષ્ટ્રીય ગાયકવાડ વંશને શોભાવનાર આપના વગર મોટાઇનો સાદો શાંત સ્વભાવ. સ્વદેશ હિતની આપની લાગણી વગેર સદ્ગુણો જોઇ આપના રાજ્યમાં આધ્યાત્મિક ધાર્મિક ગ્રંથની ખોટ કંઇક અંશે પૂરી પાડી પ્રજાવર્ગની સેવા બજાવવા આ પવિત્ર **પારસ ગીતા** ગ્રંથને અગ્રે આપ નામદારની પવિત્ર છબી પરમ પ્રીતિ પૂર્વક મૂકી આપ શ્રીમંત મહારાજા સાહેબનું નામ અમર કરી આ લઘુ ગ્રંથ આપ સાહેબને બહુ માન પૂર્વક અર્પણ કરૂં છું.

**વડોદરા.**

હું છું

આપ શ્રીની ઉન્નતિ જોવાનો ઉત્સુક

**જહાંગીરજી બરજોરજી સરવેયર,**

(રેટ૦ પેન્શનર.)

# અનુક્રમણિકા.

## અનુક્રમણિકા.

## અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

## (પારસ ગીતાનો હેતુ)

પારસ ગીતા એટલે જેમાં પારસમણિ જેવું જ્ઞાન સમાવવામાં આવ્યું છે તે. જેમ કોઇ પણ ધાતુને પારસમણિ અડકે તો સોનું થઇ જાય, તેજ પ્રમાણે સદર પારસ ગીતાનું જ્ઞાન કોઇ પણ મનુષ્ય પ્રાણી ગ્રહણ કરે તો તે બ્રહ્મજ્ઞાની બની ઇશ્વરના પરમ પદને પામે.

આધુનિક કાળમાં સૃષ્ટિ સકળના મનુષ્ય પ્રાણીઓ, જન્મે છે ત્યારથી મરતાં સુધી ફક્ત ઉદર નિર્વાહ, વિત્તોપાર્જન, તથા સુખોપભોગને પરિણામે મોજ શૉખ, ઍશઆરામ, કરી પોતાને મોટા ભાગ્યશાળી માની લઇ, જેવા આવ્યા તેવાજ ચાલ્યા જાય છે. મતલબ કે શાસ્ત્રમાં કહેલા લક્ષચૉર્યાસીના ફેરામાં રગદોળાયા કરે છે. અરે! પરમેશ્વરે તેમ કરવા આપણને સરજ્યા નથી; પરંતુ સર્વ શક્તિમાન્ ઇશ્વરનું ઓળખાણ કરી તેની કૃપા વડે પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો છે, તેમજ લક્ષ ચૉર્યાસીના ફેરામાંથી મુક્ત થઇ મોક્ષ પદને પામવાનું છે.

## આધુનિક વહેતો અવળો પ્રવાહ.

આપણી પવિત્ર ભારત ભૂમિના આર્ય બંધુઓને જવું છે રામેશ્વર ભણી, ત્યારે જાય છે પેશાવર ભણી. આમ દિશા ફેર થવાથી રામેશ્વર પોંહોંચવાની તો આશાજ ક્યાંથી (શી)! પણ ઉલટ પેશાવર પોંહોંચી, પોતાનો મોંઘો આર્ય ધર્મ પણ ગુમાવી બેસે છે. આવી હાલની દશા છે. આમ હોવાથી તે અવળા પ્રવાહને સવળો કરી, રામેશ્વર ભણી લઇ જવાનો, તેમજ તેમના જ્ઞાનજીર્ણોદ્ધારાર્થે ઇશ્વર કૃપાથી નૂતન પારસ ગીતા બનાવી ઇશ્વરના પરમ પદને પામવાનો સરળ માર્ગ બતાવવામાં આવ્યો છે.

સદર પારસ ગીતા છપાવી પ્રસિદ્ધ કરવા માટે શ્રિમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડે ઉદાર મદદ રૂપીયા પાંચસો મને આપવા હુકમ કર્યો છે, તેને માટે તેઓ શ્રીનો આ તકે અંતઃકરણથી આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

આ પુસ્તકની ભાષા સુધારી આપવામાં તથા કાળજીથી પ્રુફો તપાસી આપવામાં અત્રેની ટ્રેનિંગ કૉલેજના અધ્યાપક રા. રા. જીગજીવનદાસ દયાળજી મોદીએ ઘણી કિંમતી મદદ કરી છે, તેથી તે ભાઇનો પણ આ સ્થળે આભાર માનવાની પવિત્ર ફરજ સમજું છું.

વિજ્યાદશમી ૧૯૮૬,
**વડોદરા.**

**કર્તા.**

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૮ | રાજનીશી | રોજનીશી |
| ૮ | ૨૧ | કરતો હતો | કહેતો હતો |
| ૧૩ | ૪ | અનેક | અને |
| ૧૮ | મથાળાના કાવ્યમાં | શાચ | શૌચ |
| ૨૧ | ૨૨ | નશ | નાશ |
| ૪૧ | મથાળાના કાવ્યમાં | માત | મતિ |
| ૪૯ | ,, | પારગ્રહ | પરિગ્રહ |
| ૫૪ | ,, | આ યુદ્ધમાં | આયુધમાં |
| ૮૨ | ૩ | મદિરમાં | મંદિરમાં |
| ૧૦૭ | ૧૫ | રંગન | રંગના |
| ૧૧૦ | મથાળાના કાવ્યમાં | સન | સમ |
| ,, | ૧૩ | અદ્યે | આદ્યે |
| ૧૩૦ | ૧૮ | જવળીતાગ્નિ | જ્વલિતાગ્નિ |
| ૧૩૩ | ૨૬ | નિકલ્પ | વિકલ્પ |
| ૧૩૫ | મથાળાના કાવ્યમાં | ૌ | સૌ |
| ૧૩૬ | ૧૮ | વિશ્વેશાનો | વિશ્વેશા ને |
| ૧૪૦ | ૧૬ | ધૃત્તિ | ધૃતિ |
| ૧૪૮ | ૧૩ | સરમાં | સરોવરમાં |
| ૧૭૩ | ૨૫ | જુવો છે | જુવે છે |
| ૧૮૮ | ૩૦ | ઉદ્દીપ્ત | ઉદ્દીપન |



૧૫૭૬૮

ૐ

શ્રી સચ્ચિદાનંદ

# પારસ ગીતાનું રહસ્ય.

## ( ઉપોદ્ઘાત )

યુવાન વાંચે વૃદ્ધ બને, વૃદ્ધ વાંચે મહંત;
શૂદ્ર વાંચે બ્રાહ્મણ બને, બ્રાહ્મણ શિરોમણિ સંત.

અંધાર આ જગદરણ્ય કરાલ દીસે, દુઃશ્વાપદો વિષયયનાં વિચરે અતિશે;
દે જ્ઞાનદીપ સુપથે વિચરૂં વિચારી, દે ધર્મશાસ્ત્ર દઉં શ્વાપને વિદારી.

આ પુસ્તકને માટે મારે નિરૂ અભિમાને કહેવુંજ પડશે કે આખું પુસ્તક ઇશ્વર મય બનાવવામાં આવ્યું છે, અર્થાત્ તેનો એક પણ વિષય કે એક પણ પાનું ઇશ્વરના અસ્તિત્વ શિવાયનું જોવામાં ન આવે, એજ આ પુસ્તકની ખરી ખૂબી છે.

પૂર્વે થઇ ગયેલા આપણા પરમપૂજ્ય ઋષિ મુનિઓ તથા મહાત્માઓ આપણે માટે સત્શાસ્ત્ર ભંડાર બનાવી ગયા છે એ સ્તુત્ય છે; પરંતુ આ ભંડારની કુંચીઓ પોતાની જોડે લઇ ગયેલા હોવાથી, ઉક્ત ભંડારનો આપણે જોઇએ તેવો ઉપયોગ કરી શકતા નથી. એટલુંજ નહીં, પણ આધુનિક વિદ્વાનો જેઓને જ્ઞાનની ઝાંખી થાય છે તેઓ તે ભંડારમાંથી કાંઇને કાંઇ સદ્ વસ્તુ શોધવાનો પ્રયત્ન કરે છે, તેમ કરવા છતાં તેઓને જોઇતી વસ્તુ હાથ લાગતી નથી, એટલે નિરાશ થઇ જાય છે. આપણી પારસ ગીતા વાંચવાથી તેમ થતું નથી, મતલબ કે દરેક જીજ્ઞાસુને તેમાંથી જોઇતી વસ્તુ હાથ લાગે એવી યોજના કરવામાં આવી છે.

પારસ ગીતામાં ત્રિપુટી રૂપે કર્મકાણ્ડ-જ્ઞાનકાણ્ડ-અને ભક્તિમાર્ગનું નિરૂપણ ઘણીજ સારી રીતે અને સરળતાથી વર્ણવવામાં આવ્યું છે.

### કર્મ કાણ્ડ

કર્મ કાણ્ડમાં મનુષ્યનું કર્તવ્ય, ચાર વર્ણોનું નિરૂપણ, ચાર આશ્રમોનું નિરૂપણ, ધર્મનું પ્રતિપાદન, યજ્ઞોનું પ્રતિપાદન, વેદ નિરૂપણ, ષડ્ રિપુઓનું પ્રતિપાદન અને મારણ, કર્મનું સામ્રાજ્ય, જીવન મુક્ત અને વિદેહ મુક્તની દશાઓ, પૂનર્જન્મ નિરૂપણ, વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

### જ્ઞાન કાણ્ડ

જ્ઞાન કાણ્ડમાં ઉપદેશ, જ્ઞાન, વૈરાગ્ય, અને મોક્ષનું પ્રતિપાદન, જનક વિદેહીનો વિલાપ, બ્રહ્મવેત્તા નિરૂપણ, ઇશ્વર મહિમા, ઇશ્વર આગમન, ઇશ્વર દર્શન,

**કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંઢે બનમાંહી;**
**અયસો ઘટઘટ રામ હયે, પણ દુનિયા દેખે નાંહી.**

---

ઇશ્વર યજન, ઇશ્વર સ્તુતિ, હરિ માર્ગ, હરિ નૌકા, નરહરિ ઉવાચ, કરૂણા રસ, કષ્ટ, અને તપની પરાકાષ્ટા, સત્ય, શરણાગત, ક્ષુધા અને વૈભવની પરાકાષ્ટા, વિગેરેના સચોટ દ્રષ્ટાંતો ગદ્ય તથા પદ્યમાં ઘણીજ ઉત્તમ શૈલીથી વર્ણવવામાં આવ્યાછે.

## ભકિત માર્ગ

ભક્તિ માર્ગમાં નવધા ભક્તિનુ નિરૂપણ, તેના મહાત્માઓ, ભગવન્નામ સ્મરણનું માહાત્મ્ય, હરિ માર્ગ, ભક્ત જન નિરૂપણ, ભગવદ્ ભકતોની દશા, ભગવદ્ ભકિતની પદવી, ભક્તની કસોટી, શ્રી કૃષ્ણ ઉવાચ, ભકિત માર્ગ નિરૂપણ આધ્યાત્મિક જ્ઞાન, બ્રહ્મ ભજનો, પ્રભુ ભજનો, શિવાય વ્યાસ ગીતા તથા ઉધ્ધવ ગીતાનું હૃદય દ્રાવક રહસ્ય ગદ્ય તથા પદ્યમાં આપવામાં આવ્યું છે.

## વ્યાસગીતા (રામલીલા.)

વ્યાસ ગીતામાં રામચંદ્રજીનો વનવાસ, દશરથ રાજાનો સ્વર્ગવાસ, ભરતજીનો ભ્રાતૃ ભાવ, ભરતજી પ્રત્યે કૌશલ્યા માતાનો વિશુધ્ધ પ્રેમ, ભરતજીનો વિલાપ, વશિષ્ઠ ઋષિએ રામચંદ્રજી પાસે કરાવેલી પિતાની ઉત્તર ક્રિયા, પિતાના શોક નિમિત્ત રામચંદ્રજીએ કરેલું રૂદન (ઇશ કોટિ છતાં બતાવેલો લોકાચાર), રામચંદ્રજીએ ભરતભાઇને આપેલો રાજ ઉપદેશ તથા આપેલી ચર્ણ પાદુકા, શત્રુઘ્ને મંથરા દાસીને આપેલું ઇનામ (પુષ્પાંજલી), વનવાસમાં ગૂહ (ભીલ) રાજાએ રામચંદ્રજીને કરાવેલો ફળાહાર, અત્રિ ઋષિનો આશ્રમ, વાલ્મિક ઋષિનો આશ્રમ, વાલીનો વધ, શબરીની સેવા, હનુમાનજીનું દાસત્વ, સુગ્રીવનો હુકમ, સીતા માતાની શોધ, હનુમાનજીનું લંકા ગમન, લંકામાં રામ ભકત વિભીષણની મુલાકાત, અશોક વૃક્ષ તળે સીતાજીનો આશ્રમ હોવાના વિભીષણે આપેલા સમાચાર, વગેરે બાબતોનો રસથી ભરપુર ચિતાર પદ્યમાં આપવામાં આવ્યો છે.

## ઉદ્ધવ ગીતા (કૃષ્ણ લીલા.)

ઉધ્ધવ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ ગોપીઓ પ્રત્યે બતાવેલો વિશુધ્ધ પ્રેમ, કૃષ્ણજીનું મથુરા ગમન, મથુરાથી ઉધ્ધવજી સાથે મોકલેલો સંદેશો, ઉધ્ધવજી પ્રત્યે ગોપીઓએ કરેલું કૃષ્ણજીનું ગુણગાન, (શ્રી કૃષ્ણને ગોપીઓની પ્રાર્થના), શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે કરેલું રમણ, તેથી ગોપીઓને થયેલો ગર્વ, તેથી ગર્વ ગંજનનું અંતર્ધાન થવું, ગોપીઓનો વિલાપ સાંભળી પ્રગટ થવું, ગોપીઓએ કરેલો પ્રશ્ન, શ્રી કૃષ્ણે કરેલો ખુલાશો, રાસ લીલા જોવા સ્વર્ગાદિકથી દેવતાઓનું આગમન, તાંણુક્ષ વિહાર, જળ ક્રીડા, ગોપીઓની વ્રેહ વેદના, રાધાજીની મૂર્છા, શ્રી કૃષ્ણે કરેલું સમાધાન, શ્રી કૃષ્ણ પ્રત્યે રાધાજીનો અનુપમ પ્રેમ, વિજોગનું દુઃખ, રાધાજીનો સંતાપ, શ્રી કૃષ્ણની અલૌકિક મોટપ, શ્રી કૃષ્ણનો મહિમા સંભારી રાધાજી અને ઉદ્ધવજીનું અરસ પરસ રૂદન, ઉધ્ધવજીએ ગોપીઓ પ્રત્યે

કરેલી કૃષ્ણ કથા, ઉધ્ધવજીનું મથુરા ગમન, શ્રી હરિને કહેલો વ્રજવાસીઓનો અવિચળ પ્રેમ, શ્રી હરિએ ઉધ્ધવજીને પૂછેલું ક્ષેમ કુશળ, ઉધ્ધવ ગીતાનું માહાત્મ્ય, પ્રગટ પરમાત્મસ્વરૂપથી ગોપીઓનો થયેલો ઉધ્ધાર. ( મોક્ષ )

## ભગવદ્ ગીતા.

ઉપરોક્ત રહસ્ય શિવાય ઇશ્વરનો ધર્મ, જ્ઞાન વાટિકા, તુલસી જ્ઞાન વાટિકા, મહાત્મા તુલસીદાસ, ગર્ભયોગી શુકદેવજી, સખા ભક્તિના મહાત્મા અર્જુનજી, દાસ ભક્તિના મહાત્મા હનુમાનજી, ભક્ત રોહીદાસ, રસ સિદ્ધિના મહાત્મા મચ્છંદરનાથ, કબીર કમાલ, ચઢતી પડતી દશાઓ, ઇશ્વર તથા યમરાજાનો વાદવિવાદ, રાજા ભરથરીનો ભેખ, સંસાર સાગર નિરૂપણ, યોગીની દશા, સંપત્તિ વિપત્તિનું નિરૂપણ, પ્રભુનું અસ્તિત્વ, વૈરાગ્ય નિરૂપણ, રામ ભક્ત પ્રલ્હાદજી, બોધક પ્રણાલિકા, વિગેરે દ્રષ્ટાંતો જે કેવળ અવર્ણનીય છે, તેનો રસિક જ્ઞાન બોધક તથા મનો વેધક ચિતાર ગદ્ય તથા પદ્યમાં વર્ણવવામાં આવ્યો છે. જે વાંચીને ધ્યાનપૂર્વક મનન કરીને પ્રેમી (ઇશ્વરના પ્રેમમાં તલ્લીન બનેલા) જીજ્ઞાસુઓ પોત પોતાનું જીવન સાફલ્ય કરી પ્રભુના પ્રેમ પદને પામશે એવી સેવકની નમ્ર પણ દૃઢ યાચના છે.

## ક્ષમા યાચના.

સદર પારસ ગીતા બનાવવામાં જે જે પવિત્ર ગ્રંથો ઉપરથી સંશોધન કરવામાં આવ્યું છે, તથા તે ઉપરથી જે જે લેખો લેવામાં આવ્યા છે, તે તે ગ્રંથ કર્ત્તાઓનો ઉપકાર તેમજ ક્ષમા યાચના કરવામાં આવે છે. તો આશા છે કે મારી નમ્ર ક્ષમા યાચના તેઓ કબુલ મંજુર રાખશે, એવી મારી નમ્ર વિનંતી છે.

## હૃદયાવેશ.

આધુનિક વિદ્વાન તેમજ શ્રીમંત વર્ગ કેવળ પેટની પૂજા કરનારા તેમજ પૈસાનાજ પૂજારી હોવાથી આવા પરમ પદ ( ઇશ્વરના પદ ) ને પમાડનારા તેમજ આર્યજીવનોદ્ધારક ગ્રંથો બનાવવામાં તેમજ તેના બનાવનારને કોઇપણ પ્રકારની મદદ આપી શકતા નથી, એજ આપણી પવિત્ર ભારત ભૂમિનું દુર્ભાગ્ય દાખવે છે. આ વખતે પેલી કહેવત મૂકેલી અસ્થાને ગણાશે નહીં કે:-

પૈસો મારો પરમેશ્વર, ને બાયડી મારી ગુરૂ;<br>છૈયાં છોકરાં શાલીગરામ, તો સેવા કોની કરૂં.

માટે મારા ભારત ભૂમિના નિવાસ કરનારા આર્ય બંધુઓ તમે હવે કુંભ કરણની ગાઢ નિદ્રામાંથી જાગો ! જાગો !! જાગો !!! અને આપણી માતૃ ભૂમિ જે અહલ્યાની શલ્યા થઇ પડી છે, તેના ઉદ્ધારાર્થે તન મન અને ધનનો પ્રેમ પ્રવાહ આ તરફ વહેતો કરો, તો હું હિંમતથી કહી શકું છું કે એક વખત શ્રી સચ્ચિદાનંદ કૃષ્ણ પરમાત્માને ફરી આપણે આપણી પવિત્ર આર્યભૂમિ ઉપર અવતરેલા જોઇશું. ( તથાસ્તુ ).

**અરે પરમાત્મા! ક્યારે પધારશો?!!! ( ૐ શાંતિ, શાંતિ, શાંતિ. )**

**વિરમું છું.**



શ્રી

# મારો સંકલ્પ.

મારી જીંદગીનો પચીસ વર્ષનો પુખ્ત અનુભવ અને તેને અંતે પારસ (લોહને સ્પર્શ કરે તો સુવર્ણ બની જાય) મણિ જેવી પારસ ગીતા બનાવી ભારત ભૂમિના આર્ય બંધુઓને સુવર્ણમય હંસ જેવા બનાવવાની મને ઇચ્છા થઇ, તેમજ આધુનિક આર્ય પ્રવાહ અવળી દિશામાં વહેતો હોવાથી મને એમ લાગ્યું કે હાલના હડહડના કલિયુગમાં પારસ ગીતા જેવા નવીન ચંદ્રોદયની ખાસ જરૂર છે. અજ્ઞાન પ્રજા બિચારી જન્મે છે ત્યારથી ફક્ત પોતાના ઉદરનિર્વાહ માટેજ મરણુ પર્યંત ધમ પછાડ કરે છે. એટલુંજ નહીં પણુ તેમનું લક્ષબિંદુ જે પૈસો તેની લાહ્યમાં રાત દિવસ પ્રજળ્યા (બળ્યા) કરે છે. ધિક્કાર હોજો એ પૈસાને કે જ્ઞાની જનોના જ્ઞાન બગીચા લીલા કુંજર બનવાને બદલે બળીને ખાખ થઇ જાય છે. આમ હોવાથી મનુષ્ય પોતાનું ખરૂં કર્તવ્ય ભૂલી જઇ ચોર્યાશી લક્ષના ફેરામાં પડી અહોનિશ જન્મ મરણનું દુઃખ વેઠયા કરે છે. તે આપણી પારસ ગીતાથી સદર દુઃખમાંથી દરેક મનુષ્ય પ્રાણીનો છૂટકારો (મોક્ષ) થાય એમ છે.

સ્થૂળ પદાર્થોમાં મોહિત જનોને સુખ પૂર્વક સદ્ માર્ગે જવાની સદ્ બુધ્ધિ આપનાર, નિર્મોહી જનોને સત્ય જ્ઞાનની સરળ કુંચીઓથી સત્ય ઉન્નતિના સ્વરૂપને સમજાવનાર અને ઇચ્છા હોય તેને માટે ઉન્નતિ મય અવસ્થાનાં આદર્શ સ્વરૂપ અલૌકિક શરીરો (દિવ્ય વિભુતિઓ) ની હંમેશને માટે જરૂર છે. પ્રસંગોપાત પૂર્વે થઇ ગયેલા મહાત્માઓ તેમજ કર્મ સંજોગે લપસી પડેલા યોગીઓ ઇશ્વર ઇચ્છાએ ફરી જન્મ ધારણ કરી આપણો પ્રાચીન સતયુગ પ્રવર્તાવવા પ્રયત્નશીલ થાય છે.

## ઉદ્ગાર.

પૂર્વે આપણી સાદાઇને લીધે જીવન સંગ્રામ આપણે માટે બહુ અઘરો ન હતો. તેને લીધે આપણે નિસ્પૃહી અને તેજસ્વી રહી શકતા હતા. આજે એક તરફ શ્રમ કરવાની વૃત્તિ ઓછી થઇ છે, અને બીજી તરફ આપણે આપણી હાજતો કારજ વગર વધારી મૂકી છે. તેથી હાલની આજીવિકાનો પ્રશ્ન ઘણોજ બિકટ થઇ પડ્યો છે. અને એ પ્રશ્ન કેવી રીતે ઉકેલવો એ હાલની પારકી કેળવણી બતાવી શકે એમ નથી. તેથી હાલની કેળવણી પામેલા ભારે ભારે વિદ્વાનો પણ પૈસા મેળવવાની લાહ્યમાં પામર બની ગયેલા જોઇએ છીએ. આ પ્રમાણે આજીવિકાનો સવાલ જેઓ ઉકેલી શકતા નથી તેઓ આજીવિકા મેળવવાનો સહેલો પણ પામર (અધમ) રસ્તો, એટલે નોકરી સ્વીકારે છે. આ જીવિકાને માટે આમ નોકરી ઉપર અવલંબીને રહેનાર વર્ગ હિન અને અધમ બને એમાં કશી નવાઇ નથી.



ॐ

જેણે ભજ્યા જદુરાયા, તે તો ધર્મના કામમાં ધાયા;
ભજન તણા બનાવ્યાં ભુવન, પુણ્યના નાખ્યા પાયા.

# પારસ ગીતા.

—:o:—

## ભૂમિકા.

ઇશ્વર પ્રણીત અસારરૂપ સંસાર સમુદ્રને સારરૂપ કરી પાર ઉતરવાને મોહ-માયાદિ વિકારોના નડવાથી તથા સંસારની અનેક અનેક પીડાઓથી દરેક મનુષ્ય પ્રાણીને સદ્ગતિ પામવાને બની આવતું નથી, જેથી દરેક મનુષ્ય અન્ય અલ્પાયુષી પ્રાણી-ઓની માફક જન્મ ધારણ કરી પોતાનુ કોઇપણ પ્રકારનુ સાર્થક કર્યા શિવાય; એટલુંજ નહીં પણ ઇશ્વરનો આપણને ઉત્પન્ન કરવામાં શો શો હેતુ છે, અને તેની શી શી આજ્ઞાઓ છે, અને તે પ્રમાણે ચાલવાને આપણે શું શું કરવું જોઇએ; એ વિગેરે બાબતોથી કેવળ અજ્ઞાનજ રહી, પૃથ્વીને ફકત ભારરૂપ નીવડી જેવા આવે છે તેવાજ ચાલ્યા જાય છે. અર્થાત્ કર્માનુસાર અનેક યોનિનો ઉપભોગ લેવા લક્ષ ચોર્યાસી યોનિના સમુદ્રમાં ડુબે છે. આવી આવી અનેક વિટંબણાઓથી દૂર થવાની તેમજ ફરી ફરી જન્મ ધારણ નહીં કરવાની દરેકને ઇચ્છા હોય છે, પણ તે યોગ્ય આશ્રય વિના બની શકતું નથી; અને એ યોગ્ય આશ્રય હાલમાં તો માત્ર પૂર્વે થઇ ગયેલા મહાત્માઓએ રચેલાં પુસ્તકો એજ છે.

કેટલાક સત્યાચારી મહાત્માઓએ પોતાના ગ્રંથો પ્રસિદ્ધ કરેલા છે, પણ તેમાં કેટલેક ઠેકાણે ગુપ્ત રહસ્યો હોવાથી ગુરૂ શિવાય લોકોને સમજવામાં તથા તે પ્રમાણે વર્તવામાં ઘણી ઘણી અવઘડતા જણાઈ આવે છે, અને તેથી સંસારી મનુષ્યોથી તેમના કહેવા પ્રમાણે ચાલવાને બની આવતું નથી. પણ આ પુસ્તકમાં તેમ કરવામાં આવેલું નથી, અર્થાત્ તમામ સરળ માર્ગ બતાવેલા છે.

મારા ભારતભૂમિના નિવાસ કરનારા આર્ય બંધુઓને મારી એટલીજ વિજ્ઞપ્તિ છે કે, પરમેશ્વરે અનેક પ્રકારનાં પ્રાણી ઉત્પન્ન કર્યાં છે, તે પૈકી આપણે પણ છીએ. સર્વ પ્રાણીઓમાં આપણે માનવા અને ધારવા પ્રમાણે શ્રેષ્ટ ગણાઇએ છીએ, એ વાત વિચાર સિદ્ધ છે. તો વિચારો કે બધાં પ્રાણીઓમાં પરમેશ્વરે આપણને શ્રેષ્ટ સ્થિતિમાં કેમ ઉત્પન્ન કર્યાં હશે? કંઈ નહીં તો કાંઇ પણ તેનો હેતુ હોવોજ જોઇએ; અને તે હેતુ એજ કે ચોર્યાશી લક્ષ યોનિમાં દરેક પ્રાણીને જન્મ ધારણ કરવો પડે છે તેમાંથી તરવા માટે સર્વ જ્ઞાનને ધરાવનાર મનુષ્ય જન્મ છે. તે જન્મમાં રહી મોક્ષપદને પામી શકે; તે એટલા માટે કે ફરી ચોર્યાશી લક્ષ યોનિમાં જન્મ ધરવો ન પડે, તથા તેમાં પડતાં અસહ્ય સંકટો વેઠવાં ન પડે. આહા! કેટલી બધી ઇશ્વરની દયાશીલ રચના છે? અને જ્યારે ઇશ્વરની આપણા ઉપર આવી અપુર્વ મમતા છે તો પછી આપણે આપણા જન્મનું સાર્થક કેમ કરી ન લેવું? અવશ્ય કરવુંજ જોઇએ.



# ઉપદેશની જરૂર.

અનંત અને મહાન્ શક્તિ ધરાવનાર ઇશ્વરે જગતમાં અનેક પ્રકારની વિચિત્રતા યુક્ત અનેક પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં છે, તેમાં સર્વથી શ્રેષ્ટ મનુષ્ય પ્રાણી છે, કારણ કે અન્ય પ્રાણીઓ કરતાં ઇશ્વરે તેમાં સારાસાર વિચારોથી સત્કર્મો કરી શકે એવી શક્તિ આપી છે. આ જગતમાં કર્માનુસાર એક પછી એક એવી રીતે અનેક વખત પર્યંત જન્મો ધારણ કરવા પડે છે, તેમાંથી બચવા માટેજ આ મનુષ્ય જન્મ છે. મનુષ્ય જન્મનું ખરૂં સાર્થક માત્ર મોક્ષજ છે. ફક્ત તેજ મેળવવાનો પ્રયત્ન આ જન્મમાં કરવાનો છે, કે પછી બીજા જન્મો ધારણ કરવાની ફરજ પડે નહીં. હવે આપણે વિચારવાનું માત્ર એટલુંજ છે, કે મોક્ષ મેળવવાનાં સાધનો કયાં કયાં છે, અને તે કયે રસ્તે મળી શકશે? તો તેનો રસ્તો માત્ર એકજ છે, તે એ કે મહાન્ યોગેશ્વરોનો સદુપદેશ અને તે વડે થતાં સત્પુરૂષાર્થનાં કૃત્યો, આટલું મેળવવાની જરૂર છે. જો કે આ રસ્તો મળેથી મોક્ષપદ મળે તેમ છે, પરંતુ આવા રસ્તા દરેક મનુષ્ય પ્રાણીને મળી શકતા નથી, તેથી મનુષ્ય પ્રાણી પોતાનું ખરૂં કર્તવ્ય વિસરી જાય છે; પણ ખરૂં કર્તવ્ય તો મહાન્ યોગેશ્વરોનો **ઉપદેશ**, અને ઉપદેશથી થતું **જ્ઞાન**, અને જ્ઞાનથી ઉપજતો **વૈરાગ્ય**, અને વૈરાગ્યથી થતાં સત્કર્મ એજ **મોક્ષ** છે. માટે ઉપદેશની દરેક મનુષ્ય પ્રાણીને અવશ્ય જરૂર છે.

આ દુનિયા પર રહેનાર સઘળાઓ કિંવા તેમાંથી કેટલોક ભાગ કેવળ મઝા મારી જેને સાધારણ પક્ષે સુખ કહે છે તેનો ઉપભોગ કરવો એજ પોતાનું કર્તવ્ય સમજે છે. ખાવું પીવું અને નિરાંતે રહેવું, કારણ કાલે ઉઠીને મરી જવું છે, માટે જેમ બને તેમ અહીંનો કાળ ફક્ત શારીરિક સુખ મેળવવામાં તેઓ નિર્ગમન કરે છે. તેઓને કોઈ રીતની ભીતિ હોતી નથી. કારણ તેઓ જેને સુખ ગણે છે તેવાં સઘળાં સાધનો તો તેઓને માટે ઇશ્વરે અહીં સરજાવેલાંજ હોય છે. તે બધાં તો તેમના પગોમાંજ અથડાય છે અને તેમની નજર પણ હમેશાં તે મેળવવા તરફજ હોય છે, તેઓ ઉંચું જોતાજ નથી. વિષયાદિક સુખો તો તેમના રોજના સોબતી હોય છે. તે વડેજ તેમનું જીવન ચાલે છે, માટે તેવા રસ્તાથી દૂર થવાની માગણી તેઓ તો કદી કરેજ નહીં. જગતને તેવું માનવામાં તેઓ પોતાનું હિત સમજતા નથી. ખાન પાન અને વિષયાદિક ક્રિયામાં મશગુલ રહેવાથી એવી સદ્ગતિ (મોક્ષ) પામવા બાબતનો વિચાર કરવાનો તેમને સમય પણ ભાગ્યેજ મળતો હશે. આવી રીતે અનેક પ્રકારથી નરકને પ્રાપ્ત કરાવનાર કૃત્યોમાં કેટલાંક મનુષ્ય પ્રાણીઓ જો કે કેવળ ફસી રહેલાં હોય છે, તથાપિ તેઓને કોઇ પ્રકારે જો વૈરાગ્યોપદેશ મળે, અને પછી તેઓની મોક્ષ પદ મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય, તો મોક્ષની ઇચ્છા રાખનારને મોક્ષ પદ મેળવી આપનારાં અનેક સાધનો જરૂર

મળી આવે છે. માત્ર મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારનો દૃઢ સંકલ્પજ હોવો જોઇએ. મને આશા છે કે પોતાના જન્મનું સાર્થક કરવા આર્ય બંધુઓ તન અને મનથી દૃઢ સંકલ્પો કરી પોતપોતાની સફળતા પ્રાપ્ત કરી શકશે.

## હરિ મહિમા.

પ્રથમ સમરૂં શ્રી હરિ, જેનો નિગમ ન પામે પાર,
અનેક બ્રહ્માંડ જેના રોમમાં, ફરે અણુને ઠાર.
શેષ મહેશ ને શારદા, અજ ઇંદ્ર અંગિરા જેવા,
જથાર્થ કોણ જાણી શકે, હરિ જેવા છે તેવા.
અનંત શકિત અનંત રૂપ, અનંત ગુણ ગંભીર,
મોટામાં મોટા શ્રી હરિ, ધર્મ ધુરંધર ધીર.
અલ્પ મતિ શું ઉચ્ચરૂં, બાળ બુદ્ધિનો હીણ,
કોટી કવિ શું કહી શકે, હરિ કેવા હશે પ્રવીણ.
હિત વચન હરિ બોલીયા, સુણો બ્રહ્મા મમ ભેદ,
અગ્નિ, અંગિરા, વાયુ સૂર્યથી, ઉત્પન્ન કર્યાં ચાર વેદ.
ચાર વેદ તમને સોંપીયા, સોંપ્યું આ બ્રહ્માંડનું કામ,
નરસિંહ રામના નાથ બોલીયા, મારી શક્તિ વડે તમામ.
મારી શકિતથી વાયુ વાય છે, અગ્નિ પચાવે છે અન્ન,
મારી શકિતથી ઇંદ્ર વૃષ્ટિ કરે, ગજાનન હરે વિઘ્ન.
મારી શક્તિથી સૂર્ય દેવતા, કરે પૃથ્વીમાં પ્રકાશ,
વરૂણ કુબેર મારે વશ છે, સુરનર મુનિ મારા દાસ.
તેમાં સંશય હોય કોઇને, ઉપાડે અખંડ ત્રણ,
બળવાન બાથ ભીડશે, જેને નહીં હોય જન્મ મરણ.
અહંકારી દેવ ઉભા થયા, ખડ કટકો ઉપાડવા કાજ,
ત્રણ તલ ભાર ખસ્યું નહીં, દેવ બેઠા ખોઇ લાજ.
દિવ્ય દૃષ્ટિ કરી દેવને, દેખાડયાં બ્રહ્માંડ અગણિત,
બ્રહ્માંડે બ્રહ્માંડે ત્રણ દેવતા, ભવ બ્રહ્મા વિષ્ણુ સહિત.
અનંત ઇંદ્ર અનંત અગ્નિ, અનંત ગજાનન દેવ,
એવા દેવ અનંત દીઠા, કરતા શ્રી હરિની સેવ.
દેવ મુઝાણા મનમાં, અહંકારથી ભૂલ્યા ભાન,
નરસિંહ રામના નાથજી, હરો અવિદ્યા અજ્ઞાન.

# ઉપદેશ અંગ.

ઉપદેશ એટલે જે વિષયમાં અજ્ઞાનતા હોય તે અજ્ઞાનતા દૂર કરવાને અન્ય મનુષ્યોથી (આપણા કરતાં વધુ જ્ઞાન ધરાવનારાઓથી) જ્ઞાન મેળવવું તે. ઉપદેશના પ્રકાર ઘણા છે, પરંતુ આ ઠેકાણે માત્ર એકજ પ્રકારનો ઉપદેશ દર્શાવવાનો છે. તે એ કે મનુષ્ય માત્રે જન્મ ધારણ કર્યા પછી પોતે પોતાનો નિર્ણય કરી સત્‌-લક્ષણો વડે પોતાનો વર્ણાશ્રમ સ્થિત કરી વ્યાવહારિક કાર્યોમાં સદાચારી નીવડી યોગ માર્ગ તરફ વલણ રાખવું, અને તેજ મનુષ્ય જન્મનું ખરૂં કર્તવ્ય કર્મ છે. માટે આ નીચે કેટલોક ઉપદેશ આપવામાં આવ્યો છે, જેથી તે પ્રમાણે વર્તન કરનાર મનુષ્ય વ્યાહવારિક કાર્યોમાં નીતિમાન અને સત્યાચારી નિવડી સત્‌ પુરૂષાર્થનાં કૃત્યો કરી શકશે અને છેવટે તે મોક્ષને મેળવવા અધિકારી થશે. તેમ તેવાજ મનુષ્ય મોક્ષ મેળવી શકશે.

૧ પરીક્ષા વિના કોઇ વાત સત્ય માનવી નહીં.

૨ દરેક દિવસના વખત પ્રમાણે નિયમસર વર્તવું. જેમકે રાત દિવસના ચોવીસ કલાક થાય છે; તેમાં સૂર્યોદય પહેલાં એક કલાક વહેલા ઉઠવું. અને પોતાની સ્થિતિ અનુસાર કામના વખત બાંધવા. આવી રીતે નિયમ બાંધીને ચાલવાથી ઘણો લાભ થશે, કારણ કે થોડો થોડો નિત્યનો અભ્યાસ ઘણો થઇ પડે છે. બાંધેલા વખતમાં ન્યૂનાધિક કરવું એ પોતાની સ્થિતિ ઉપર છે. સૂતી વખતે એક રોજનિશીમા દિવસની પોતાની થયેલી તમામ બુરાઇ લખવી, અને જે બુરૂં કામ થયું હોય તે હવે પછી ન કરવા પ્રતિજ્ઞા કરવી. જેમ કે આજ આખા દિવસમાં દશ વખત જૂઠું બોલવામા આવ્યું વિગેરે વિગત લખવી. અને તે પછી તેમ નહીં કરવું. આમ કરવાથી પોતે પોતાના દુર્ગુણો ધીમે ધીમે છોડી શકે છે.

### ભજન.

મનવા રહેની ભજનમા ભળી, આ તો વેળા જાય છે વળી;—ટેક,
જોબનના દહાડા જાતા રહેશે, ભાઇ જેમ કરમાતી કળી.
જરા થકી કાંઇ જોર નહીં ચાલે, પછે પિંખાશે પળી.—મનવા.
સંઘર્યામાં કાંઇ સાથે નહીં આવે, સંઘુ એ જાશે સળી,
હેતે કરી વાપરજે હાથે, બાકીનું જાશે બળી.—મનવા.
માનવી ઝાડ છે મૂળ વિનાનુ, ધર્મ વિના જશે ઢળી,
આગળ ખાવાને અભાગીયા, કાંક મૂંડી લેની મળી.—મનવા.
કાળનું દળ તો કારમુ આવશે, દેહને નાખશે દળી,
ભોજો ભગત કહે ધર્મ રહેશે, બીજું સર્વે જાશે ટળી.—મનવા.

[illegible]

[illegible]

# માર્ગ.

* ઇશ્વરપ્રણીત આ સંસારમાં ખરા હેતુને પામવું એ કઠીણ કામ છે. જતા ઇશ્વર પ્રેરિત ષટ્સાધન–શમદમાદિનો ત્યાગ કરી સર્વમય એક સચ્ચિદાનંદ તેજ છે એમ ધારી તેના પવિત્ર નામના સ્મરણમાંજ જન્મ વ્યતીત કરે તો કોઇ પણ મનુષ્ય પ્રાણીથી સ્હેજમાં મોક્ષપદને પામી શકાય છે.

આ સંસાર અસાર છે, એજ કેવળ આત્મજ્ઞાનનો ઉદ્‌ગાર છે. જ્યારે આ મોહમય સંસારને અસારની સંજ્ઞા હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારેજ આત્મજ્ઞાનના રસ્તા મળી આવે છે, એટલે સાંસારિક મોહમય વિઘ્નો (દ્રવ્ય, સ્ત્રી, પુત્ર, આધિ, વ્યાધિ, ઉપાધિ, જપ, તપ, હોમ, તીર્થ, વ્રત, કર્મ, પૂજા, અર્ચન, જંત્ર, મંત્ર, તંત્ર એ વિગેરે) દૂર થઇ જ્ઞાનપદને પમાય છે, અને જ્ઞાનપદને પામ્યા બાદજ જીવ અને ઇશ્વરની એકતા કરી શકાય છે. એ જ્ઞાન પામવાને માત્ર મનનો દૃઢ નિશ્ચય, અને મહાન્ પવિત્ર સંત સાધુઓનો સમાગમ, તથા તેનાથી મળતો ઉપદેશ અને તેમની પ્રસાદી રૂપ સદ્‌ગ્રંથો, એજ માર્ગદર્શક છે, અન્ય સર્વ મિથ્યા છે.

મનુષ્યે આ સાંસારિક પ્રપંચોમાં પણ પરમાર્થ ભૂલવાનો નથી. એટલે પરમાત્માનું ચિંતવન એજ પરમાર્થ (પરમ+અર્થ) છે. આ દેહને જન્મનું કારણ મરણ છે અને મરણનું કારણ જન્મ છે, માટે શુદ્ધ મન રાખી અન્ય કપટ પ્રપંચોથી દૂર રહી વિનાશકાળે પણ સારી અને દૃઢ વૃત્તિ રહે તો તેનું પરિણામ પરમાત્માને પ્રાપ્ત કરાવનારૂં છે. બાકી સર્વ મિથ્યા હોઇ જેમનું તેમ પોતાની સ્થિતિમાંજ રહેવાનું છે. અરે રે !! આ શરીર કે જે આત્માનું નિવાસ સ્થાન છે, તે પણ અંતકાળ સમયે ઉપયોગમાં આવતું નથી, તેમ આવવાનું પણ નથી. જન્મથીજ શરીરનો સંબંધી આત્મા હોય છે, પણ શરીરની નિસ્પૃહતા રાખી સ્વતંત્ર રીતે ગમે તે વખતે તેનો ત્યાગ કરી શકે છે. માટે આવો જે આત્મા તેના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરી તેના વિષે જ્ઞાનપણું રાખવું એજ આ જન્મનું સાર્થક છે.

## પ્રભુ ભજન.

પ્રભુ તોરે નામકી લેહ મોહે લાગી, છોડ દુનિયા બાજી દુંમે [illegible]–પ્રભુ તોરે,
છોડ દીયો સબ પ્રપંચ મનસે, ભક્તિ તોરી [illegible] પ્રભુ તોરે નામકી,
માત પિતા સુત બહેનજ [illegible], સબ માયા [illegible] " " " "
ગલી ગલી ફીરતે અલેક જગાવત, ભિક્ષા દેત [illegible] " " "
[illegible] ભિક્ષા હમ દેત [illegible], [illegible] " " "

**કરી આશ્ચર્ય આ જ્ઞાનનો, બનિ સુજ રૂપે સાર,**
**સૃષ્ટિ સમય નહીં થાય તે, પ્રલયે નહી વ્યથનાર.**

---

કૃપાળુ પરમેશ્વર જીવના અનેક પ્રકારના અપરાધો ક્ષમા કરી મોક્ષગતિ આપી શકે છે એવો આ સર્વોત્કૃષ્ટ ઉપાય છે, માટે સદ્‌ગુણી કે દુર્ગુણી દરેક મનુષ્ય પ્રાણીને જ્ઞાનોપદેશની ખાસ જરૂર છે.

જેઓને પરમેશ્વરે આ દુનીયા ઉપરનાં સાધારણ સુખો આપ્યાં છે તેમને તે ઉપરાંત કાંઇ બીજું પારમાર્થિક કામ તેમજ પોતાનું હિત કરવા અહીં જન્મ આપ્યો છે, એવું જેને જ્ઞાન છે, તેઓ પોતાની માનસિક તથા આત્મિક ઉન્નતિ વિશેષતાને કેમ પામે તેનો વિચાર કરી તે મેળવવા પ્રયત્ન કરે છે અને તેઓને આ જગત્ કેવળ અસાર રૂપ લાગે છે.

જેઓ સદ્‌ગુણી, ધાર્મિક હોય, વિષયાદિ ઉપભોગથી દૂર રહેવા માગતા હોય, તેમનેજ આ જગદરણ્ય અંધારા ભરેલું અને કરાળ દેખાય છે. અનેક પ્રકારની લાલચો, લુચ્ચાઇઓ, મનુષ્યને પોતાના તરફ આકર્ષી અંતે દુ:ખના દરીયામાં ડુબાડી, તેમનો સંપૂર્ણ રીતે નાશ કરે છે. એવી આફતોમાંથી બચાવનાર સર્વ શક્તિમાન્ ઇશ્વર છે, અને પરમેશ્વરની સદાની જ્ઞાનયુક્ત ભક્તિ છે. સારે રસ્તે ચાલવા માટે જ્ઞાનના દીવા જેવું બીજું સાધન નથી. અને વિષયાદિક કુચાલ રૂપી ઝાડી ખાનારાં પશુઓને હાંકી કાઢી તેનો વિધ્વંશ કરવાને જ્ઞાન જેવી બીજી તલવાર નથી. માટે જો ખરૂં જ્ઞાન અને ખરો ધર્મ એ બે સાધનો મળે તો આ દુનીઆના દુ:ખરૂપ મહોદધિમાંથી તરી પાર જવું મુશ્કેલ થઇ પડે નહીં. માટેજ જ્ઞાન અને ધર્માચરણના રસ્તા મેળવી મોક્ષપદ મેળવવાને સંસારમાં શક્તિમાન્ નીવડવા મહાન્ યોગેશ્વરો કે તેઓના ઉક્ત ઉપદેશની જરૂર છે.

## બ્રહ્મ ભજન.

અમે રે બ્રહ્મ રસના ભોગીયા, નહીં વિષય સુખ આશ જી.
ચૌદ લોકના ભોગ તે, જાણીયે માયાનો પાશ જી.
પંચ વિષયમાં સુખ નથી, દુ:ખનો પામે ન પાર જી.
લક્ષ ચોર્યાસી જાતમાં, જન્મ ધરવા અપાર જી.
અછેદ અભેદ પરમાત્મા, સદા સુખ સ્વરૂપ જી.
વીર્ય મૂત્ર રૂધિરનો, આ દેહ નર્કનો કૂપ જી.
પાપી પિંડથી પ્રીતિ તજી, રહો સદાયે અસંગ જી.
ધર્માનંદ કહે સત્ય કરી, રહેશે બ્રહ્મરસ રંગ જી.
અમે રે અનાદિના જોગીયા, હમારો દેશ છે દૂર જી.
માયા કૃતિને મોહિયે નહીં, પ્રભુને રાખીયે ઉર જી.
ક્ષર અક્ષર થી પર છે, સચરાચર સુખ ધામ જી.
આકાર રહિત નિરાકાર છે, મહા મુનિ જાણે મર્મ જી.
મન વાણી ત્યાં પૂગે નહીં, સદા શુધ્ધ પ્રકાશ જી.
ધર્માનંદના ઉરમાં, એક બ્રહ્મનો નિવાસ જી.

# બ્રહ્મચર્યાશ્રમ.

બ્રહ્મચર્યાશ્રમની વિધિ એવી છે કે, મૂઢ શિવાય કોઇ પણ વર્ણનો પુરૂષ આઠ વર્ષની ઉમરથી વિદ્યાનાં ચિહ્ન (વેદોક્ત પ્રમાણે ઉપવીત) ધારણ કરીને ગુરૂકુળમાં રહીને વેદાદિ સદ્ વિદ્યાઓનું અધ્યયન કરી અષ્ટ મૈથુન રહિત બ્રહ્મચર્ય પાળે, વીર્યને કોઇ પણ પ્રકારે ક્ષીણ ન થવા દે, શૃંગાર ન ધરે, શૃંગારના ગ્રંથો ન વાંચે, સંધ્યા વંદનાદિ કર્મ કરતો હોય, પાંચ યમ (અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ), પાંચ નિયમ (શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વર પ્રણિધાન) એ મહાવ્રતો ધારણ કરે, દુરાચાર, મિથ્યાચાર, અને સર્વ પ્રકારના કુસંગથી રહિત થઇને સદૈવ ગુરૂની સેવા કરે, એવી રીતે પચીસ વર્ષની ઉમ્મર સુધી વિદ્યાધ્યયન કરે, તે પછી વિદ્યાભ્યાસની પરીક્ષા આપી પોતાના ગુણ-કર્મ અનુસાર બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અથવા શૂદ્ર પદવીને અનુસરી જો ઇચ્છા હોય તો ગૃહસ્થાશ્રમ ધારણ કરે; અથવા પૂર્ણ વિદ્વાન સદાચારી થઇને જો તેની ઇચ્છા નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાની હોય તો પરોપકાર માટે ઉપદેશ કરે.

આ લક્ષણ બ્રહ્મચારીનાં છે.

બ્રહ્મ વિદ્યા એટલે જેનાથી બ્રહ્મનો સાક્ષાત્ અનુભવ થાય, તેજ બ્રહ્મ વિદ્યા. અર્થાત્ જીવ, ઇશ્વર, અને પ્રકૃતિનાં ગુણ લક્ષણ જેમાં હોય, અને આ ત્રણેનો બોધ કરાવનાર હોય, તેજ બ્રહ્મ વિદ્યા.

બ્રહ્મચર્ય છે સૌ સાધનનો સાર રે, વેદપુરાણ વખાણે વારંવાર રે;
સકળ શાસ્ત્ર એનો મહિમા નિત ગાય રે, બ્રહ્મચર્ય છે ચારે પદાર્થ દાય રે.
બ્રહ્મચર્ય બળ બીજાં બહુજ વધારે રે, બ્રહ્મચર્યથી જન પહાડને પાટુએ મારે રે;
બ્રહ્મચર્યથી તેજ પરાક્રમ વાધે રે, સરસ્વતી સાક્ષાતજ સહેજે લાધે રે.
બ્રહ્મચર્યના બળથી દેવ પણ બીયે રે, બ્રહ્મચર્યને નથીજ અશક્ય કંઇએ રે.

બ્રહ્મચર્યે રતિ ધરો વીર રે, જેને સેવ્યાથી પામ તું ઉચ્ચ ગતિ, શુદ્ધિ પામે અતિ,
આ શરીર રે—
બ્રહ્મચર્ય અષ્ટાંગ સહ, ધરો પાળવા ઉર, સત્ત્વ અધિક સંચય થતાં, વધશે દૈવી નૂર—
આખા જીવનના પાયા રૂપે જે ઠરે, આધિ વ્યાધિ ઉપાધિ આદિ જે હરે,
શુદ્ધ વર્ચસ આ તનુમાં ભરે થઇ સ્થિર રે—બ્રહ્મચર્યે રતિ ધરો વીર રે—

બ્રહ્મચર્ય એ ઉપાય વિના પાળી શકાતું નથી. એ કુદરતી નિયમ છે. ગાંજો વિગેરે પદાર્થ પીવો એ બ્રહ્મચર્ય ન કહેવાય, પણ મૂર્ખાઇ છે. કારણ કે નીશા કર્યાથી વીર્ય નષ્ટ થાય છે. માટે દંડ પીલવા, મુગદળ વગેરેથી ખૂબ કસરત કરવી, વિદ્યાભ્યાસમાં લાગુ રહેવું, અષ્ટ મૈથુનનો ત્યાગ કરવો, રાત્રીએ વસ્તીમાં એકાંત ન સવું, તથા ગૃહસ્થના ઘરમાં એકલા ન જવું.



# ગૃહસ્થાશ્રમ.

બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ થયા પછી જો ઇચ્છા હોય તો વિદુષી ગુણવાન્ સ્ત્રી સાથે પરસ્પર પ્રસન્નતાનુસાર તથા પોતાના વર્ણાનુસાર ધર્મ–અર્થ–કામ–અને મોક્ષની પ્રાપ્તિ અર્થે પંચ મહા યજ્ઞાદિક વેદોક્ત વિધાનપૂર્વક લગ્ન કરી, સત્ પુરૂષાર્થમાં પ્રવર્તે તેજ ગૃહસ્થ કહેવાય. તે શિવાયના આધુનિક સમયના સંસારીઓ તો ગાડરિયા પ્રવાહ જેવા જાણવા. હાલના ગૃહસ્થોમાં સનાતન ધર્મની નિર્બળતા હોવાને લીધે, અવિદ્યા, દ્વેષ, છળ, કપટ, નિષ્ફળ ખર્ચ, કુવ્યય, કુલક્ષણ, મિથ્યારૂઢિ, મિથ્યાભિમાન વિગેરે અધર્મ લક્ષણો ઘણાં રહેલાં છે.

તેમાં પણ માંસ, દારૂ, વ્યભિચાર, બાળલગ્ન, અને આળસ વિગેરે દુર્ગણો ઘણા વધી ગયેલા જોવામાં આવે છે. વળી અભણ, પક્ષપાતી, સ્વાર્થી, દુરાગ્રહી મનુષ્યો અનેક પંથોમાં ફસાઇ કેવળ પશુવત્ થઇ રહે છે. મનુસ્મૃતિ વિગેરે સદ્‌ગ્રંથોમાં દર્શાવેલા ગૃહસ્થધર્મો સાથે સરખાવતાં તેઓ ગૃહસ્થ નહીં પણ ગૃહઅસ્ત થયેલા છે એમ સમજવું.

યાદ રાખવું કે ગૃહસ્થાશ્રમમાં પણ ગૃહસ્થબ્રહ્મચર્ય પાળવાનું છે. એટલે ગૃહસ્થાશ્રમ કીધા પછી ઋતુ દર્શન પછી ચાર દિવસ મૂકીને અગિયાર દિવસમાં સંતાન ઉત્પતિ માટે સ્વસ્ત્રિનો સ્પર્શ કરવો, ને ને પછી સ્તનમાંથી દૂધ સ્રવે તેટલા વખત સુધી સંસર્ગન કરવો, એને ગૃહસ્થ બ્રહ્મચર્ય કહે છે. અને તે પ્રમાણે ચાલનાર પુરૂષ ગૃહસ્થ બ્રહ્મચારી કહેવાય છે. તે શિવાયના બધા પશુ સમજવા.

## ભજન.

મૂરખા મતિ ફરી તારી રે, મેલ્યા વિઠ્ઠલનાથ વિસારી.
જન્મ થતાં પહેલાં જઠરામાં તું, કરતો હતો પોકારી,
બહાર આવ્યા પછી બુદ્ધિહીણ તું, બ્રહ્મ હીરો ગયો હારી રે–મૂરખા.

દોલત જોઇ જીવ થયો દીવાનો, બોલે અવળું અંહકારી,
પુણ્ય કર્યા વિના પછે તો થાશે, ભવો ભવ ભિખારી–મૂરખા.

ભાત ભાતનાં ભોજન તજીને, થયો અખાજનો યારી,
ચોરી છીનાળી ને સુરાપાને, ગયાં નરકે નર ને નારી.–મૂરખા.

સાચો થઇને જઇશ પ્રભુ ચરણે, તો તે લેશે ઉગારી,
ભોજો ભગત કહે સત્ય કરીને, માન શીખામણ મારીરે–મૂરખા.



આશ્રમ ચતુષ્ટ વિષે, અધિકારી સમ એહ.
પ્રથમ ઘટા તેનેજ જે, ધ્યાને જાણે તેહ.

# વાનપ્રસ્થાશ્રમ.

વાનપ્રસ્થાશ્રમ એટલે ગૃહસ્થાશ્રમથી જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સ્ત્રી સહ અથવા એકલા પોતેજ ઇંદ્રિયોને દમન કરી ઇશ્વર સાથે ધ્યાન રાખવા માટે એકાંત નિવાસ કરે ઇત્યાદિ કર્મગુણવાળા વાનપ્રસ્થાશ્રમી કહેવાય છે. આવા વાનપ્રસ્થાશ્રમીઓ હાલના ચાલતા કાળમાં કોઇપણ દેખાઇ આવતા નથી. એ વિષેના તેઓના ખાસ આચાર જોવાની જેની ઇચ્છા હોય, તેમણે મનુસ્મૃતિમાં જોઇ લેવું.

ઇશ્વર પ્રાપ્તિ માટે અધિકારી બનવા સારૂ ટુંકામાં એટલુંજ કહેવાનું કે ઇશ્વરને આકાશવત્ પરિપૂર્ણ સમજી તેનું ધ્યાન કરવું, અને તેમાં વૃત્તિને ફેલાવવી. જ્યારે સત્કર્મ પ્રવાહથી દુષ્ટ કર્મોનો અભ્યાસ છૂટે ત્યારે નિષ્કામ કર્મો કરવાનો અભ્યાસ રાખવો. તેથી વૃત્તિમાંથી મન નિરાસક્ત અને એકાગ્ર થવાનો વખત મળશે.

મનની એકાગ્રતા અને ઇશ્વરની ઉપાસના માટે ત્રાટક વિગેરે મુદ્રાઓનો અભ્યાસ અને ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન યા પ્રણવની ઉપાસના વારંવાર નિત્ય કરવી એજ બસ છે. વધારે જોવાની ઇચ્છા હોય તો પતંજલ સુત્રમાં જોવું.

જ્યાં સુધી બ્રહ્મવિદ્યા સંપાદન ન થય ત્યાં સુધી ૐકાર ની નિર્ગુણ ઉપાસના ઉપનિષદ્‌માં સ્પષ્ટ રીતે લખી છે તે પ્રમાણે કરવી. એથી બંને ફળ પ્રાપ્ત થશે. એમ ન બને તો નિષ્કામ કર્મ કરવાં. અને તે પણ ન થાય તો નિષ્કામ સત્કર્મ કરવાનો અભ્યાસ રાખવો. અને જ્યારે આમાંનું કાંઇપણ ન બને તો જેવા જન્મ્યા તેવાજ મરણ પામશો એ ખુલ્લું છે.

### ભજન.

મન તું હજી શીખામણ માન, એક દીન જાવું છે સમશાન.
લક્ષ ચોર્યાસીમાં અવતર્યો ને, ખરી તે ભોગવી ખાણ,
એ તો અવગુણ અતિ ઘણો એક, બ્રહ્મ ભજ્યા વિન હાણ રે—મન તું.
ભજન કરો તો ભય મટે, તમે શબ્દ ધરજો કાન,
અમર દેવને આરાધી લેજો, સમજ સદ્ગુરૂની શાન રે.—મન તું.
શુદ્ધ વિચારીને ચાલજો, બાઇ રેવું પડશે રાન,
મુવા પછી નથી માણવું, વાંસે સગાં કરશે સ્નાન રે.—મન તું.
રાજા પરિક્ષત પામિયો, ભુવન પતિ ભગવાન,
સાત દિવસમાં મળીયું એવું, ગોવિંદ કેર શાન રે.—મન તું.
પ્રેમ પદને પામવા તું, મેલી દે મનની તાન,
ભોજો ભગત કહે સત્ય કરીને, ભક્તિ છે નિર્વાણ રે.—મન તું.

[illegible]

# સંન્યાસાશ્રમ.

સંન્યાસાશ્રમી એટલે જેને લોક એષણા, લોક પ્રતિષ્ઠા, પુત્ર એષણા, સ્ત્રી એષણા, ધન એષણા, દેહ એષણા, કુસંગ, કુવાસના, કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, મત્સર, રાગ, દ્વેષ, હિંસા, હર્ષ, શોક, માન, અપમાન, દુષ્ટ વ્યસન, તૃષ્ણા, આશા, ચિંતા, અનીતિ, વિષયાસક્તિ, ખંડન, મંડન, અવિદ્યા, ક્લેશ, આગ્રહ, અન્નાદિ પદાર્થનો સંગ્રહ, કનક કાન્તા, અગ્નિ સંગ, અને વ્યર્થ વિવાદ વિગેરે ગુણોથી રહિત થઇ, દૃઢ વિવેક થાય, ત્યારેજ તે વિદ્વાન્ બ્રહ્મચર્ય, ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ વિગેરે આશ્રમથી વેદોક્ત રીતે હોમ હવન આદિ કરીને પરમાત્માની પ્રાપ્તિ અર્થે કોઇ સદ્ગુરૂથી બ્રહ્મદ્વારાએ સંન્યાસાશ્રમ પામી પરમાત્માને સાક્ષાત્ કરે.

(૨) ધર્મોક્ત પુરૂષાર્થ યા પ્રારબ્ધ કે ઇશ્વર આશ્રય પર સર્વ પ્રકારે સંતોષ રાખનારો હોય.

(૩) ઇશ્વર સ્મરણમાં મગ્ન, તેના જ્ઞાન સારૂ સદા ઉપાય કરનાર અને ઇશ્વરને ઓળખ્યા પછી તેના ધ્યાનમાં સદૈવ નિમગ્ન રહેનાર હોય.

(૪) સર્વે પ્રાણી પર દયાર્દ્ર તથા કરૂણાર્દ્ર દૃષ્ટિ રાખનાર હોય.

(૫) પ્રાણાયામ વિગેરે યોગ ક્રિયાથી યમ-નિયમ યુક્ત મન અને ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર હોય.

(૬) સદાચારી, પૂર્ણ વિદ્વાન, સંશય રહિત વેદવેત્તા થયા પછી ઉપદેશનું દાન આપે.

ઉપર વર્ણવેલા ગુણો યુક્ત જે મનુષ્ય હોય તેજ સંન્યાસી કહેવાય. આ ગુણો રહિત જે કોઇ દંડ, ભગવાં, મુંડ, રૂદ્રાક્ષ વિગેરે ચિન્હો ધારણ કરીને પોતાને સંન્યાસી જાણે અથવા કહેવડાવે તેને સંન્યાસી કહેવાય નહીં. (જુવો મનુસ્મૃતિ અને પરમહંસ ઉપનિષદ્).

## ભજન.

આ તન મધ્યે અખંડ રહે, આઠે પોહોર પ્રભુ ધ્યાન જી.
પરમપરમાર્થી અતિ ઘણા, આપે મોક્ષનું દાન જી.
શીલ સંતોષ દયા ઘણી, રૂડા ગુણના ભંડાર જી.
મદ મત્સર મમતા નહીં, ઉગ્મા બ્રહ્મ વિચાર જી.
વેદ પુરાણ સત્ય શાસ્ત્રનો, જાણે સિદ્ધાંત સાર જી.
જીવ ઇશ્વર માયા પુરૂષના, દેવરૂપ સાક્ષાત્કાર જી.
દેવ બ્રહ્માદિ ચૌદ લોકને, જાણે કાળનો આહાર જી.
ધર્માનંદ કહે એ સંતને, એક બ્રહ્મનો આધાર જી.

[illegible]

# વૈરાગ્યની યોગ્યતા અને જરૂરીઆત.

વૈરાગ્ય એટલે ઇશ્વરને પામવા સંબંધે કોઇ પણ ક્રિયાનું સંપૂર્ણ જ્ઞાન થતાં તેની ખરાખરી કરવાને કે તેના ફળને પામવાને મનમાં જે જે ઉત્કંઠાઓ ઉત્પન્ન થાય તેને વૈરાગ્યની સંજ્ઞા અપાય છે. પરંતુ વૈરાગ્યનો ખરો અર્થ તો સંસારમાં અનેક દુઃખો અને નરકને પ્રાપ્ત કરાવનાર જે કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, અને મત્સરાદિ છ મહાન્ શત્રુઓ છે, તેઓના સપાટામાં ન આવતાં સંસારમાં સુખરૂપ રહી પારમાર્થિક તથા આત્મિક સત્પુરૂષાર્થનાં કૃત્યો કરવાં; તથા ઇશ્વર, જીવ અને પ્રકૃતિની એકતા કરી સત્યાસત્યનો નિર્ણય કરવો; તથા અધિકાર, વિવેક, સત્યાસત્ય નિર્ણય, અણુ, વિભુ, સાકાર, નિરાકાર, યમ, નિયમ, શ્રવણ, મનન, નિદીધ્યાસન ત્રોટક, સોહમ્, શ્રાધ, તર્પણ, શાસ્ત્ર, તીર્થ, બ્રહ્મચર્ય, સંચિત કર્મ, જન્મ, મરણ, જડ, ચૈતન્ય એ વિગેરે ગુણોથી જ્ઞાન મેળવી તેના ખરા રહસ્યને પ્રાપ્ત કરી મનમાં જે દૃઢ નિશ્ચય ઉત્પન્ન થાય તે દ્વારાએ તન્મય થઇ મહાનપદ મેળવવાનો રસ્તો એમ પણ થાય છે. જેમ કોઇ પણ વસ્તુ કે પદાર્થનું સંપૂર્ણ જ્ઞાન થયા શિવાય તેના ખરાપણા વિષે નિર્ણય થઇ શકતો નથી, તેમ વૈરાગ્ય વૃત્તિ પામવાને ઉપદેશ જ્ઞાન સંપુર્ણ થયા વિના યોગ્યતા મળતી નથી; અને તે યોગ્યતા મળતી નથી એટલે તેના વિષે દૃઢ સંકલ્પ કરી તન્મય થવાને ઘણી ઘણી હરકતો પહોંચે છે; માટે પ્રથમ ઉપદેશ દ્વારાએ જ્ઞાન પ્રાપ્ત કરી, જ્ઞાન દ્વારાએ દૃઢ સંકલ્પ કરી વૈરાગ્યવૃતિને પામ્યા પછી, તે વૈરાગ્ય વડે ઇશ્વર સર્વનો કર્તા, નિયંતા, અને હર્તા છે એમ નિર્ણય થઇ ઇશ્વરાજ્ઞાનુસાર સત્પુરૂષાર્થનાં કૃત્યો કરવામાં આવે, તોજ મોક્ષપદ પામી શકાય છે. આવી મહાન્ યોગ્યતા વૈરાગ્ય (ઇશ્વરને પામવા સંબંધે કોઇ પણ ક્રિયાનો સત્યાસત્ય નિર્ણય કરી દૃઢ સંકલ્પથી એકાગ્રવૃતિ કરવી તે)ની છે. જ્યારે આવી યોગ્યતા છે તો તેની જરૂરીયાત મોક્ષની ઇચ્છા રાખનાર દરેક મનુષ્ય પ્રાણીને છે.

વૈરાગ્ય ત્રણ પ્રકારના છે. સત્ય વૈરાગ્ય, તીવ્ર વૈરાગ્ય, અને સ્મશાન વૈરાગ્ય.

ઇશ્વરને ઓળખીને સંસારમાં રહીને, મોક્ષ મેળવવા માટે સત્યની પરાકાષ્ટાએ પોહોંચવું તેને સત્ય વૈરાગ્ય જાણવો.

સંસારની ઉપાધિઓથી કંટાળી સંસાર [illegible] તીવ્ર વૈરાગ્ય જાણવો. અને [illegible] દુઃખની [illegible] વૈરાગ્ય [illegible] તેને સ્મશાન વૈરાગ્ય કહે છે.

# જ્ઞાનની આવશ્યકતા.

જ્ઞાન અનેક પ્રકારનાં હોય છે. જ્ઞાન એટલે કોઇપણ વસ્તુનો સંસર્ગ કે અનુભવ દ્વારાએ જે પરિણામ સારૂં કિંવા નરસું થવાનું સુઝી આવે તેને જ્ઞાન કહે છે. દરેક મનુષ્ય પ્રાણીએ ઉત્પન્ન કરેલા સઘળા પદાર્થોનું જ્ઞાન મેળવવાની જરૂર છે. કોઇપણ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારેજ તેનું ખરૂં રહસ્ય એટલે તેની સત્યતા કે અસત્યતા જણાય છે. તે શિવાય તેની ખરી યોગ્યતા જણાતી નથી. જગતમાં જન્મ ધારણ થયા પછી, જેમ શૂન્ય વિના એકડાની ઉત્પત્તિ નથી, ને એકડા વિના બગડાની ઉત્પત્તિ નથી; જેમ ક વિના ખ ની ઉત્પત્તિ નથી; જેમ પહેલા પગથીયા શિવાય બીજા, ત્રીજા, કે ચોથા પગથીયા ઉપર એકદમ ચઢી જવાની ગતિ પહોંચની નથી; તેમ જે જગતમાં પરમેશ્વરે આપણને ઉત્પન્ન કર્યા છે તે દુનિયામાં તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન ન કરતાં તેની આજ્ઞાઓને અનુસરીને તેની ઉત્પન્ન કરેલી કે તેના પ્રસાદથી ઉત્પન્ન થતી તમામ વસ્તુઓનું યોગ્ય સાધનદ્વારાએ સારાસાર જ્ઞાન મેળવ્યા શિવાય મોક્ષ જેવા મહાન્ પદને પમાતું નથી. માટે પહેલાં તે જ્ઞાન મેળવવું જોઇએ. એ જ્ઞાન મેળવ્યા પછી આપણે જે સદ્ગતિને પામવા ઇચ્છા રાખીએ છીયે તે સદ્ગતિનાં સાધનો મેળવી તેના જ્ઞાનને પ્રાપ્ત કરવા તરફ લક્ષ દોરવું, એટલે તેનુ ખરૂં રહસ્ય જણાઇ આવી સત્પુરૂષાર્થનાં કૃત્યો થયાં કરે છે; અને એ સત્પુરૂષાર્થનાં કૃત્યો તેજ મોક્ષપદ છે. માટે તે પદને પામવાનું જે જ્ઞાન તે ઉપદેશમાર્ગે મેળવવાની દરેક મનુષ્યને એટલે આ પદને પામવાની જેઓ ઇચ્છા રાખતા હશે તેમને ઘણી આવશ્યકતા છે એમ સમજવું.

જ્ઞાન ત્રણ પ્રકારનું હોય છે. **સત્ય જ્ઞાન, દંભ જ્ઞાન, અને શુષ્ક જ્ઞાન.**

જે મનુષ્ય દાખલા દલીલોથી પૂર્ણપણે ઇશ્વરનું ઓળખાણ કરાવે તેનેજ જ્ઞાનીની ઉપમા આપી શકાય.

જે મનુષ્ય ફક્ત પોતાની બડાઇ બતાવવા ફક્ત લાંબા લાંબા શ્લોકો બોલી બતાવે તેને દંભી જ્ઞાની જાણવો.

અને જે મનુષ્ય પોતે જ્ઞાની છતાં પોતાના જ્ઞાનનો કાંઇપણ ઉપયોગ કરી શકે નહી તેને શુષ્ક જ્ઞાની કહે છે.



[illegible] નિશ્ચય ધારીને [illegible]
નિરંજન નિરાકાર તે, શાંતિ પામે તેહ.

# મોક્ષ.

મોક્ષ એ કોઈ જાતની વસ્તુ નથી, તેમ તે જોઈ શકાય તેવો દૃશ્ય પદાર્થ નથી. મોક્ષ એટલે સંસારમાં વિત્ત અને વિષયવિકારાદિ અને સુખો જે મળે છે તે અનિત્ય છે તેમ સઘળાંઓને તે મળવાં દુર્લભ છે. અનેક દુર્લભ છે છતાં મળે તોપણ રક્ષાનો પ્રયત્ન અને નાશનો ભય તેની સાથે એક સરખી રીતે લાગી રહેલો હોય છેજ, એટલુંજ નહિં પણ તે સુખો અનિત્ય હોવાથી આખરે નાશ થાય છેજ, આવાં સુખોથી જે વિલક્ષણ સુખ તે મોક્ષ છે, એટલે પરમેશ્વર મોક્ષ સ્વરૂપ છે—તેની પ્રાપ્તિ એજ મોક્ષ છે.

મોક્ષની ઇચ્છા રાખનાર મનુષ્યે પ્રથમ પોતાનું મન, સંસારના અનેક દુઃખદ સપાટાથી દૂર રાખી સ્થિર કરવું જોઇએ, અને સ્થિર અંતઃકરણ (મન) થયા પછી ઉપાસનાઓ કરવી જોઇએ, તેમ થતાં અંતઃકરણ શુદ્ધ કરવું જોઇએ, અને અંતઃકરણ શુદ્ધ કરવાને સત્કર્મ હોવાં જોઇએ અને સત્કર્મો સ્વાર્થપર ન છતાં નિષ્કામ હોવાં જોઇએ.

ઉપર મુજબ અનુક્રમે જ્યાં સુધી દુરાચાર એટલે ઇશ્વરીઆજ્ઞા વિરૂદ્ધ કૃત્યોનો ત્યાગ કરીએ નહીં, અને જ્યાં સુધી શુદ્ધ અંતઃકરણથી નિષ્કામ કૃત્યો થાય નહીં, ત્યાં સુધી મોક્ષ મેળવવાને માણસ અધિકારી થતો નથી. માટે સર્વગુણ સંપન્નતા (એટલે ચોરી, ચાડી, લબાડી લુચ્ચાઇ વિગેરે દુર્ગુણોની નહીં પણ સદ્‌ગુણોની) મેળવી એક એકની સાથે અરસપરસ ઐક્ય કરી ખરૂં રહસ્ય શોધી નિષ્કામ સત્કર્મોની પ્રાપ્તિ અર્થે અધિકારી થવું જોઇએ. ઉપર પ્રમાણે મન શુદ્ધ અને સ્થિર કરવાને અને યોગ્ય અધિકારી થવાને કોઇ સારા સદ્‌ગુરૂના ઉપદેશની અવશ્ય જરૂર છે.

મોક્ષના ત્રણ પ્રકાર છે. મોક્ષ, આત્મ સાક્ષાત્કાર, અને પરિ નિર્વાણ. ઇશ્વરના સ્વસ્વરૂપને (નિરંજન નિરાકાર) પામવું (લક્ષ ચોરાશીના ફેરામાંથી મુક્ત થઇ) તેને મોક્ષ કહે છે.

આત્મ સાક્ષાત્કારના પ્રભાવથી, સૂર્ય ચંદ્રાદિ વિષે સ્થિત પરમેશ્વરના તેજને પામે છે. જન્મ પરંપરાથી વિમુક્ત થવાય છે તેને પરિ નિર્વાણ કહે છે. (ઉપાધિ મુક્ત.)

## શ્રી ભગવાનુવાચ. (શ્રી ભ. ગી.)

મરણ એટલે શું—જીવે અમુક કર્મ ભોગવવાને જે દેહ લીધો હોય તે દેહ જીવ રહિત થયો તે મરણ. બાકી જીવ તો એક ખોળીયું મૂકી બીજું લે છે—(જીવ મરતો નથી) અને જીવે કર્મ બંધને દેહાંતર [illegible] એ પરમાત્માની નિયત નીતિ છે. જીવ શુદ્ધ થાય ત્યારે તે જન્માંતરની ઉપાધિ રહિત પરમ પદ પામે એ પણ પરમાત્માની નિયતનીતિ છે. [illegible]

# ષડ્ રિપુ

આ અવનિ ઉપર અવતર્યાં ત્યારથીજ મનુષ્ય માત્રને માટે સર્વોત્તમ પ્રથમ ફરજ મોક્ષ મેળવવાની છે; અને તે મેળવવા માટે સર્વાંગે અપેક્ષા રાખવી જોઇએ. તેમ કરવા માટે ઘોર અંધારામાં પડેલા પેલા છ રાક્ષસી વિકારોને જીતવા પ્રથમ દરેક પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ. તેમનાં નામ અનુક્રમે કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, મત્સર છે. આ પ્રમાણે કામને અગ્રેસર મૂકવામાં આવ્યો છે તેનું કારણ એજ કે આ વિકાર અલ્પ જીવથી તે મોટા દેવતાઓ સુધી સર્વમય કાયમનું ઘર કરી પડેલો હોય છે. એનો વેગ વિજળી કરતાં પણ વધારે પ્રબળ છે. એને માત્ર શાંત રાખવા સારૂજ કલ્પિત ગૃહસ્થાશ્રમ બનાવવામાં આવ્યો છે. આમ ફક્ત શાંત રાખવા જતાં પણ તેનાથી આખી જીંદગી પેલાં એનાં ફળો (છેયાં છોકરાં) વડે દુઃખમય ગુજારવી પડે છે, અને બીજે આડે અવળે માર્ગે પણ દોરાવાની જરૂર પડે છે. આમ ફરવાથી છેવટ નરક માત્રના અધિકારી થવું પડે છે; એટલે મોક્ષની તો વાતજ ક્યાં રહી?

કામ—એના થકી દેવતાઓમાં ઇંદ્ર સરખા પણ દોષિત થયેલા છે. ગૌતમ નામના ઋષિ સ્નાન કરવા ગયેલા તેની ગેરહાજરીનો લાભ લઇ ઇંદ્ર પોતે કલ્પિત ગૌતમનું રૂપ લઇ તેમની પવિત્ર પત્ની અહલ્યા સાથે દિવસની વખતે સંયોગ કર્યો. ખરા ઋષિ આવી પહોંચવાથી ગલીચીના નળને રસ્તે બીલાડીનું રૂપ ધારણ કરી નાસવું પડયું. આનું પ્રાયશ્ચિત એટલુંજ ભોગવવું પડયું કે ઋષિના શાપથી આખું અંગ છિદ્રવાળું થઇ ગયું.

## કામ દમન.

કામ દેવને વશ કરવાનો ઉપાય–સ્ત્રી સંગનો અભ્યાસ ન કરવો તે છે, કારણ કે જેમ જેમ અભ્યાસ રાખશો તેમ તેમ આ વિષય વધશે, અને ઓછો કરશો તો અટકશે. શૃંગારવાળા ગ્રંથો ન વાંચવા તથા સાંભળવા નહીં. તેમ તેનો સંગ પણ ન રાખવો. વૈરાગ્ય શતક વિગેરે ગ્રંથનો વારંવાર પાઠ કરવો. ગૃહસ્થ બ્રહ્મચર્ય પાળવું. કસરત કરતા રહેવું. જગતકર્તા પરમેશ્વરનું વારંવાર ચિંતવન કરવું. વિવેક રાખવો, નીતિ અખત્યાર કરવી. સ્ત્રીઓનાં શરીર મળ મૂત્રાદિથી ભરેલાં છે, માટે તેનો હંમેશાં મનમાં અણગમો કરવો. પણ ઉપરની ખૂબસુરતી ઉપર ભૂલા પડવું નહીં.

"નાર નરકકી ખાન હયે, દુર્ગંધ અંગ અપાર;
અયસો ઉનકી દેહમે, જ્યસો કુંડ ચમાર." (કબીરવાણી)

જ્યારે જ્યારે કામ વાસના સ્ફુરી આવે ત્યારે ચાર માણસોમાં વાત કરવા બેસી જવું. અથવા કોઇ નીતિ યુક્ત ગ્રંથ લઇ વાંચવો. પ્રતિજ્ઞાભંગનો ભય

[illegible] થાક રાખવો. ઇશ્વરનો ડર રાખવો. શરીર હાનિનો વિચાર કરવો. વિદ્યા અને ધનની હાનિ અને રોગની ઉત્પત્તિનો ખ્યાલ રાખવો. તે વખત કાંઇ પણ સાધન ન સુઝે તો પચીસ દંડ અવશ્ય પીલવા કે તેથી તુરત કામદેવ શાંતતાને પામશે. બહુજ કામાંધ મનુષ્યે વ્રત કરવાનો અભ્યાસ રાખવો.

શીખના, પઢના, ચાતુરી–તીનો બાતાં સહેલ.
કામ દમન, મન વશ કરન, ગગન ચઢન મુશકેલ.

કવિત.

કાથ હુસેં કામ જાત, ગાંઠ હુસેં દામ જાત, નાર હુસેં નેહ જાત, રૂપ જાત અંગસે.
ઉત્તમ સબ કર્મ જાત, કુલકો સબ ધર્મ જાત, ગુરૂજનકી શર્મ જાત, મદનકે ઉમંગસે.
શૃંગાર રંગ રીત જાત, જગતમેં પ્રતીત જાત, ઇશ્વરસુ પ્રીત જાત, અપને ચિત્ત ભંગસે.
જપ તપકી આશ જાત, સુરપુરકો વાસ જાત, શાસ્ત્રકો અભ્યાસ જાત, પરનારીકે સંગસે.

પ્રહ્લાદને જ્યારે શ્રીકૃષ્ણ પરત્માએ વર માગવાને કહ્યું ત્યારે પ્રહ્લાદે કહ્યું કે "તમારી માયાએ કરીને સોળ આરા એટલે સોળ વિકારવાળા સંસાર સાગરમાં નંખાયલો છું, તથા શેરડીની પેઠે પીલાઉ છું તેને તમારી પાસે લ્યો. હે વિભુ! સર્વ લોકપાલોના આયુષ્ય, લક્ષ્મી, તથા વૈભવ કે જેઓને મનુષ્ય ઇચ્છે છે, તેતો મારા જોવામાં આવ્યા છે, કેમકે મોટા મોટા રાજાઓ મારા પિતાના ક્રોધયુક્ત હાસ્યથી ઉંચી ચઢેલી ભ્રકુટીના ફરકવાથીજ નાશ પામ્યા હતા, તેવા મારા પિતાને પણ તમે મારી નાખ્યો. માટે પ્રાણીઓના વૈભવોના પરિણામને જાણનારો હું બ્રહ્માદિકથી માંડીને સર્વ પ્રાણીઓના આયુષ્યની, લક્ષ્મીની તથા ઇંદ્રીયોથી ભોગવાતાં સુખોની ઇચ્છા રાખતો નથી. તેમજ મોટા પરાક્રમવાળી તમારી કાળ-મુર્તિથી નાશ પામતી સિદ્ધિઓને પણ ઇચ્છતો નથી. કાનને મીઠા લાગનારા પણ પરિણામે ઝાંઝવાના પાણીના જેવા સંસારના વૈભવો ક્યાં? અને સર્વ રોગોના ઉત્પત્તિ સ્થાનરૂપ આ કલેવર ક્યાં? આ પ્રમાણે મનુષ્ય જાણે છે. છતાં પણ દુર્લભ એવાં અલ્પ સુખોથી કામાગ્નિને શાંત કરતો થકો વૈરાગ્ય પામતો નથી. આ પ્રમાણે પ્રહ્લાદના કહેવા છતાં પણ શ્રીકૃષ્ણે કંઇ પણ વર માગવાને આગ્રહ કર્યો, ત્યારે પ્રહ્લાદે કહ્યું. હું તો કામના રહિત છું, તમારો ભક્ત છું, અને તમે મારા ઇચ્છા રહિત સ્વામિ છો. રાજા અને તેના સેવકની પેઠે આપણી વચ્ચે કામનાદિકનું પ્રયોજન રહેતું નથી. છતાં પણ આપ કહેતા હો કે મારા સંતોષને માટે તારે કંઇ પણ માગવું જોઇએ, અને હે વરદાન આપનારાઓમાં ઉત્તમ ઇશ્વર! તમે મને માગેલા વર આપતા હો તો હું તમારી પાસે માગી લઉં છું કે 'મારા હૃદયમાં [illegible] કામનાનો [illegible] ફૂટે નહીં તેવું [illegible]."

[illegible]—આ વિકારથી પણ મોટાં વિઘ્નો છે [illegible] [illegible] [illegible] આવવાનો મોટો સંભવ હોય છે, તે એક ઘડીમાં [illegible] [illegible]

જે પ્રથમ પ્રયત્ન તેનો મૂળમાંથીજ નાશ થઇ જાય છે. એનો તાપ બારેમાં ભારે અગ્નિ કરતાં પણ વધારે ગણેલો છે. અગ્નિથી બળતાં કાંઇક વખતનો પણ ભોગ અપાય છે પણ આનો અગ્નિ એક ક્ષણમાં બાળીને ખાખ કરી નાખે છે. એના થકી વિશ્વામિત્ર જેવા ઋષિએ પોતાનું હજારો વર્ષનું તપ ભંગ કર્યું છે. આમ થવાથી ઋષિપદને પામ્યા છતાં મોક્ષની આશા મૂકી દેવી પડી છે.

ક્રોધ વશ કરવાનો ઉપાય એ છે કે–પ્રથમ તો ક્રોધ કરવાનો અભ્યાસજ ન રાખવો. એટલે વાદવિવાદ, ધન વિગેરેની મગરૂરી, મશ્કરી, ચાડી, ચુગલી, દુર્જનતા, અભિમાન, એક વાતને વારંવાર પૂછવી, નિર્દયતા, જર, જોરૂ, અને જમીન ગેરવ્યાજબીપણે લેવાની અનીતિ, મન મુખીપણું, છળ કપટથી ક્રોધમાં પ્રેમ રાખવો, વિના પ્રયોજને સ્ત્રી વિગેરે ઉપર સત્તા રાખવી, એ વિગેરે ક્રોધ કરનાર તથા કરાવનાર દુર્ગુણો ત્યાગ કરવા. ક્રોધ ઉત્પન્ન થવાની વખત પુષ્કળ પાણી પીવું તથા સોથી એક સુધી ઉલટું ગણી જવું. ક્રોધ થતી વખતે આપણી જે સ્થિતિ હોય તેને બદલી નાખવી. એટલે બેઠા હોઇએ તો સુઇ જવું, ઉભા હોઇએ તો ચાલવા માંડવું, ચાલતા વિષયને પડતો મૂકી બીજા વિષયમાં મનને પ્રેરવું વિગેરે.

મદ—આ વિકારને શાંત રાખવા માટે મોજ શોખ માત્રને તિલાંજલી આપી હર હમેશ ઠંડા પાણીનું સ્નાન ચાલુ રાખી રામ રટણ કરે જવું.

રાજા ભરથરીની રાણી પિંગલાએ રાજ વૈભવનાં સાધનો પૂરતાં હોવાથી આ વિકારે ઉભરો ખાઇ એક ખાસદાર જેવા હલકા વર્ગના પુરૂષ સાથે વ્યભિચાર કરી એ વિકારને શાંત કર્યો હતો. જેના પરિણામે રાજા ભરથરીને રાજપાટ તજી વૈરાગ્ય ધારણ કરવો પડ્યો.

લોભ—એ પાપ તથા અનીતિનું મૂળ છે. તેનો ઉપાય એ છે કે, સત્ય બોલવા અને અધર્મ નહીં કરવા ચાર માણસોમાં પ્રતિજ્ઞા કરવી. સત્ પુરૂષોનો સંગ રાખવો, નિષ્કામ કાર્ય કરવાનો સ્વભાવ રાખવો, સંતોષનું ઉગ્ર શસ્ત્ર પાસે રાખવું, મન કહે તે પ્રમાણે ધન વિષય ન કરવો પણ તેનાથી ઉલટું ચાલવું, છળ કપટ અને અધર્મનો ત્યાગ કરવો.

પુરાણમાં કહ્યું છે કે–હરણ–હાથી–પતંગ–ભમરો–અને માછલું એ પાંચ પ્રાણી અનુક્રમે, શબ્દ–સ્પર્શ–રૂપ–ગંધ–અને રસ વિષયથી લોભાઇને નાશ પામે છે, તો જે અસાવધ મનુષ્ય એકજ હોઇને પાંચ ઇંદ્રિયો વડે ઉપલા પાંચે વિષયને સેવે છે તો તે નાશ પામે એમાં શું નવાઇ?

હરણ—આ પ્રાણીને શબ્દ (ઘંટનાદ–ખણખણાટ–વાજીંત્રનો નાદ) ઉપર આસક્તિ હોવાથી તે સાંભળવા માટે લુબ્ધ થઇ તે પોતાનો પ્રાણ ખુવે છે. પારધિઓ આવી રીતે શબ્દનાદથી હરણનો શિકાર કરે છે.

હાથી—આ પ્રાણીને સ્પર્શ કહેતાં (હાથણીનો સંગ) બહુજ પ્રિય હોવાથી જો જંગલમાં હાથણી એની દ્રષ્ટિએ પડે તો પોતાના જાનની દરકાર કર્યા વિના તેના તરફ તે દોટ મૂકે છે. આમ થવાથી વચ્ચે ખાડામાં પડી તે પોતાનો પ્રાણ ખુવે છે. પછી એ હાથી ખાડામાંથી નીકળી શકતો નથી અને મનુષ્યો આ ક્રિયા વડે તેને પકડે છે.

પતંગ—આ પ્રાણીને રૂપ ઉપર અત્યંત મોહ હોવાથી દીવામાં પડી તે પોતાનો પ્રાણ ખુવે છે.

ભમરો—આ પ્રાણીને ગંધ અતિ પ્રિય હોવાથી તે દિવસે તળાવમાં ખીલેલા કમળ વચ્ચે બેસી ગંધનું સેવન કરે છે. એટલે સુધી કે સંધ્યાકાળે કમળો બીડાઇ જાય છે ત્યાંસુધી તે પોતાની દેહનું ભાન ભૂલી જાય છે. આમ થવાથી કમળનો ભક્ષ કરનાર પ્રાણી આવીને પેલા કમળને ખાઇ જાય છે, અને પેલો ભમરો આ પ્રમાણે પોતાનો પ્રાણ ખુવે છે.

માછલાં—આ પ્રાણી રાત દિવસ પાણીમાં મોહિત હોવાથી હમેશાં માછીની જાળમાં સપડાઇ પોતાનો પ્રાણ ખુવે છે.

લોભના વિકારથી મોટા મોટા રાજવંશીઓ પોતાનું રાજપાટ ગુમાવી દઇ અને દેશનિકાલ થયા છે. એનો અર્થ એટલોજ કે ઇશ્વરે જે સ્થિતિમાં આપણને મૂક્યા હોય તેમાં સંતોષ માનીને રહેવું. તેમજ વધારે કોઇપણ વસ્તુ મેળવવાની ઇચ્છા માત્ર કરવી નહીં.

મોહ—આ વિકાર જેને સ્ફુરે છે તે પોતાનો વહાલો પ્રાણ પણ ખોઇ બેસે છે. અર્થાત્ મરણને શરણ થાય છે. મોટા મોટા રાજાઓ તથા ઋષિઓ પોતાનું પદ ખોઇ બેસે છે. જુવો શંકર જેવા દેવતા પણ ભીલડીના મોહપાશથી પોતાના તપોબળમાં ખામી આણી ગયા છે.

મત્સર—આ વિકારથી જીવમાત્રની હાની થાય છે. એના પ્રગટવાથી રાવણને લંકાનું રાજ ખોઇ આખરે મરણને શરણ થવું પડ્યું છે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

શરીર તથા તે સંબંધી જે કંઇ તે અસત્—નિત્ય નહીં, અને આત્મા સત્ તે અનિત્ય નહીં. સુખ દુઃખ એ શરીર—વિષય—માયાના ધર્મ છે, નાશવંત છે, તેને જીવ એટલે આત્મા સાથે કંઇ પણ સંબંધ નથી. આત્મા દેહથી જુદો છે. ૭ ઊર્મિને દેહના ૭ વિકાર તે આત્મા નથી.



શમ, દમ, તપ ને શૌચ વળી, આર્જવ આસ્તિક ધર્મ;
ક્ષમા, જ્ઞાન, વિજ્ઞાન એ, સહજ બ્રહ્મનાં કર્મ.

# બ્રાહ્મણ ધર્મ.

જે મનુષ્યના દેહને વિષે નીચે લખ્યા પ્રમાણે ગુણ-કર્મ અને લક્ષણ હોય તેને બ્રાહ્મણ કહે છે. ૧ જ્ઞાન-અણુથી તે ઇશ્વર પર્યંત પદાર્થોના ગુણ, કર્મ, સ્વભાવ, અને વેદ તથા વેદાંતને ગુરૂ દ્વારાએ જાણવા તે. ૨ વિજ્ઞાન—જે જાણવામાં આવ્યું હોય તેનો ક્રિયા વિગેરે સાધનોથી પરીક્ષા કરી સંશય રહિત થઇ ઉપયોગ કરવો અને તે પ્રમાણે વર્તવું તે. ૩ ધર્મ-સંપન્ન, વેદ ધર્મ અને ધર્માત્મા હોય. ૪ શ્રુત-સત્શાસ્ત્ર તથા વેદાદિનું પઠન પાઠન, યજ્ઞાદિ કર્મ કરવું તથા કરાવવું તથા સંસ્કાર કર્મ કરાવવું વિગેરે. ૫ કર્મ-નિષ્ફળકર્મ તથા નિષ્ફળ ગ્રંથોથી દૂર રહેવું. ૬ યજ્ઞ—અગ્નિહોત્ર વિગેરે મનુષ્ય સુખદાયક હવન ક્રિયાઓ કરવી કરાવવી. વિદ્વાનોનો યથા યોગ્ય સત્કાર કરવો, કારણ કે તે દેવસ્વરૂપ છે તથા વિદ્યાદિ શુભ ગુણોનું દાન આપવું. ૭ પંચ મહાયજ્ઞ કરવા તથા કરાવવા. ૮ દાન કરવું. ૯ પ્રતિગ્રહ-વિપત્તિ કાળમાં જે દાન લેવું તે (મહેનતના બદલામાં સમજીને લેવું તે). ૧૦ આમાત શ્રેય-બીજાની સંપત્તિ, વિદ્યા, અને માન વિગેરે જોઇને મનમાં ક્ષોભ-ઇર્ષા ન કરવી. ૧૧ આજ્ઞા—માતા, પિતા, ગુરૂ, તથા શાસ્ત્રની આજ્ઞા પાળવી. ૧૨ તિતિક્ષા—શરદી, ગરમી, સુખ, દુઃખ, માન અપમાન, નિંદા અને સ્તુતિથી મનમાં હર્ષ શોક ન પામતાં તેને સરખી રીતે સહન કરવાનો સ્વભાવ રાખવો. ૧૩ નિંદા—કોઇનામાં દુર્ગુણ નહીં છતાં દુર્ગુણ આરોપણ કરી તે સંબંધે તેની હયાતિમાં કે તેની પાછળ જે કાંઇ બોલવામાં આવે તેને નિંદા કહે છે. ૧૪ અપરિગ્રહ-પોતાના શરીરના નિર્વાહ માટે જરૂર કરતાં વધારે ન લેવું તે. ૧૫ સમદષ્ટિ-સર્વની ઉપર યથા યોગ્ય તેના અધિકાર અનુસાર દષ્ટિ રાખવી. જેમ જેના જેવી બુદ્ધિ હોય તેના પર વિષમ દષ્ટિ ન રાખતાં તેની બુદ્ધિ પ્રમાણે કર્મ અને વિદ્યા શીખવવાં. ૧૬ આર્જવ—મન, વચન અને કર્મે કરીને સરળ સ્વભાવ રાખીને વર્તવું તે. ૧૭ શાંતિ—વિવેક, સંતોષ અને જ્ઞાનયુકત થઇને સદા મનમાં શાંત રહેવું તે.

એટલાં લક્ષણ બ્રાહ્મણ દેહનાં છે. પરંતુ ગીતા અને મનુસ્મૃતિ તથા ભાગવતમાં કોઇ પણ ઠેકાણે એમ નથી જણાઇ આવતું કે જેને જનોઇ હોય તે બ્રાહ્મણ કહેવાય છે; કારણ કે જનોઇ એ તો માત્ર વિદ્યાનું ચિન્હ છે.

જ્ઞાન, વિજ્ઞાન, ધર્મ, શ્રુત, કર્મ, યજ્ઞ, પંચ મહાયજ્ઞ, દાન, પ્રતિગ્રહ, આમાત શ્રેય, આજ્ઞા, તિતિક્ષા, નિંદા, અપરિગ્રહ, સમદષ્ટિ, આર્જવ, શાંતિ, આટલાં સત્તર લક્ષણવાળો પુરૂષ હોય તે બ્રાહ્મણ કહેવાય.

આજકાલના કહેવાતા બ્રાહ્મણો તો ફકત પેટભરાજ હોય છે.



**શૌર્ય, તેજ, ધૃતિ નિપુણતા, ઉદારતા પ્રભુ ધર્મ;**
**યુદ્ધથી નહીં હટવુંજ એ, સહજ ક્ષત્રિનાં કર્મ.**

# ક્ષત્રિય ધર્મ.

૧ કામ્ય વ્યસન—ઉપયોગી અને નિરપરાધી જીવોનો તથા જરૂરી કામ મૂકીને શીકાર ખેલવો; માદક પદાર્થ દારૂ અફીણ વિગેરેનું સેવન; સ્ત્રીઓનો અતિસંગ; ચોપટ જુગાર વિગેરે રમત રમવી; દિવસે સૂવું; કામકથા શ્રવણ તથા પરનિંદા કરવી; અનુચિત ગાન, તાન, નાચ વિગેરેમાં વખત ગુમાવવો; અહિં તહિં ભટકવું; આ કામ્ય વ્યસન કહેવાય છે—તે ન હોવાં જોઇએ. ૨ ક્રોધ વ્યસન—ચાડી ચુગલી કરવી, બલાત્કારથી કોઇના પદાર્થો (જર, જોરૂ, અને જમીન) હરણ કરવા તથા આબરૂ લેવી; દ્રોહ રાખવો; ઇર્ષા રાખવી; દોષને ગુણ અને ગુણને દોષ બતાવવો; તન, મન, ધન, દેશ અને કાળનો વ્યર્થ વ્યય કરવો; કઠોર વચન બોલવું; અપરાધ વિના અનુચિત વચન કહેવું અથવા વિશેષ દંડ કરવો—આ ક્રોધ વ્યસન કહેવાય છે, તે હોવાં ન જોઇએ. ૩ વાક્ દંડવાળો હોય. ૪ હિંમતવાન, સત્વવાન, જવાંમર્દ અને સત્તાવાન હોય. ૫ શૌર્ય, દબદબો, ભપકો અને શૂરવીરનો દેખાવ હોવો જોઇએ. ૬ તેજ—દુષ્ટોની દૃષ્ટિમાં ક્રૂર, તેજયુક્ત એટલે ન દબાય તેવો, અને બીજાને દબાવનાર હોય. ૭ વિદ્યા—ધનુર—શસ્ત્ર, અસ્ત્ર, નીતિ, ધર્મ, ભૂગોળ વિગેરે બાબતોથી સુશિક્ષિત હોવો જોઇએ. ૮ ધૃતિ—બળવાન દુષ્ટોને મારવામાં સમય જોવો પણ ઉતાવળ ન કરવી. ૯ સ્ફુર્તિ—દુષ્ટ, ચોર, લુટારા વિગેરે શત્રુઓને પકડવા અને દંડ દેવામાં તથા પોતાના કાર્યમાં ચંચળતા રાખવી, તેમજ દુઃખીયા અને ફરિયાદીની તપાસમાં તથા રાજ્ય પ્રબંધ કરવામાં, તેમ વિત્ત સંભાળવામાં તથા લડાઇ કરવામાં ચાલાકી રાખવી. ૧૦ કસરત કરવી. ૧૧ દાન કરવું. ૧૨ રક્ષા—પ્રજાને પોતાનું શરીર સમજીને સર્વ પ્રકારે નિષ્પક્ષપાતપણે સર્વથા રક્ષા કરવી. ૧૩ ન્યાય—પક્ષપાત રહિત અદલ ઇન્સાફ કરવો. નવિન કાર્ય અથવા ભારે બાબત સૈન્ય વેપાર અને બીજા રાજકાજમાં સભા ભરવી, અને પ્રજા તથા પ્રધાનની સલાહ લઇને સારો ઇન્સાફ કરવો અને તે પ્રમાણે વર્તવું તથા વર્તાવવું. ૧૪ ઐશ્વર્ય—પોતાની સત્તા અને સામર્થ્ય તથા ગુણ વધારવામાં હમેશાં ઉપાય લેતા રહેવું. ૧૫ દંડ—કોઇપણ અપરાધિ હોય તેને તેના ગુન્હા અનુસાર વચન, મન, શરીર અને આબરૂની યથોચિત શિક્ષા દેવી. ૧૬ શામ, દામ, દંડ, ભેદ, યથા યોગ્ય સમજીને યોજવાં. ૧૭ બને ત્યાં સુધી કરજ ન કરવું. ૧૮ પ્રજાને સારા માર્ગમાં ચલાવવી. બ્રહ્મચર્ય પાળવું, પળાવવું. બાળ વિવાહ અને કુમાર્ગે જતી રોકવી, તથા વિદ્યા ભણાવવી અને સદૈવ પ્રજાના સુખના ઉપાયો લેવા.

આટલાં લક્ષણો ક્ષત્રિયોનાં અને રાજાઓનાં હોવાં જોઇએ. તે શિવાયના બધા ફક્ત નામનાજ સમજવા. (ક્ષત્રી, રાજા.)



પર ધર્માચરવા થકી, શ્રેષ્ઠ વિગુણ નિજ ધર્મ;
ગોરક્ષા, વાણીજ્ય, કૃષિ, સહજ વૈશ્યનાં કર્મ.

# વૈશ્ય ધર્મ.

૧ વિદ્યા—પદાર્થ વિજ્ઞાન, અથર્વ વેદ, વિદ્યા (અર્થ શાસ્ત્ર), વ્યવહાર વિદ્યા, ખેતી વિદ્યા, ભૂગોળ વિદ્યા—ગણિત વિદ્યા—ઇતિહાસ વિદ્યા, અને નૌકા વિદ્યા વિગેરે અનેક વિદ્યા યુકત હોય. ૨ પશુ વિદ્યા—પશુનું પાલન અને રક્ષણ કેવી રીતે કરવું તે જાણતો હોય. ૩ દેશાન્તરથી પદાર્થો લાવવા તથા મોકલવા (વાણિજ્ય) અર્થાત્ હરેક પ્રકારના વ્યવહારથી વ્યાપાર કરી શકતો હોય. ૪ ખેતી કરવામાં અને કરાવવામાં કુશલ હોય. ૫ પોતે જોખમમાં નહીં પડતાં વ્યાપારની વૃદ્ધિ કરનાર હોય. ૬ દાન કરતો હોય (ધર્માદા વિગેરે કામોમાં મદદ કરવી તે), ૭ અનાચાર—દુષ્ટાચાર રહિત હોય. ૮ ધર્મમાં પ્રવૃત્ત હોય.

ઉપર પ્રમાણે લક્ષણો વૈસ્યમાં હોવાં જોઇએ. હાલના કેટલાક વૈશ્યો અનેક પ્રકારનાં ઉંચા નીચાં કર્મોમાં પ્રવૃત્ત રહે છે, પરંતુ ઉપર લખેલા શિવાયનાં તમામ લક્ષણો કર્તવ્ય કર્મ તથા જાત્યનુસાર ન ગણુતાં ધર્મ વિરૂદ્ધ ગણાય.

નર રળી ગણે ન્યાલ હું થયો, લલિત લક્ષણે જ્ઞાનમાં ગયો;
જન જગત્પત્તિ જો ન તે ભજે, ન સુખ સંપત્તિ સ્વર્ગની સજે.

શિશુપણું પુરૂં ખેલમાં ખપ્યું, ન હરિ નામ તેં જીભથી જપ્યું;
જરૂર જાણજે જોબને જશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

ન જગનાથને ભાવથી ભજ્યા, થર કુકર્મના તે ન તેં તજ્યા;
પ્રભુ તને પછી લેખું પૂછશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

ફિકર છોડીને ફેલમાં ફર્યો, દિન્ન વિષે નહીં દ્વેષથી ડર્યો;
અણુચિંતું તને મોત આવશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

સરવ કાળ જઇ જો સ્મશાનમાં, અખુટ ચેહ બળે ધાર ધ્યાનમાં;
મરણુ તે તને કેમ મૂકશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

જન જુવાનીયા જે જણાય છે, નિમિષ માત્રમાં નાશ થાય છે;
તુજ તણા ગયા હેતુ એ હશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

ચતુર ચેતી તું જો વિચાર રે, જગત સર્વ તો છે જનાર રે;
અચળ કોણુ આ વિશ્વમાં વસે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

દહન કૈં થયા તુજ દેખતાં, લખી શકે નહીં લેખું લેખતાં;
તદપિ ચિત્ત તું જો ન ચેતશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

કપટ કુડનાં કર્મ તેં કર્યાં, ધન રળી રળી ધૂળમાં ધર્યાં;
કર વિચાર તે કોણુ કાઢશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ;
જે સેવા રૂપ ધર્મ તે, સહજ શૂદ્રનું કર્મ.

# શૂદ્ર ધર્મ.

૧ અભણ હોય પણ ઉપયોગ પુરતું ગણિત વિગેરે જ્ઞાન ધરાવતો હોય.

૨ મન, વચન અને કર્મે કરીને સેવા કાર્યમાં કુશળ હોય.

૩ શૌચ.

૪ હુન્નર જાણુનો હોય અથવા ત્રણ વર્ણની સેવાથી ધર્મોકત જીવન ગુજારતો હોય.

૫ પાક શાસ્ત્ર જાણનો હોય. અધર્મ અને દુષ્ટ કર્મ રહિત હોય. એટલાં લક્ષણવાલાને શૂદ્ર કહેવો જોઇએ.

---

**બ્રાહ્મણોનું કર્તવ્ય**—વિદ્યા ભણવી, વિદ્યા ભણાવવી, હોમ, હવન વિગેરે ક્રિયાઓ કરવી તથા કરાવવી. યજ્ઞો કરવા તથા કરાવવા. દાન આપવું તથા દાન લેવું.

**ક્ષત્રિયોનું કર્તવ્ય**—રાજપાટ કરવું. પ્રજાને પાળવી. યુદ્ધમાં પાછા નહીં પડતાં મરતા સુધી લડવું. (બળ બતાવવું) અને વિદ્વાનોને આશ્રય આપવો. રાજ્યનું રક્ષણ કરવું.

**વૈશ્યનું કર્તવ્ય**—વાણિજ્ય કરવું (વેપાર) તેમાં પ્રમાણિકપણું રાખવું. બને તો પ્રવાસ કરવો. વેપારથી દેશનું કલ્યાણ કરવું. વિદ્વાનોનું યથા શકિત પોષણ કરવું.

**શૂદ્રનું કર્તવ્ય**—નોકરી કરવી-દાસત્વપણું કરવું. યુદ્ધમાં સિપાઇ તરિકે લડવું. દેશનું રક્ષણ કરવું. યથા શકિત ઉપરની ત્રણે વ્યકિતઓનું રક્ષણ કરવું.

---

સ્વપ્ન તુલ્ય આ સર્વ લોક છે, હર ઘડી થતા હર્ષ શોક છે.
પલક એકમાં નશ પામશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.
લલિત છંદથી લાભ લેખી લે, દલપતિ ધરી દષ્ટિ દેખી લે.
પ્રભુ વિના તને કોણ કાઢશે, સમજ પ્રાણીયા શી ગતિ થશે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

વ્યવહાર કર્મમાં વિઘ્નનો સંભવ છે, વેળાએ પરિશ્રમ નિષ્ફળ થાય છે, તેમ યજ્ઞ જપાદિ અનુષ્ટાનમાં પણ વિઘ્ન આવે છે, કે વિકળ થવાય છે, પણ ઇશ્વરાર્પિત ફળેચ્છા રહિત કર્મ પૂર્ણ ન થાય, તો પણ જેટલું કીધેલું તે વ્યર્થ જતું નથી. ને તે કર્મમાં દોષ પાપ નથી, વળી વિઘ્ન સંકટમાં અડી વેળાએ ઇશ્વર સંરક્ષણ કરે છે.

# જનક રાજાનો વિલાપ.

જનક રાજા વિલાપ કરે છે કે હાય હાય, જેમ પથરાઓમાં પથરો જોરથી અથડાય છે, તેમ હું જગતની મહા દુઃખદાયી ચપલ દશાઓમાં જોરથી અથડાયા કરૂં છું. આ કાળ કે જે અંત વગરનો છે, તેના એક અલ્પ ભાગમાંજ હું જીવી શકું એમ છું, તે છતાં તેના જીવનમા મૂર્ખતાથી વિશ્વાસ રાખી બેઠો છું, માટે મને ધિક્કાર છે. મારા જીવવા સુધી રહેવાનું આ રાજ્ય કેટલુંક છે? બહુજ થોડું છે. તે છતાં તેટલાથીજ સંતોષ પામીને હું મૂર્ખની પેઠે ભવિષ્યનાં દુઃખોને ન આવવા દેવાનો વિચાર કર્યા વિના કેમ બેઠો રહું છું? આ દેહ આદિમાં ન હતો, અંતમાં પણ નહીં હોય, પણ કેવળ મધ્યમાંજ થોડાક જીવનવાળો દેખાય છે, તો જેમ બાળક ચિત્રમાં આલેખેલા ચંદ્રને સાચો સમજીને ખોટી ધીરજ ધરી બેસે છે, તેમ હું એવા ખોટા દેહને સાચો સમજીને કેમ ખોટી ધીરજ ધરી બેઠો છું? આ મોટા પ્રપંચરૂપ ખોટી ઈંદ્રજાળથી હું અત્યંત મોહ પામ્યો છું એ બહુ ભૂંડું થયું છે; મને તે કોણે મોહિત કર્યો હશે? આ સંસારમાં જેને સાચી, રમણીય, અખંડિત કે બનાવ્યા વગર થયેલી કહીયે એવી કોઇપણ વસ્તુ નથી. માટે મારી બુદ્ધિને કઇ વસ્તુમાં વિશ્રાંતિ મળે એમ છે? કોઇમાં પણ મળે એમ નથી. જે વસ્તુઓને હું દૂર રહેલી માનું છું, તે વસ્તુઓ પણ મારા મનમાંજ છે, એવો નિશ્ચય રાખીને હવેથી મારે બહારના પદાર્થોની વાસનાજ છોડી દેવી. લોકોની ભોગો ભોગવવાને વાસ્તે ધન આદિ મેળવવાની જે પ્રવૃત્તિ છે, તે પાણીની ચકરીની પેઠે ગોથાં ખવરાવનારીજ અને પરિણામે પણ દુઃખ ઉત્પન્ન કરનારીજ જોવામાં આવે છે. તે છતાં હું એવી પ્રવૃત્તિથી સુખ મળવાનો વિશ્વાસ કેમ રાખી બેઠો છું? સુખમિશ્રિત દુઃખો તો કોઇ સમયેજ આવે છે પણ નકરાં દુઃખો તો પ્રત્યેક વર્ષે, પ્રત્યેક મહીને, પ્રત્યેક દિવસે, અને પ્રત્યેક ક્ષણે વારંવાર આવ્યા કરે છે. આ રાજ્ય આદિનું સુખ તો થોડાક સમયમાંજ દેખાઇને નષ્ટ થઇ જવાનું છે, માટે તેની વાસના છોડી દઇ હું ઈંદ્રપદ આદિનાં ઉત્કૃષ્ટ સુખોની ઉત્કંઠા કરૂં તો તે સુખોમાં પણ વિચાર કરતાં જેમાં વિવેકી પુરૂષોને વિશ્રાંતિ મળે એવું કોઇ પણ સુખ જોવામાં આવતું નથી. આ મોટા વૈભવોની સાથે મારે શો સંબંધ છે અને આ બાંધવોની સાથે પણ મારે શો સંબંધ છે? કશો નથી. તે છતાં પણ જેમ બાળક પોતેજ કલ્પી લીધેલા પિશાચથી વ્યાકુલ થઇ જાય છે, તેમ હું પોતેજ કલ્પી લીધેલા મમતા રૂપ સંબંધથી વ્યાકુલ થયાં કરૂં છું. અરે અભાગીયા મન? જે પુરૂષો આજ મોટાઓને પણ માથે રહ્યા છે તેઓ પણ દિવસો જતાં નીચે પડવાના છે, તો તેમ છતાં તું રાજ્ય આદિની તુચ્છ મોટાઇમાં કેમ ભરોસો રાખે છે? હાય હાય! હું રજ્જુ વગરજ બંધાયો છું, કાદવ વિના પણ ખરડાયો છું, અને ઉપર રહેલો છતાં પણ

નીચે પડયો છું. હાય હાય ! મારી સ્વસ્વરૂપમાં સ્થિતિ રહી નથી. જેમ પ્રકાશને રોકનારૂં કાળું વાદળું અકસ્માત્ સૂર્યની આગળ આવે છે, તેમ આ મોટો મોહ હું સમજું છતાં પણ અકસ્માત્ મારી આગળ શા માટે આવ્યો હશે? અરે ! આ સંસારના ભોગોમાં હું હાથે કરીને તથા મરણને લાવી દેનારી અને ઉદ્વેગ આપનારી આ આસ્થા શા માટે બાંધું છું ? આ ભોગ આદિની સંપત્તિ જાય તો ભલે જાય અને રહે તો ભલે રહે, પણ એના ઉપર હું આવડો બધો આગ્રહ શા માટે રાખું છું ? આ સંપત્તિ તો પાણીના પરપોટાની પેઠે ખોટીજ ઉભી થયેલી જોવામાં આવે છે. પૃથુ તથા મરૂત આદિ મોટા વૈભવોવાળા ચક્રવર્તી રાજાઓ અને સારા સારા ગુણોવાળા સ્નેહીઓ તથા બાંધવો કે જેઓ પૂર્વકાળમાં હતા, તેઓ આજ સ્મરણ માત્રમાં રહ્યા છે, તો તેવું દેખવા છતાં આ વર્તમાન સુખોનો શો ભરોસો રાખવો? પૂર્વના રાજાઓનાં જુનાં ધનો કયાં ગયાં, અને પૂર્વના બ્રહ્માઓનાં જુનાં બ્રહ્માંડો કયાં ગયાં, તેનો પત્તો પણ મળતો નથી, તો તેવું છતાં હું મારા ધનાદિક ઉપર વિશ્વાસ રાખું છું એ કેવું કહેવાય? લાખો ઇંદ્રો પણ પાણીમાં પરપોટાની પેઠે કાળમાં ગળી ગયા છે તો તેવું છતાં હું કે જે જીવવા ઉપર આસ્થા બાંધી બેઠો છું, તેની મહાત્મા પુરૂષો હાંસી કર્યા વગર કેમ રહેશે ? કરોડો બ્રહ્માઓ મરી ગયા છે, કરોડો સૃષ્ટિઓ નષ્ટ થઇ ગઇ છે, અને કરોડો રાજાઓ ધૂળમાં મળી ગયા છે, તો મને આ જીવિત ઉપર શો વિશ્વાસ? આ સંસારરૂપ રાત્રિમાં થયેલી દેહાદિકની પ્રતીતિરૂપ સ્વપ્નમાં જો હું આસ્થા બાંધું તો એ મારા અવિવેકને ધિક્કાર છે. "આ દેહ હું છું." એવી જે કલ્પના થઇ એ ખોટીજ છે તે છતાં હું અહંકારરૂપી પિશાચના વળગાડવાળો થઇને મૂર્ખની પેઠે કેમ બેઠો છું ? મારા આયુષ્યને આ નિરાકાર છતાં પણ બહુ વિસ્તારવાળી કાળની ગતિથી ક્ષણે ક્ષણે તુટતું દેખું છું, તે છતાં પણ હું શા માટે વિચાર કરતો નથી ? હે જીવિતની આશા ! બ્રહ્માદિકને પોતાના પગની નીચે દાબી દેનારા અને જેમ દડાઓથી રમે તેમ વિષ્ણુ આદિના દેહોથી રમનારા હજારો રૂદ્રોને પણ કાળ ખાઇ ગયો છે, તો આમ છતાં તું મારામાં શા માટે નાચ્યા કરે છે? મારી આટલી અવસ્થા સુધીમાં અસંખ્યાત દિવસો આવ્યા, અને અસંખ્યાત દિવસો ગયા, પણ તે દિવસોમાં આજ સુધી કોઇ એવો દિવસ જોવામાં આવ્યો નથી કે જેમાં કોઇ એકાદ પણ અવિનાશી વસ્તુ પ્રાપ્ત થઇ હોય. જેમ તળાવમાં સારસ પક્ષીઓ સ્ફુરે છે, તેમ સર્વ લોકોના ચિત્તમાં ભોગોજ સ્ફુરે છે પણ આત્મવિચાર સ્ફુરતો નથી. હું આજ સુધી વિરક્ત થયો નથી માટે કષ્ટથી પણ અતિ કષ્ટને પ્રાપ્ત થયો છું, અને દુઃખથી પણ અતિ દુઃખને પ્રાપ્ત થયો છું. હું કે જે અધમ મનવાળો છું તેને ધિક્કાર છે. જે જે વસ્તુઓને રમણીય જાણીને મેં તેઓમાં દૃઢ ભાવના બાંધી તે તે સઘળી વસ્તુઓ નષ્ટ થઇ ગઇ, માટે આ સંસારમાં શું સારૂં છે? કશું નથી. મધ્યમાં મનોહર

લાગતી જુવાની, અંતમાં મનોહર લાગતો ધર્મ, અને પ્રાપ્તિના સમયમાં મનોહર લાગતા વિષયો એ સઘળું રૂપચંડાળથી દૂષિત હોવાને લીધે અપવિત્રજ છે. જે જે પદાર્થોમાં આસ્થા બાંધે છે, તે તે પદાર્થોમાં તેને અત્યંત દુઃખનો પ્રાદુર્ભાવ થતોજ જોવામાં આવે છે. આ સંસારમાં અવિવેકી માણસો દહાડે દહાડે અધિક પાપિષ્ટ, અધિક ક્રૂર અને અધિક ખેદ આપનારી દશાને પ્રાપ્ત થતાં જાય છે. મૂર્ખ પુરૂષ બાલ્યાવસ્થામાં અજ્ઞાનથી ખરાબ થાય છે, અને બાકીની અવસ્થામાં સ્ત્રીની ચિંતાથી ખરાબ થાય છે; તો પછી પોતાના ઉદ્ધારનું કાંઇ સાધન કરવું, એ ક્યારે બને? આ સંસાર જે આદિમાં તથા અંતમાં હોતો નથી, રસ વગરનો છે, દરિદ્રતા, રોગ આદિ દશાઓના ફેરફારોથી દૂષિત છે, અને જેમાં સારરૂપ સમજાયલી ધનાદિક વસ્તુઓ પણ નિઃસાર છે, તેને દુર્મતિ પુરૂષ આસક્તિથી જોયા કરે એ કેવું ગણાય? રાજસૂય યજ્ઞ અને અશ્વમેધ આદિ સેંકડો યજ્ઞોથી યજન કરવાથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિથી વધારે ફળ મળે એમ નથી કે જે બ્રહ્મલોક પણ મહા કાળના એક નાના સરખા ભાગમાંજ ક્ષય પામે છે. પૃથ્વિમાં, પાતાળમાં, કે સ્વર્ગમાં પણ એવો કયો પ્રદેશ છે કે જેમાં આ આપદાઓ રૂપી ઝેરી ભમરીઓ કરડી ખાય નહીં? કોઇપણ નથી. આધિઓ (માનસિક ચિંતાઓ) કે જેઓ ચિત્તરૂપી રાફડાઓમાં રહેનારા સર્પોરૂપ છે, વ્યાધિઓ કે જેઓ શરીર રૂપી વૃક્ષના પલ્લવોરૂપી છે, તેઓનું કેમ નિવારણ થાય? જ્યાં સુધી દેહાભિમાન હોય ત્યાં સુધી થયજ નહીં. વિદ્યમાન પદાર્થો ઉપર નાશ રહ્યો જ છે. પ્યારા પદાર્થોની ઉપર અપ્રિયતા રહીજ છે, અને સુખોની ઉપર દુઃખો રહ્યાંજ છે, તો હવે એઓમાં હું કોનો આશ્રય કરૂં? અજ્ઞાનથી મોહ પામેલા પામર માણસો કે જેઓ વૃથાજ જન્મે છે અને વૃથાજ મરે છે, તેઓથી સઘળી પૃથ્વિ વ્યાપ્ત છે. **ખરા સાધુ પુરૂષો તો દુર્લભ છે.** નીલ કમળો સરખાં તથા ભ્રમરો સરખાં નેત્રો-વાળી અને ઉંચા પ્રેમથી તથા ઉત્તમ અલંકારથી શોભતી સ્ત્રીઓ પણ ક્ષણભંગુર છે, એટલા માટે હસી કાઢવાનેજ યોગ્ય છે; પણ આસક્તિ ધરવાને યોગ્ય નથી. જેઓની આંખો વીંચાવાથી બ્રહ્માંડોનો પ્રલય થાય છે, અને ઉઘડવાથી બ્રહ્માંડનો ઉદય થાય છે, એવા પુરૂષો પણ ઘણા પડયા છે કે જેઓમાં મારા જેવાઓની તો ગણત્રીજ શી થાય? મારા જેવાઓ પોતાના સામર્થ્યનું અભિમાન ધરી મસ્ત રહે તો એ વ્યર્થજ છે. એક રમણીય પદાર્થ મળ્યો તો તેના કરતાં વધારે રમણીય બીજા ઘણા પદાર્થો રહી જાય છે, અને એક સ્થિર પદાર્થ મળ્યો તો તેના કરતાં વધારે સ્થિરતાવાળા બીજા ઘણા પદાર્થો રહી જાય છે, માટે પદાર્થો મળવાથીજ જે પ્રસન્ન થાય છે, તેને અંતે ચિંતાજ રહે છે. આમ છે એટલા માટે પદાર્થોની વાંછા કરવી કે મેળવી ને રાજી થવું એ પણ વ્યર્થજ છે. જો વિચિત્ર સંપત્તિઓને મેળવીને ચિત્ત બહુ રાજી થતું હોય તો હું તો એમજ ધારૂં છું કે તે સંપત્તિઓ પણ ઘણાં કષ્ટો વેઠવાથી મળે છે, પાછું તેઓનું રક્ષણ

કરવામાં પણ ઘણાં કષ્ટ રહેલાં છે, અને રક્ષણ કરતાં પણ અવશ્ય જતી રહે છે. માટે તેઓ સંપત્તિઓ નથી, પણ એક પ્રકારની મોટી આપદાઓજ છે. વિચિત્ર પ્રકારની આપદાઓ પણ જો સતસંગ તથા તીર્થ યાત્રા આદિ સુમાર્ગે ચઢાવનારી હોવાને લીધે મનમાં સારી માનવામાં આવે તો તેઓ પણ વિવેક તથા વૈરાગ્ય આદિ મોટાં ફળો આપે છે, માટે એક જાતની સંપત્તિઓ રૂપ છે એમ ધારૂં છું. આ જગત કે જે કેવળ મનનાજ વિલાસ રૂપ છે, અને સમુદ્રમાં દેખાતા ચંદ્રના પ્રતિબિંબની પેઠે ચંચળ છે, તેમાં "આ મારૂં છે" એ ચાર અપૂર્વ અક્ષરો શાથી પ્રાપ્ત થયા છે? આ જગતની સ્થિતિ કે જે કાકતાલીયની પેઠે અકસ્માત્ (સંબંધ વગરજ) બનેલી છે, તેમાં મનરૂપી ધુતારાએ "આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે" એવી ભાવના વ્યર્થજ લઇ લીધી છે. જેમ પતંગીયો અગ્નિની શિખાઓમાં લંપટ થાય છે, તેમ હું આ દેશ કાળના પરિચ્છેદવાળી અને ધગધગતી વિષમ સુખ નામની જ્વાળાઓમાં લંપટ થયો છું, પણ એઓનો પરિણામ કેવો છે એ વિચારતો નથી. જેઓમાં નિરંતર બળતરાજ છે એવા રૌરવ નર્કના અગ્નિમાં લોટવું સારૂં છે, પણ આ ઘડીવારમાં બળતરા આપનારી અને ઘડીવારમાં ટાઢક આપનારી સંસારની વૃત્તિઓમાં લોટવું સારૂં નથી. કેમકે નિરંતર થતો દુઃખનો ભોગ અભ્યાસ પડી રહેવાને લીધે સહેવાઇ શકે, પણ વચમાં થોડીવાર જેનો અભ્યાસ તુટી જાય એવો દુઃખનો ભોગ સહેવાઇ શકેજ નહીં. આ આખો સંસારજ દુઃખ ભોગોની પરાકાષ્ટા રૂપ કહેવાય છે, તો તેના મધ્યમાં પ્રાપ્ત થયેલા દેહમાંજ સુખ તે કેમજ મળે? જેમ જેને ખડ્ગનો પ્રહાર થયો હોય તે માણસ ચાબખાના પ્રહારને મધુર માને, તેમ મોટા સ્વાભાવિક દુઃખરૂપ સંસારમાં પડેલા લોકો ધન આદિની ખટપટાના દુઃખોને મધુર માની લે છે. કાષ્ટની તથા ઢેફાંની સ્થિતિ જેવી સ્થિતિવાળા દેહોમાં ઉત્તમ અધમપણાની કલ્પના કર્યા કરતો હું પણ અસંત વિચાર વગરના મૂર્ખ લોકોમાં ગણવા યોગ્યજ થઇ ગયો છું. આ સંસારરૂપી વૃક્ષ કે જે સંકલ્પોરૂપી હજારો અંકુરોવાળું છે, શરીરો તથા ભુવનો આદિરૂપ હજારો શાખાઓવાળું છે. સુખદુઃખોરૂપી ફળોવાળું છે, અને રાગ દ્વેષાદિક અનેક પલ્લવોવાળું છે, તેનું મુખ્ય મૂળ મનજ છે. હું ધારૂં છું કે સંકલ્પોનો ઉપશમ કરીને એ મનનેજ સૂકાવી નાખું કે જેથી સંસારરૂપી વૃક્ષજ સૂકાઇ જાય. મનરૂપી વાનરાની લીલાઓ દેખવા માત્રમાંજ રમણીય છે, પણ પરિણામે વિનાશ ઉપજાવનારી છે એમ મારા જાણવામાં આવ્યું માટે હવે પછી હું એનાથી રમીશજ નહીં. આશાઓ રૂપી સેંકડો પાશોમાં પરોવાયલી અને ચઢતી પડતી દશાઓ રૂપ અનેક ઉપતાપો દેનારી સંસારની સ્થિતિઓને મેં ભોગવી લીધી. હવે તો વિશ્રામ લઉં છું. "હાય હું માર્યો ગયો, હાય હું ખરાબ થયો, અને હાય હું મરી ગયો" એવી રીતના શોકો કરવાનો કાળ જતો રહ્યો, હવે હું શોક કરવાનો નથી. હવે તો જાગ્યો છું અને રાજી થયો છું, કારણ કે આ મનરૂપી મારો ચોર નજરે પડયો છે. આ મનરૂપી ચોરે

મને લાંબા કાળ સુધી કનડયો છે. તો હવે એ ચોરને હું મારી નાખું. મારૂં મનરૂપી મુક્તાફળ આટલા કાળ સુધી નહીં વિંધાયું હતું, પણ હમણા વિંધાઇ ગયું છે; માટે હવે તેને ગુણ (દોરો અને શમ દમાદિ) નો સંયોગ આપવો યોગ્ય છે. હું ધારૂં છું કે મારા મનરૂપી હિમની કણી વિવેકરૂપી સૂર્યના તડકાથી તુરત પીગળી જશે, અને તે કદી પણ પાછી ધાટી થશેજ નહીં. મહાત્મા સિદ્ધ લોકોએ મને અનેક પ્રકારનાં વાકયોથી ઉપદેશ દીધો એ બહુ સારૂં થયું, કે જેથી હું પરમ આનંદની પ્રાપ્તિને વાસ્તે આત્માને અનુસર્યો છું. મને હમણાં આત્મારૂપ મણિ મળ્યો, માટે હવે હું બીજી તૃષ્ણાઓને છોડી દઇ એકાંતમાં બેસીને સુખથી એ મણિનેજ જોયા કરીશ. અને જેમ શરદૃઋતુમાં પણ મેઘ હિમાલય આદિ પર્વતોમાં સ્થિર રહે છે, તેમ રાજ્યની ખટપટમાં પણ હું વિચારમાં સ્થિર રહીશ. "આ દેહ હું છું અને આ રાજ્ય તથા ધન આદિ મારૂં છે." એ રીતના મારા મનમાં સ્ફુરેલા ખોટારાને અભ્યાસ આદિના બળથી અત્યંત દૂર કરી નાખી અને અત્યંત બળવાળા આ મનરૂપી શત્રુને મારી નાખીને હવે હું શાંતિ પામું છું. હે વિવેક! આ સુખ મને તારા પ્રભાવથીજ મળ્યું માટે હું તને પ્રણામ કરૂં છું.

આ સંસારમાં કઇ વસ્તુ સારી છે કે જેને હું પ્રયત્નથી સંપાદન કરૂં, અને કઇ વસ્તુ નાશ વગરની છે કે જેમાં હું વિશ્વાસ બાંધું? કોઇ પણ નથી. આ જગતમાં જે વસ્તુ ઉત્પન્ન થયેલી છે તે કોઇપણ વિનાશ વગરની નથી, માટે ક્રિયાઓ કરવાથી પણ કઇ સાચી વસ્તુ મળે એમ છે? કશું નથી. આ મિથ્યાજ ઉત્પન્ન થયેલો દેહ ક્રિયાઓ કરે તોપણ ભલે અને ક્રિયાઓ ન કરે તોપણ ભલે. હું કે જે સર્વદા એક સ્થિતિવાળા શુદ્ધ ચૈતન્યરૂપ છું, તેને ક્રિયા કરવાથી કશી હાનિ થવાની નથી, અને ક્રિયાઓ ન કરવાથી કશો લાભ થવાનો નથી. હું નહીં મળેલી વસ્તુની ઇચ્છા નહી કરૂં અને મળેલી વસ્તુનો ત્યાગ નહીં કરૂં. કેવળ મારા સ્વરૂપમાંજ સ્વસ્થપણાથી રહીશ. મારી પાસે જે છે તે ભલે રહ્યું. મારે કરવાથી કે ન કરવાથી કાંઇપણ હાનિ કે લાભ નથી, કરવાથી કે ન કરવાથી જે વસ્તુ પ્રાપ્ત થાય તે દુઃખમયજ હોય, અને મિથ્યાજ હોય, શાસ્ત્રથી તથા લોકાચારથી પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરૂં તોપણ કોઇ વસ્તુની મને ઇચ્છા થાય એમ નથી, કે જે વસ્તુને લેવાનો હું પ્રયત્ન કરૂં. આમ છે આટલા માટે આ દેહ ભલે વહેવારના ક્રમથી પ્રાપ્ત થયેલી ચાલતી ક્રિયા કરે. કાંઇપણ ચલન નહીં મળવાથી દેહ સૂકાઇ જવાનોજ સંભવ છે, તો દેહને સુકાવી નાખવાનું પણ મારે આવશ્યક નથી. સમતા પામેલું નિષ્કામ થયેલું મન વાસનાઓથી રહિત રહે તો પ્રારબ્ધ કર્મે પ્રાપ્ત કરેલાં દેહનાં ચલન અચલન એ બંને ફળમાં સરખાંજ છે. કોઇથી પણ પુણ્યનો કે પાપનો ઉદય થાય એમ નથી. કર્મોથી થયેલાં ફળોમાં જે કર્તાપણું કે ભોક્તાપણું થાય છે તે મનને લીધેજ છે. માટે મન જો શાંત થયું હોય તો કરેલું પણ ન કરેલું થાય છે, અને ભોગવેલું પણ નહીં ભોગવેલું થાય છે. જો પુરૂષને મનમાં કર્તા ભોક્તા-

પણાનો અભિનિવેષ હોય તોજ કર્મો કરતાં પુરૂષને કર્તાભોક્તાપણું પ્રામ થાય છે. મારૂં મન તો કર્તાભોક્તાપણાના અભિનિવેષ રૂપ રોગથી રહિત થયું છે, અને બુદ્ધિ આત્મપદના દૃઢ નિશ્ચયવાળી થઇ છે, માટે હું પાપ પુણ્યોના ફળ મળવાની શંકાથી થતી તમામ અધીરતાને છોડીજ દઉં છું.



# મનુષ્ય વર્ણન.

**મનુષ્ય લક્ષણ**—જે પ્રાણી વિચાર કરવાવાળું (ખરૂં ખોટું સમજનાર, દેશ કાળને જાણનાર, પરિણામ સમજનાર, અને સ્વપરોપકાર કરવા યોગ્ય) હોય તેને મનુષ્ય કહે છે. (તે શિવાયના બધા પશુ સમજવા.)

**મનુષ્ય કર્તવ્ય**—સત્કર્મ (યમ, નિયમ, યજ્ઞ,) સ્વપરોપકાર, સતપુરૂષાર્થ, પ્રેમ, સંતોષ, સમતા, મૈત્રી, પ્રિય બંધુ અને સ્વપાલન, સદ્‌વિદ્યા અને કળાનો અભ્યાસ, ઇશ્વરસ્મરણ, ન્યાય, ભ્રાન્તિ નિવારણ, અને અહિંસા ઇત્યાદિ કરવા યોગ્ય છે.

**મનુષ્ય જ્ઞાતવ્ય**—પરમાણુથી લઇ જીવ, ઇશ્વર, અને પ્રકૃતિપર્યંત સર્વ પદાર્થના યથાયોગ્ય સ્વરૂપ, ગુણ, કર્મ, અને સ્વભાવને, વિદ્યા યુક્તિ અને અનુભવ, તથા પ્રમાણ પૂર્વક ગુરૂ અને સતસંગદ્વારાએ જાણવું તે. જેમકે મારે શું કરવું જોઇએ? મારા ઉપર કોનો હક છે? વ્યાપાર કેમ થાય છે? વ્યવહાર કેમ થાય છે? નીતિ અને રાજનીતિનું શું સ્વરૂપ છે? તત્ત્વ શું છે? કળા કૌશલ્ય શું છે? જગત કેમ બને છે? પ્રકૃતિનું શું સ્વરૂપ છે? હું કોણ છું? ક્યાંથી આવ્યો અને ક્યાં જઇશ? મનુષ્ય જન્મમાં શું ફળ છે? એ વિગેરે જાણવું એને જ્ઞાતવ્ય કહે છે.

**મનુષ્ય પ્રાપ્તવ્ય**—જ્ઞાતવ્ય પછી જે પરીક્ષામાં સિદ્ધ થયું હોય તેનો ઉપયોગ. જ્ઞાતવ્યાનુસાર વર્તન, સંતોષ, સત્સંગ, વિચાર, વિવેક, અને નિત્ય પરમાનંદ સુખ સ્વરૂપ. એ પ્રાપ્તવ્ય છે.

**અંતઃકરણ**— શરીરના જ્ઞાનનું જે સાધન તે અંતઃકરણ કહેવાય છે. (અથવા વૃત્તિઓનો સમૂહ-સૂક્ષ્મ ભૂતનું જે પરિણામ તે અંતઃકરણ છે.) તેના પરિણામ રૂપ કાર્ય નીચે લખ્યા પ્રમાણે છે.

**વૃત્તિ-સ્ફુરણ**—શબ્દ વિના જે અહિં તહીં ખ્યાલ જાય તે-અથવા વિષયાકાર ધારણ કરનાર યા વિષયજ્ઞાન થવાનું સાધન તે વૃત્તિ કહેવાય છે.

**ચિત્ત**— તેજ વૃત્તિ પૂર્વે દેખેલી વસ્તુનું અંતરમાં શબ્દ વડે ચિંતવન કરે છે તે ચિત્ત.

**મન—** તેજ વૃત્તિ સંકલ્પ વિકલ્પ—શબ્દ વડે અંતરમાં ક્રિયા કરે છે તે મન.

**બુદ્ધિ—** તેજ વૃત્તિ શબ્દ વડે નિશ્ચયાત્મક થાય છે—નિશ્ચય કરે છે તે બુદ્ધિ.

**અહંકાર—** તેજ વૃત્તિ 'હું જાણું છું—હું કરૂં છું'—ઇત્યાદિ અહંતા મમતારૂપ થાય તે અહંકાર.

**સ્મૃતિ—** તેજ વૃત્તિ પૂર્વ દૃષ્ટ પદાર્થના છબીના આકારે શબ્દ વિના થાય તે. આવી રીતે અંતઃકરણ તથા વૃત્તિનાં સ્થૂળ લક્ષણ જાણવાં. તેણે કરીને સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીરનો વ્યહવાર ચાલે છે, એટલે જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં જે વ્યહવાર થાય છે, તે તેના વડે થાય છે. તે વિના થતો નથી. એટલે તે વિના જીવ, કર્ત્તા—ભોકતા થઇ શકતો નથી.

**વિદ્યા—** જેમાં જેની બુદ્ધિ એટલે યથાર્થ જ્ઞાન તેને વિદ્યા કહે છે.

**દેવ લક્ષણ—**જડ પદાર્થને દેવ તરિકે પૂજવામાં આવે છે તે પૂજ્ય નથી, પૂજ્ય તો ફક્ત પરમેશ્વર જ છે. મતલબ કે પરમાત્મા જ સર્વ દેવોનો દેવ છે. જે કોઇ પરમેશ્વર શિવાય બીજા દેવતાઓને પૂજે છે તે વેદ વિરૂદ્ધ છે. અને તે અજ્ઞ પશુવત્ છે. (વધારે જોવું હોય તો નિરૂક્ત વેદ ભૂમિકામાં જોવું).

## ભજન.

સમર ને શ્રી હરિ, મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં.
તું અલ્યા કોણ ને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારૂં મારૂં.
દેહ તાહરી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે.
દેહ સંબંધ તજે, નવ નવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વાહાયે.
ધન તણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી.
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખીયો, હાથથી બાજી ગઇ થયોરે ખોટી.
ભર નિંદ્રા ભર્યો, રોંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે.
ન જાગતાં નરસંઇયા લાજ છે અતિ ઘણી, જન્મો જન્મ તારી ખાંત ભાંગે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

નિષ્કામપણે નિત્ય તથા નૈમિત્તિક કર્મ કરે તેની બુદ્ધિ ઇશ્વરારાધન વિષે એક જ નિષ્ઠાની છે. પણ ફળેચ્છાની બુદ્ધિવાળા અનેક વાસનાએ અનેક દેવતાને અનેક પ્રકારે યજે છે.



જેવો જે હું, તેહને, ભકિતએજ યથાર્થ;
જાણે, જાણી એમ પછી, પામે મુજને પાર્થ.

# ભગવન્ નામ સ્મરણ.

ભક્તિનું લક્ષણ બાંધતાં ભક્તિ સૂત્રમાં કહ્યું છે કે ઇશ્વર વિષે પરમ અનુરાગ રાખવો તેનું નામ ભક્તિ. તે ભક્તિ વિનાનું જ્ઞાન શૂન્યવત્ છે. સર્વ કર્તવ્યો કરતાં સહજ સધાય તેવું અને વળી સર્વોત્કૃષ્ટ કર્તવ્ય ભગવન્ નામ સ્મરણ છે. માટે શુધ્ધ અંતઃકરણથી નામ સ્મરણ રૂપી તપ કરવું જોઇએ. હરતાં, ફરતાં, કામ કરતાં, ભોજન કરતાં, જળ પીતાં, સુતાં, બેસતાં ઇત્યાદિ સર્વ સમયે અંતરમાંથી શ્રી હરિનું નામ વિસરવું નહીં; પણ સર્વ કામના તજી, ભય, લજ્જા, શંકા તજી નિર્ભયપણે ભગવન્ નામની રટણા રાખવી. અને પાસે બેઠેલો પણ સાંભળી કે જાણી શકે નહીં, તે રીતે નિરંતર જપ કરવો એજ પરમ કર્તવ્ય છે. એ નામ સર્વ મંગળોનું મંગળ, પાવનોનું પાવન, કલ્યાણોનું નિધાન, અને પાપોનું હરણ કરનાર છે. તેના ઉચ્ચારણ માત્રથી સર્વ દુઃખો દૂર થાય છે. એના હું જેટલા ગુણ ગાઉં એટલા થોડા છે. નામ સ્મરણ એ ખરેખરી અમૃત ઔષધિ છે. નિરંતર પ્રભુના મંગળ નામોનો ઉચ્ચાર કરવો, જેથી સઘળાં કર્તવ્ય સધાશે, ભવસાગર તરાશે-જન્મ મરણથી છૂટાશે-સંસારનો આશા પાસ તૂટશે-જ્ઞાનાનંદ લૂંટાશે-અને પરમાત્માને ભેટાશે. એજ સત્ય છે, એજ નિત્ય છે, એજ પરમ છે, અને એજ સર્વોત્તમ છે. ભગવન્ નામ સ્મરણની લાંબી ખેડથી આ સંસારમાં સર્વ મનોરથ સિદ્ધ થાય છે. એટલુંજ નહીં પણ છેવટે પરમાત્માના પરમ પદને પમાય છે. ખરા ભાવથી આ નામ સ્મરણ એકજ વખત કરવાથી આવતું સંકટ સદા અટકે છે (નાશ પામે છે) તો નિત્ય તે પ્રમાણે કરવાથી સર્વ મનોરથ સધાય છે, અને લાંબી ખેડથી પરમ પદને પમાય છે.

## ભજન.

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે,
અવર ધંધો કરે, અર્થ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વાહાયે.
સકળ કલ્યાણ શ્રી કૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પાર ન હોયે,
અવર વેપાર તું, મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મોંહોયે.
પટક માયા પરી, અટક ચરણે હરિ, વટકયમાં વાત સુણતાંજ સાચી,
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી.
અંગ જોબન ગયું, પલિત પિંજર રહ્યું, તોયે નથી લેતો શ્રી કૃષ્ણ કહેવું,
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લહેકાવતાં રાજ લેવું.
સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે,
નરસંઇયા રંકને પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહીં ભજન તોલે.

પણ કહેશે મુજ ભક્તને, પરમ ગુહ્ય આ જેહ;
કરી મુજ ભક્તિ, અસંશયી, પામે મુજને તેહ.

# નવધા ભક્તિના મહાત્માઓ.

સંતો ભક્તિ શ્રવણ પહેલી સાધો રે, એક ચિત્તેથી શ્રવણે આરાધો રે.
વીણા જંતરની સુણી વાણી રે, મૃગલાં તજે ચારો ને પાણી રે.
મળે એકઠાં શબ્દનાં મોહ્યાં રે, એક સુરતા અચલ ચિત્ત પ્રોયાં રે.
એવા થઇને સભા માંહી આવો રે, લોને આ ટાણે લાખેણો લ્હાવો રે.
જેવાં ચિત્રેલાં ભીંતમાં ચિત્રો રે, એવા થઇને બેસો મારા મિત્રો રે.
પહેલી ભક્તિ તો પરીક્ષતે માણી રે, પીધી પ્રેમથી શુકજીની વાણી રે.
ઋષિરાજની આવી છે રીતિ રે, જાણી લો તો જગત જશો જીતી રે.

બીજી કીરતન ભક્તિમાં બુઝો રે, પ્રીતે પ્રભુજીને શબ્દથી પૂજો રે.
જેવી વિવાહમાં ખીલે જાનડીઓ રે, જાણે ચિંતામણિ મણી જડીઓ રે.
એવા પ્રેમેથી હરિગુણ ગાઓ રે, ફરી અવસર નહીં મળે આવો રે.
નવ ધાસે જીભડલી તો જરીએ રે, આઠે પોહોર મુખેથી ઉચરીયે રે.
અવતાર ચરિત્ર ઉમંગે રે, ગાતાં શીખીએ સંતોની સંગે રે.
બીજી ભક્તિ તો નારદ બોલે રે, ગુલતાન થઇ દીલ ડોલે રે.
ઋષિરાજ એવી રીતે રાચે રે, ગાતાં કીરતન નટવર નાચે રે.

ત્રીજી સ્મરણ ભક્તિ તો તારે રે, ભવ સાગર પાર ઉતારે રે.
નવ હાલે જીભલડી તો જરીએ રે, શ્વાસો શ્વાસ હરિને સમરીયે રે.
નાભીથી બોલો કંઠ લગણીયા રે, આવી ભક્તિના લઉં રે ભામણીયા રે.
જેમ લાખો ક્રિયા કરે લોભી રે, તોએ સુરતા તો ધનપર થોભી રે.
ચરે ગાવડલાં વન ચારો રે, વીસરે નહીં વાછરડો પ્યારો રે.
એમ બેસતાં હરતાં ને ફરતાં રે, રહેવું હરિનું સમરણ કરતાં રે.
ત્રીજી ભક્તિ તો પ્રહ્લાદ કેરી રે, ઋષિરાજને અંતરે ઘેરી રે.

ચોથી ભક્તિ તો સંતોની સેવા રે, ઘેર બેઠાં ગંગાજી ને રેવા રે.
હાથ કરૂણા કરી દીધા હરિએ રે, કોડે કોડે સેવા નિત્ય કરીયે રે.
માન મૂકી ને સેવા સંભાળો રે, રીઝે નંદ કુંવર લટકાળો રે.
બીજી ભક્તિ સુગમ સુખ દાઇ રે, સેવા ભક્તિ તો કઠણ છે ભાઇ રે.
અભિમાનીને પાસ ન આવે રે, ભલે નાચે કુદે ભલે ગાવે રે.
સેવા ભક્તિ તો સબ રીતે સોઇએ રે, હમારા હોતો રાખવી જોઇએ રે.
ઋષિરાજ કહે મોક્ષની દાતા રે, સેવા ભક્તિ કરે સુખ શાંતા રે.

સંતો પાંચમી અર્ચન ભક્તિ રે, સાચા ભાવની જોઇએ છે શક્તિ રે.
નંદલાલાનાં લાડ લડાવો રે, ફૂલ ચંદન થાળ ધરાવો રે.

એના ભોગી તો અંબરિષ જેવા રે, શુદ્ધ બુદ્ધિના પાંચમી સેવા રે.
છઠ્ઠી ભક્તિ તો વંદન સાચી રે, પ્રભુ પાસે ગરૂડજીએ જાચી રે.
હરિ કે હરિના જન જોઇને રે, શીશ નામીયે હુંપદ ખોઇને રે.
છઠ્ઠી ભક્તિથી શોભે છે સૃષ્ટિ રે, છઠ્ઠી ભક્તિથી વરસે છે વૃષ્ટિ રે.
જે કોઇ સંતોને ચરણે નમે છે રે, ઋષિરાજ ગુરૂને ગમે છે રે.

દાસ ભક્તિ તો સાતમી દેખું રે, એના મૂલ્યનું નહીં થાય લેખું રે.
આતો ભક્તિની વાતો છે ઉંડી રે, દાસ ભક્તિની મુક્તિ છે રૂડી રે.
જ્ઞાન હેમાળે મન જેનું ગળીયું રે, દાસ ભક્તિનું પદ તેને મળીયું રે.
આમાં પોતાપણું નવ ચાલે રે, મન આજ્ઞામાં નિત્ય મહાલે રે.
દાસ ભક્તિના હનમાન ભોગી રે, ત્રાસ ખેંચે ભલા ભલા જોગી રે.
દાસ ભક્તિમાં ઉદ્ધવ ડાહ્યા રે, એને મુદ્દલ ના નડી માયા રે.
ધન્ય આ ભક્તિ જેણે જાણી રે, ઋષિરાજે વિશેષ વખાણી રે.

સખા ભક્તિ છે આઠમી સંતો રે, રીઝવો તમે ગુણવંતો રે.
પ્રભુને કરો પ્રાણથી પ્યારા રે, એક નિમિષ ન મેલીયે ન્યારા રે.
સખા ભક્તિ તો અર્જુને સાધી રે, મટી આ જગ કેરી ઉપાધિ રે.
નવમી ભક્તિ તો આત્મ નિવેદન રે, કરો તો થાય સંસૃતિ છેદન રે.
હરિ અર્પણ સરવસ માયા રે, સુત દારાને પોતાની કાયા રે.
નવમી ભક્તિ શીખ્યા બળરાજા રે, જેણે ગગન કર્યાં હતા ઝાઝાં રે.
છેલ્લી ભક્તિ તો ભક્તિનું છોગું રે, ભલે જડીયું ઋષિરાજ જોગું રે.

વ્યાસ વાલ્મિક નારદ જેવા રે, એ તો નુંધે છે નવધાની સેવા રે.
વળી નવધા ઉપર વાટ વસમી રે, પ્રેમ લક્ષણા ભક્તિ છે દશમી રે.
એ તો ગોપીએ રંગભેર રાખી રે, શુક દેવ મુનિ એના સાખી રે.
પ્રેમ લક્ષણામાં ખૂંડે પ્રાણી રે, એનું નવધા ભરે છે પાણી રે.
પ્રેમ ભક્તિના વિરલા ઉપાસી રે, એને આંગણે કોટીક કાશી રે.
મુંધા પણ મારા હરિજન માટે રે, કર્યાં મેં પદ અરપણ આડે રે.
ગાય શીખે સુણે નરનારી રે, ઋષિરાજ રીઝે ગિરધારી રે.

## શ્રી ભગવાનુવાચ. (શ્રી ભ. ગી.)

એ નિષ્ટાની બુદ્ધિવાળાને બ્રહ્મજ્ઞાને સ્વર્ગાદિક સુખ તુચ્છ છે, ને તે પણ સ્વર્ગાદિક ઇચ્છે તો પ્રાપ્ત થાય. તું તત્વજ્ઞાનનો અર્થિ છે, માટે કામના યુક્ત કર્મ જેમાં અનેક બંધન પાછળથી ભોગવવાં પડે છે તે ના કર. કર્મ કર પણ નિષ્કામ થઇને.



સર્વ ધર્મને મૂકીને, કર આશ્રય મુજ એક;
શોચ મ કર હું છોડવીસ, સર્વ પાપથી છેક.

# ધર્મનું પ્રતિપાદન

સૌ કોઇને જેની પ્રાપ્તિની ઇચ્છા છે તેના સાધનને ધર્મ કહે છે. મનુષ્ય માત્ર જેનો સ્વીકાર કરે તે ધર્મ. મનુષ્ય માત્રનું કર્તવ્ય, જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્ય તેજ ધર્મ. સર્વને આધાર રૂપ છે જે તે આધાર મળવાનું સાધન તે ધર્મ. આ ધર્મનું સામાન્ય લક્ષણ છે. તેનો વિસ્તાર આ પ્રમાણે છે, કે પ્રાણી માત્રને દુઃખ રહિત સુખની ઇચ્છા હોય છે, માટે તેની પ્રાપ્તિના સાધનને ધર્મ કહે છે. એટલે ચાર લક્ષણ સુખમાં ઘટે છે. સ્ત્રી પુત્ર અને ધન વિગેરેના પરિણામમાં દુઃખ હોવાથી સર્વની ઇચ્છા તેમાં થતી નથી અને શરીરના સુખની તો નાસ્તિકોને પણ ઇચ્છા હોય છે. તેટલા માટે સુખ પ્રાપ્તિના સાધનને ધર્મ કહેવો. નીચે લખેલાં સાધનોમાં ચારે ધર્મના લક્ષણનો સમાવેશ થાય છે.

ધૃતિ—દુઃખ અને આપત્તિ કાળ તથા પરોપકારમાં વ્યાકુળતા રહિત ધૈર્ય રાખવું અને મનને આળસ યા અનાચારમાં ન ડગાવવું. ક્ષમા—આપણું અપમાન યા નિંદા કોઇએ કરી હોય તો માફી આપવી. શમ (દમ)–છળ કપટ દુષ્ટ વાસના રહિત થયેલા મનને કાબુમાં રાખવું તે. અસ્તેય—પરાયા વસ્તુ ધન, સ્ત્રી, અને ભૂમિ વિગેરે સ્વાધિકાર વિના ન લેવી તે. શૌચ—શરીરને જળથી શુદ્ધ રાખવું; તેમજ વસ્ત્ર અને ઘરને સ્વચ્છ અને શુદ્ધ રાખવાં અને મનને છળકપટ રહિત કરીને સ્વચ્છ રાખવું; તેમ વાણીને દુષ્ટ અનુચિત વચન રહિત સત્ય અને પ્રિય વચનથી શુદ્ધ રાખવી. ઇંદ્રિય નિગ્રહ—પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય મળી દશે ઇન્દ્રીયોને દુષ્ટ કર્મમાં ન જાય એવી રીતે પોતાના કાબુમાં રાખવી તે. ધી વૃદ્ધિ—સત્વગુણી ભોજન કે જેણે કરીને બુદ્ધિ તીક્ષ્ણ બને અને વીર્યની વૃદ્ધિ થાય, એવું ખાવું પીવું તે. તથા બુદ્ધિ નિર્મળ, ઉત્તમ અને સંસ્કારી થાય તેવા સદ્ગ્રંથો અને સત્પુરૂષોનો સમાગમ કરવો તે. વિદ્યા વૃદ્ધિ—સત્પુરૂષોનો સંગ અને સદ્ ગ્રંથોનું પઠન-પાઠન કરવું કે જેથી સદ્વિદ્યાની પ્રાપ્તિ થાય, તથા સદ્ વિદ્યા અને હુન્નરે કરીને સ્વપરોપકાર થાય. તેમજ દરેક પદાર્થ અને કર્મનું યથાયોગ્ય જ્ઞાન થાય તે. સત્ય—જેવું જોયું, વાંચ્યું, સાંભળ્યું અને પોતાના હૃદયમાં જાણ્યું હોય તેવુંજ કહેવું, વર્તવું, જાણવું, કરવું અને કરાવવું (લાંબા સમય સુધી સત્યના પ્રભાવે મનુષ્યને વચન સિદ્ધિ થઇ શકે છે). અક્રોધ—ક્રોધ ન કરવો તે, કારણ કે ક્રોધ કરવાથી મનુષ્યના લોહી, વીર્ય, બુદ્ધિ અને વિવેકની હાનિ થઇ અનુચિત કાર્યો થાય છે અને તેથી સર્વ નાશ પામે છે.



ભુજ નિંદક, સેવા રહિત, અધર્મે આસક્ત જેહ;
હોય તેને નહીં કદી, કહેવું ગીતા જ્ઞાન છે તેહ.

# અધર્મ લક્ષણ.

ધર્મની વિરૂદ્ધ વર્તવું, કરવું, સમજવું, અને જાણવું તે–એટલે કે, અધૈર્ય, અક્ષમા, વિષયાસક્તિ, મન મુખીપણું, ધન, સ્ત્રી, અને ભૂમિનું હરણ, મલીન રહેવું, છળ, કપટ, દંભ અને પાખંડ કરવાં, દુષ્ટ અને અસંભવ કામના કરવી, ખોટાં મનોરાજ્ય કરવાં, વિદ્યા અને બુદ્ધિના વિરોધી થવું, જુઠું બોલવું, દુષ્ટતા રાખવી, અનીતિ કરવી, દુરાગ્રહ, અશુચિવ્રત (ભૂત, ભૈરવ, જીન, વગેરેની ક્રિયા કરવી અને શ્મશાન વિગેરેમાં પ્રયોગો કરવા. મારણ, મોહન, ઉચ્ચાટણ વિગેરે કરવાં), નિંદા અને ચાડી કરવી, પોતાનું બોલેલું વચન તોડવું, હિંસા કરવી, મિથ્યાભિમાન, કામ વિગેરે અરિવર્ગોને આધીન રહેવું અને તેનું ગ્રહણ કરવું, અવિદ્યા (જેવું હોય તેવું ન માનવું, જડને ચૈતન્ય, પવિત્રને અપવિત્ર, અને અપવિત્રને પવિત્ર ઇત્યાદિ) વિગેરે અધર્મનાં લક્ષણ છે. અને તેને ધારવાવાળો અધર્મી, રાક્ષસ કહેવાય છે.

**અર્થ**— અધર્મ રહિત ધર્માનુસાર જે પદાર્થ પ્રાપ્ત થાય તેજ અર્થ. જુઠું બોલવું, પાખંડ કરીને જે અર્થ સંચય કરવો, તે અર્થ ન કહેવાય.

**અનર્થ**— અધર્મથી જે પ્રાપ્ત થાય તેજ અનર્થ કહેવાય.

**કામ**— ધર્મ અને અર્થથી જે પ્રાપ્ત કરવા યોગ્ય તેજ કામ.

**નિષ્કામ**— સ્વાર્થ વિના પોતાની કામના ન રાખતાં જે સત્કર્મ અને ઉપકાર કરવા તે જ નિષ્કામ.

**દાન**— પોતાના ભાગમાંથી કોઈ સુપાત્રને કાંઈ પણ યોગ્ય વસ્તુ દેવી તે દાન કહેવાય છે. અથવા સ્વશક્તિ અનુસાર, તન, મન, અને ધને કરીને સત્કાર પૂર્વક કોઇની સહાયતા કરવી તે. દાનના આઠ પ્રકાર છે. વિદ્યાના જીજ્ઞાસુને વિદ્યાનું દાન દેવું. નિર્ધન, ભિક્ષુક, અશક્ત, અનાથ, ગરીબ–રાંક તથા ભૂખ્યાને રાંધેલું અન્ન ખવડાવવું તે (એ સર્વ દાનોમાં શ્રેષ્ટ છે). વિદ્વાન બ્રાહ્મણ, ઉપદેશક, સંન્યાસી, આચાર્ય, અતિથિ અને બ્રહ્મચારીને અન્ન, વસ્ત્ર, આપત્તિ કાળમાં દેવાં. દુઃખીયા, રોગી, અને ઘાયલને ઓસડ વેસડ કરવું એ જીવિતદાન છે. માબાપ વિનાનાં બાળક, અનાથ વિધવા, નિર્ધન આબરૂવાળાને માગ્યા વગર ગુપ્ત રીતે દેવું. શરણાગતને શરણ રાખવું તે અભયદાન કહેવાય છે. ઉન્નતિ અર્થે, કુચાલ મટવા માટે, તથા પરોપકારાર્થે કુવા, વાવ, ધર્મશાળા, વૃક્ષ વાટિકા, કન્યાશાળા, પાઠશાળા, અને હુન્નરશાળા બનાવીને મનુષ્યોને અનેક પ્રકારનું સુખ દેવું તે ફળદાન કહેવાય છે. પાખંડી, નીચ, કુપાત્ર, દુષ્ટ અને અન્યાયીને શિક્ષા કરવી (દેવી)

તે કલ્યાણદાન કહેવાય છે. પણ તેની સાથે આટલું ધ્યાનમાં રાખવું કે દાન લેનાર કુપાત્ર ન હોય, અથવા દેનાર કરજે લઇ કે બીજાને દુઃખ આપીને ન દે, નહિ તો જે દાન દેશે તે દાન કહેવાશે નહીં. તેમજ મોટા તાજા રૂષ્ટ પુષ્ટને, કમાઇને ખાઇ શકે તેવા મફતખોરા અનુદ્યમી, ઢોંગી, અનુપકારી, મૂઢ, અને મૂર્ખ એવાને દાન દેવું તે દાન નહીં પણ અનર્થ અને પાપ કહેવાય છે.

**આસ્તિક**—જે છે અને જેવું છે તેવુંજ જાણે અને માને તેજ આસ્તિક. જેમ કે ઇશ્વર છે અને તે સર્વ વ્યાપક છે એવુંજ જે માને તે આસ્તિક.

**નાસ્તિક**—જે હોય તેને ન માને અને જે ન હોય તેમાં જેની આસ્થા હોય તેને નાસ્તિક કહે છે. ઇશ્વર પ્રત્યક્ષ છે અને ન માને, અગ્નિ બાળનાર છે અને તે ન માને, જડ છે તેને જડ ન માને, વ્યાપક ઇશ્વરને વ્યાપક ન માને-એ વિગેરે મતાનુયાયીને પણ નાસ્તિક જ કહેવો.

**કર્મ લક્ષણ**—એક ગતિમાંથી બીજી ગતિમાં પ્રવેશ રૂપ ક્રિયાને કર્મ કહે છે. જેમકે—મનની સ્ફુરણા, હાલવું, ચાલવું, સંકોચ પામવું, વિગેરે. કર્મના ચાર પ્રકાર હોય છે. ૧ નિત્ય (ખાવું-પીવું-સંધ્યાવંદનાદિ), ૨ નૈમિત્તિક (આદરસત્કાર, યજ્ઞાદિક કરવાં), ૩ પ્રાયશ્ચિત (થયેલાં કર્મનો પ્રત્યુપકાર યા માફી માગવી), ૪ કામ્ય—(જે કોઇ કામનાને લીધે સ્વાર્થ સિદ્ધિને માટે કરાય છે તે).

**સતસંગ**— સદાચારી, દુરાચાર રહિત, વિદ્વાન, બુદ્ધિવાન, ગુણવાન, શ્રેષ્ટ, ઉત્તમ અને સત્યવક્તા પુરૂષોનો સંગ અને સદ્‌ગ્રંથોનું પઠનપાઠન કરવું તેને સતસંગ કહે છે. આ કરવાથી સદ્‌ગુણની વૃદ્ધિ થવા ઉપરાંત અનેક ફળ મળે છે.

**કુસંગ**— અજ્ઞાન, મૂર્ખ, દુષ્ટ, પાખંડી, દંભી, અભણ, દુર્વ્યસની, ચોર, જાર-જુગારી, નિંદક મનુષ્યનો સંગ, અને વ્યભિચાર આદિ કુમાર્ગે દોરે એવાનો સંગ ન કરવો.

**જ્ઞાન સ્વરૂપ**—એ છે કે સ્વપ્રકાશ (ચૈતન્ય) જ્યોતિને જ્ઞાન સ્વરૂપ કહે છે. જે પોતે પોતાને તેમજ બીજાને જાણે તે ચૈતન્ય લક્ષણ છે. (તેજ જ્ઞાન સ્વરૂપ સમજવું.)



# ઇશ્વર મહિમા.

ધીરજ ધરને અરે અધીરા, ઇશ્વર દેશે અન્ન જોને;
ખલક તણો છે પ્રભુને ખટકો, માને સાચું મન જોને.
જનમ્યા પહેલાં જગના નાથે, ઉપાય શોધ્યો શુદ્ધ જોને;
હાડ માંસના હૈયાં મધે, દેવે સરજ્યું દૂધ જોને.
કોશીટામાં કીટ વસે છે, ઇશ્વર પૂરે આહાર જોને;
હાથી ને મણ કીડી ને કણ, ચાર પગાંને ચાર જ જોને.
મસીદ કેરા કેલ મિનારા, ઉપર ઉગ્યાં ઝાડ જોને;
પથરા ઉપર પાણી પામે, પરમેશ્વરનો પાડ જોને.
અજગર સૂતો અરણ્ય મધ્યે, ડગલું નવ દે દોટય જોને;
વિશ્વંભરનું બરદ વિચારો, ખાવાની શી ખોટ જોને.
અનલ જનાવર રહે આકાશે, મદઝર ભરખે મોટા જોને;
જગના માટે હરિએ જમાવ્યા, ગગને જળના ગોટા જોને.
મરાળ કેરો ચારો મોતી, વખતે આપે વહેલો જોને;
રૂષિરાજ કહે રામ ભરોંસો, રાખી મગને મહાલો જોને.

બાળો રૂવે બઉવા માટે, માતા સમજે મર્મ જોને;
પ્રાણી કેરી મરજી પરખે, ધરણીધરનો ધર્મ જોને.
ચાંચ બનાવી તેને ચિંતા, કાયર મન શીદ કરીયે જોને;
પેટ ઘડયું તે પોષણ કરશે, ફીકર તજીને ફરીયે જોને.
માણેક મોતી મોઘાં કીધાં, સોંઘાં કીધાં ધાન્ય જોને;
અમૃત જેવાં પાણી અમથાં, દીન બંધુનાં દાન જોને.
સૂરજ આપે પ્રકાશ સૌને, દમડી ના પડે એની જોને;
વગર બદામે વાય વાયરો, કેશવ કરૂણા કેવી જોને.
સુર પંખીને સો મણ નિત્યે, ખાવા જોઇએ ખીર જોને;
દૂધડલાને દરીયા કાંઠે, સરજ્યાં એનાં શરીર જોને.
જન્મ્યા તેને જીવાડવાની, માવીતરને મમતા જોને;
વિશ્વ પિતા છે વિશ્વંભરજી, શાથી ન ધરે શમતા જોને.
અજબ દયા છે અલબેલાની, હૈયું રાખો હાથ જોને;
રૂષિ રાજા કહે પતિજ રાખો, બેલી બદરીનાથ જોને.

શું કરવા તું સુખને માટે, દે છે દોડા દોડ જોને;
તારાં સુખ તો તુજને શોધે, સૂઈ રહે તાણી સોડ જોને.

માગ્યા વિના મળે મેહુલા, માગે મળે તો માગી જોને;
મહોત સરખું માગે ન મળે, જીવડલા તું જાગી જોને.
અવસર વિના ફળ નવ આવે, સો મણ પાણી સેંચી જોને;
પુત્ર વિના પારણિયું ખાલી, સો મણ સાકર વેંચી જોને.
માગ્યા વિના સુખ ન મળે તો, સંકટ આવે શાથી જોને;
બારણીયામાં સર્વે બાંધત, હેમ ભરેલા હાથી જોને.
જગમાં સર્વે પુત્ર ઝુલાવત, વાંઝણી ન રહેત વનિતા જોને;
લાલચ રાખે લાભ મળે તો, કોઇ ન દેખત દીનતા જોને.
ભાગ્ય પ્રમાણે ભોગવવાનું, એ તે કયમ થાય અળગું જોને;
કોટી ઉપાયે કેડ ન મેલે, વજ્જર થઈને વળગ્યું જોને.
હિંમત રાખી હરિ ભજી લ્યો, બીજી આશા બાળ જોને;
રૂષિરાજા કહે સુખ દુઃખ રચના, ભાવ કરીને ભાળ જોને.

ધીરજ રાખે તેને ધન્ય છે, બને નહીં એ ભાન જોને;
પાંચે પાંડવ વન પરવરિયા, દુઃખને દીધાં માન જોને.
હરિશ્ચંદ્રની હરિ સંગાથે, લગની કેવી લાગી જોને;
અંતજ ઘેરે આપે વસીયા, ભવની ભાવટ ભાંગી જોને.
પ્રહ્લાદજીને પૂરણ પીડા, દૈતપતિયે દીધા જોને;
સુખના જેવી સહન કરી તો, કેશવે રક્ષા કીધી જોને.
શેર મળ્યું નહીં સુદામાને, તો પણ આનંદ તેવો જોને;
મોળી ભાજી વિદુરે માની, સુતર જેવી સેવો જોને.
મુરધ્વજ રાયે મસ્તક મધ્યે, કરવત લીધું કોડે જોને;
સગાળશાએ સુત વધેર્યો, ત્યાગી દીધા તોડે જોને.
રંતીદેવના રૂદયા મધ્યે, ઝરણા કેરો જોગ જોને;
માધવદાસે લીધો માગી, રાજી થઇ ને રોગ જોને.
દુઃખને દેખી હરિજન ન ડરે, કરે ફકરના ફાકા જોને;
રૂષિરાજ કહે રઘુવર બંદા, કાળ તણા પણ કાકા જોને.

---

મન બુદ્ધિ શરીરે વળી, કેવળ ઇંદ્રિયેજ.
મૂકી સંગ કર્મો કરે, યોગી શુદ્ધ અર્થેજ.

# મનુષ્યનું કર્તવ્ય.

વિદ્યા, હુન્નર, ખેતી, વ્યાપાર એ ચાર ક્રમે કરીને શ્રેષ્ટ સમજવાં. નોકરીને કનિષ્ટ ગણવામાં આવી છે માટે તે ત્યાજ્ય છે. (ન છૂટકે પોતાના ઉદરનિર્વાહને માટે કરે તો હરકત નથી.). વેદ, સંધ્યા, ગાયત્રી અને હવનનો શુદ્ર (મૂઢ) શિવાય સર્વને અધિકાર છે. મોત અને ઇશ્વરને થોડામાં થોડું રાત્રી દિવસમાં બે ચાર વખત યાદ કરવાં, આમ કરવાથી ઘણો લાભ થશે. અધર્મ દુરાચાર વિગેરેથી દૂર રહેવાશે.

વેદ, રાજ્ય અને લોક મર્યાદા વિરૂદ્ધ ન ચાલવું. જો કદાપિ રાજા અને લોક નીતિમાં અધર્મ થતો હોય તો આપણે યુક્તિથી બચવું.

સર્વની સાથે યથાયોગ્ય સમતા રાખવી. દ્વેષ અને એક બીજામાં ફૂટ ન કરવી. તથા બીજાને પણ તેમ વર્તવાનો ઉપદેશ કરવો. સંપ વધારવો.

આપણી અને બીજાની યથા શક્તિ તન, મન, ધન, આબરૂ, રાજ્ય અને સત્તાની ઉન્નતિ ચાહવી અને કરવી. નિષ્ફળ ખર્ચમાં ધન અને સમય ગુમાવવો નહીં.

કોઈ મલીન નીચ અને દુષ્ટ પુરૂષનો સંગ કરવો નહીં.

કોઇનું ઉચ્ચિષ્ટ ખાવું કે ખવરાવવું નહિં, જેમ કે ગુરૂ અને સાધુ વિગેરેનું ચરણામૃત લેવાનો રિવાજ છે તે ખોટો છે.

જો ગુરૂ, ઉપદેશક અને અતિથિ આવે તો તેને આદર સત્કાર કરી બેસાડવા અને ભોજન તથા વસ્ત્રથી યથાશક્તિ તૃપ્ત કરી ઉપદેશ સાંભળવો.

જર જોરૂ અને જમીન એ ત્રણ કજીયાનાં ઘર છે, માટે તેનો ન્યાયથી ઉપયોગ લેવો, પણ ગેર ઉપયોગ કરવો નહીં.

માબાપ, ભાઈ, કાકા, સગાં–સંબંધી, નોકર ચાકર, રાજા અને પ્રજાના જે હકકો છે, તે તોડવા નહીં. બુદ્ધિ, મન, ઇંદ્રિય, શરીર, ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર, રાજ્ય એટલાં જો વિવેક અને નીતિ પૂર્વક વર્તવામાં આવે તો તે સુખરૂપ નિવડે છે, અને અવિવેક તથા અનીતિથી વર્તવામાં આવે તો તે દુઃખ રૂપ નિવડે છે. માટે ઘણું ધ્યાન રાખવું.

કોઇપણ બાબત હોય તે દેખ્યા વિના સાંભળવા માત્ર પર પૂર્ણ વિશ્વાસ ન રાખવો. જો ઇંદ્રિયો વશ ન હોય તો વ્રત કરવા કરતાં થોડુંજ ખાવું એ શ્રેષ્ટ છે.

લુચ્ચા, ઢોંગી, ઠગારા, અને દુરાચરણી લોકોથી જેમ બને તેમ થોડો પ્રસંગ રાખવો. બને તો બિલકુલ સંગ કરવો નહીં, કારણ કે તેવા માણસો અંતે દુઃખદાઈ થઈ પડે છે.

માટે દુર્જનોથી હમેશાં બચીને ચાલવું, સદાચારી થઇ સત્પુરૂષાર્થનાં કૃત્યો કરવાં, અને ઇશ્વર પ્રણીત સંસારમાં રહી સત્પુરૂષાર્થ દ્વારાએ મોક્ષ મેળવી શકાય.

અર્પિ બ્રહ્મને કર્મ જે, કરે સંગ વિણ પ્રાણી;
ન અડે તેને પાપ, જેમ પદ્મ પત્ર ને પાણી.

# ભગવદ્ ભક્તની પદવી.

શ્રી કૃષ્ણ ભગવાને ભીષ્મ પિતામહને કહ્યું કે પ્રારબ્ધ કર્મ અજ્ઞાનીને તથા જ્ઞાનીને સમાન હોય છે; પણ જ્ઞાનીને ધૈર્યને લીધે કલેશ થતો નથી, ત્યારે ધૈર્ય રહિત અજ્ઞાની કલેશને પામે છે. જ્ઞાની મારૂં અંતઃકરણ છે, પણ ભકત તો મારૂં સાક્ષાત્ સ્વરૂપ છે. જે મારામાંજ લીન છે, અહંકાર વૃત્તિથી રહીત છે, તે કેવળ આત્મારામ છે. તે કંઇપણ ઇચ્છતો નથી, તે કામના રહીતજ છે. હે જીવન મુકતો ! પરમાત્માનું તમારે ક્ષણભર પણ ધ્યાન લક્ષ-મૂંકવાનું નથી. તેનાજ લક્ષમાં જે જીવ નિમગ્ન થાય છે, તેણે સર્વ તીર્થમાં સ્નાન કર્યું, સર્વ પૃથ્વિનું દાન કર્યું, સહસ્ર યજ્ઞો કર્યા, પિતૃઓને ઉદ્ધાર્યા, દેવોનું યજન કર્યું, એમ સમજવું. પરમાત્માના લક્ષમાં વિહરતો જીવ સંસારી નથી, દેહી નથી, કામનાથી મુકતજ છે, નિત્ય કૈવલ્યને પ્રાપ્ત કરનારોજ છે, નિર્ગુણ બ્રહ્મ છે, તેને ઇંદ્રિયોના અર્થને વિષે તેમ કર્મ વિષે પણ આસકિત રહેતી નથી. જે પુરૂષે સર્વ સંકલ્પોનો નાશ કીધો છે, તેજ ચિદાનંદરૂપ પરબ્રહ્મનો સખા છે. બંધુ છે, રે ચિદાનંદરૂપજ છે. ભકતની ઇચ્છાથી પ્રતિકૂલ એક પાંદડું પણ હલાવવાને તે સશકત નથી, એવી પરમ [અનન્ય] ભકિત સિદ્ધ કરેલા જીવોજ પરમાત્માની ઇચ્છાથી પરમાત્માના સ્વરૂપમાંજ સોહે છે.

શુદ્ધ ભાવનાનું બળ એટલું વિશાળ છે કે, તેથી સચ્ચિદાનંદ વિરાટ સ્વરૂપ શ્રી પરમ પરમાત્મા પણ શુદ્ધ ભાવના કરનારની સંપૂર્ણ ઇચ્છાને આધીન થઇને અનેક પ્રકારના અવતારો પણ ધારણ કરે છે. આકાશની પેઠે, જીવને ઉપાધિ થયા છતાં, કર્મ ધર્મમાં જે લેપાતો નથી, સર્વજ્ઞ છતાં જે મૂઢની પેઠે બેસી રહે છે, જે વાયુની પેઠે અશકત રહીને સર્વત્ર વિચરે છે. એજ જીવનમુકતની દશા છે. તમે જીવન મુકત છો માટે જગતમાં વિચરવાથી તમને કોઇ પણ રીતનો બાધ આવશે નહીં. પરમાત્માના પરમ પ્રેમમાં (સમાધિસુખમાં) જે અટલ નિત્ય રમણ કરે છે, તે સદા કાલજ પરિતૃપ્ત છે, ને તેનાં દુઃખ માત્ર ટળી જાય છે. એવા ભક્ત આત્મસ્થપર પરમાત્માની સદાની કૃપા-પ્રસંનતા છે. પરમાત્મા એવા દયાળુ છે કે, જે તેનો ભક્ત બને છે, તેની ઇચ્છાનેજ વશ વર્તિ, તેનાજ થઇ રહે છે. તે એટલે સુધી કે ભકતની ઇચ્છા પ્રબળ ગણાય છે, અને પરમેશ્વર-ભગવાનની ઇચ્છા ગૌણ થઇ જાય છે. એવા સિદ્ધ દશાવાળા ભગવદ્ ભકતો, ધન, કુટુંબ, કીર્તિ, વગેરે સર્વ દોષોથી મુકત બની અત્યંત શાંત થઇ મૌન ધરીને વિચરે છે; ભૂત દયા વડે આર્દ્ર બને છે; વાણીદ્વારા જ્ઞાનામૃત પ્રગટ કરે છે; માયાને મૂઢ બનાવીને હાંકી કાઢે છે; લોક લજ્જાના તાપને હાંકી કાઢે છે; અને તેમનું હૃદયકમલ પરમાત્માના પ્રેમામૃતથી સદાય પ્રફુલ્લિત રહે છે. એવા ભક્તને આધીન ભગવાન છે.



# લક્ષણ અંગ.

**પરમહંસ લક્ષણ**–(સકળ ગુણ સંપન્ન) સદાચારમાં વર્તે, વેદ વિરોધી ન હોય, બ્રહ્મવિદ્યાનો જાણનાર–બ્રહ્મવેત્તા હોય, લોક એષણા, પુત્ર એષણા વિગેરે સર્વ કામના રહિત હોય, વૈરાગ્યવાન, થોડું બોલનાર, જ્ઞાનમાં ભરપુર, વર્ણાશ્રમ તથા અભિમાન રહિત હોય. જીતેંદ્રિય, આત્માનંદમાં મગ્ન, અનાચાર–દુષ્ટ કર્મ જેના સ્વપ્નમાં પણ ન હોય, દંડ, શિખા, યજ્ઞોપવિત વગેરે ચિન્હોથી રહિત હોય, મસ્તની પેઠે સ્વતંત્ર વિચરનાર–બ્રહ્મ અને માયાને ભિન્ન ભિન્ન જાણનાર—આટલાં લક્ષણો પરમહંસનાં છે. પણ ભગવાં વસ્ત્ર રંગી નગ્ન ફરવું અને ઘર ઘરની રોટી ખાવી એનું નામ પરમહંસ નથી.

**આચાર્ય લક્ષણ**–ષડંગ વેદ સહિત બ્રહ્મવેત્તા ગુરૂદ્વારા વેદ ભણ્યો હોય, સદાચારી–ધર્મવેત્તા હોય, ઉપદેશ કરીને દુષ્ટ કર્મ તથા દુરાચાર છોડાવનાર, સદ્ધર્મમાં પ્રવર્તાવનાર, સંશય છેદક, તર્ક કરીને સદ્ધર્મનું પ્રતિપાદન કરી શકે એવો હોય, અને બ્રહ્મવિદ્યા સંપન્ન હોય તે આચાર્ય કહેવાય છે.

**શિષ્ય અને વિદ્યાર્થી લક્ષણ**–સતશિક્ષા–વિદ્યા અને હુન્નરને ગ્રહણ કરવાનો જીજ્ઞાસુ હોય, આચાર્યને પ્રસન્ન રાખનાર હોય, બ્રહ્મચર્યયુક્ત, શરીર અને બુદ્ધિમાં આળસ ન હોય, માદક પદાર્થ સેવન કરતો ન હોય, સાંસારિક વાતોમાં રૂચિ રાખનાર ન હોય, ત્યાગી હોય, શીખતાં શીખવતાં અરૂચિ ન કરતો હોય, અભિમાન રહિત, સત્યાચારી, જીતેંદ્રિય, સંપૂર્ણ બ્રહ્મચર્ય રાખતો હોય, આટલાં લક્ષણોયુક્ત શિષ્ય અને વિદ્યાર્થી હોવો જોઇએ. પ્રાચીન મહર્ષિઓની જે રીત છે તે પ્રમાણે ભણવાથી અઢાર વર્ષમાં તમામ વિદ્યા સંપાદન થઇ શકે છે. સાધનોમાં મનુસ્મૃતિ, વાલ્મિકી રામાયણ, વિદૂર નીતિ, પૂર્વ મીમાંસા, ઉત્તર મીમાંસા (વ્યાસ મુનિ કૃત), વૈશેષિક (ગૌતમ મુનિ કૃત), ન્યાય દર્શન (વાત્સાયન મુનિ કૃત), ઉપનિષદો, વેદનાં સૂત્ર, આટલું થયા પછી ઉપવેદ (આયુર ધનુર ગંધર્વ અને સ્થપત્ય) ભણાવવા. પછી જ્યોતિષ વિદ્યા ભણાવવી, એમાં ગણિત, ખગોળ, ભૂગોળ બધી વિદ્યાઓ આવી જાય છે. એવી રીતે ૮ થી ૨૫ કે ૩૦ વર્ષમાં પૂર્ણ વિદ્વાન થઇ જાય છે.



# ભક્તની દશા (સ્વરૂપ સ્થિતિ).

આ સંસારમાં અનેક સ્થળે જોવામાં આવ્યું છે કે પરમાત્મા એકનિષ્ટ ભક્તને પોતાનો સખા કરવાનો વિલંબ કરે તેમ નથી. એ સ્થિતિમાં જે પરમાત્માનું દાસ સ્થિતિમાં ભેદભાવે ઉપાસન થતું હતું, અને જે પરમાત્માનું અન્યરૂપે સેવન થતું હતું, તે પરમાત્મા સખા સ્થિતિમાં ભક્તના હૃદયમાંજ નિવાસ સ્થિતિ કરી અહોકાળ રહે છે. આ સ્થિતિમાં આવેલા જીવોના ચર્મચક્ષુ સમીપથી પરમાત્મા દૂર જાય, પરંતુ તેના હૃદયચક્ષુ સમીપથી તેનું વિદૂર થવું એ તો અશકયજ હોય છે. સંસારમાં રહ્યો છતાં અનેક પ્રકારનાં દુઃખો આવી પડે તેવે સમયે પણ પરમાત્મા જેના હૃદયમાંથી વિદૂર થઇ શકત નથી, તેવા ભકતને અંતે પરમાત્મા પોતાના હૃદય સાથે જેમ ગોપીઓને ચાંપી હતી તેમ ચાંપીને તેની સર્વ કામનાઓને પૂર્ણ કરે છે.

શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તેમ કર્મફળના આસંગો તજી, નિત્ય તૃપ્ત, નિરાશ્રય. એવો જે કર્મને વિષે પ્રવૃત છતાં પણ કાંઇ કરતો નથી, જોવા છતાં પણ જોતો નથી, સાંભળવા છતાં પણ સાંભળતો નથી, કર્તવ્ય માત્રમાં જેની ઉદાસિનતા છે, તે સદાય તૃપ્ત છે, સદાય મુકત છે. એ સ્થિતિને પ્રાપ્ત થયા પછી એ ભકતને પુનર્જન્મ નથી, તેને ઉદયે નથી તેમ અસ્તે નથી. તે સત્ કે અસત્થી વિદૂર નથી, તેમ ભિન્ન નથી. જેનું અહંમમત્વ નાશ પામ્યું છે તે સાક્ષાત બ્રહ્મરૂપ જ છે. સ્વરૂપના સહજાનંદમાં સદા વિહરતા, સ્વચ્છંદ લીલા ભોગવતા, એ ભકતો નિસંગ, નિરર્ગળ, એવી રીતે વિચરે છે, કે જેમ પાણીમાં ચાલતા મચ્છની, કે આકાશમાં ઉડતા પક્ષીની ગતિ ગૂઢ રહે છે અને તેનો પાર પામી શકાતો નથી, તેમ આત્મનિષ્ઠ એકાંતિક ભકતની ગતિનો મનુષ્યો તો શું પણ દેવતાઓ પણ પાર પામી શકતા નથી. કળી શકતા નથી. આવી સ્થિતિને પ્રાપ્ત થઇને તમે જગતમાં વિચરો, એટલે તમને કોઇપણ પ્રકારનો દોષ લાગશે નહીં. પરમાત્મા ભકતનો છે; ભક્ત અને તે એકજ સ્વરૂપ છે; એ સ્થિતિને પ્રાપ્ત થયેલા જીવ દેહી છતે જીવન મુકત છે, વિદેહી છતે જીવન મુકત છે. ૐ શાંતિઃ !

નારદ પ્રત્યે વિષ્ણુ ભગવાને કહ્યું છે કેઃ "હું જે પરમાત્મા, તેનું આ જગતનો જીવ એક ક્ષણ પણ નિર્મળ અંતઃકરણથી ધ્યાન ધરે છે, તે મારો પરમ અનન્ય ભકત છે. એ અનન્ય ભકત આ લોકમાં વિરલ છે. તેમના દર્શનથી મને જે આનંદ થાય છે તેનું વર્ણન કરવાને હું અશકત છું. જે ભકત જનોના ઐશ્વર્યબળથીજ આ જગતની સર્વ વિભૂતિઓને પોષણ મળે છે. એવા ભકતો, તત્વોનું તત્વ, સારના સાર, ને વેદના વેદ છે. પણ જે જીવો, સંસારની ઉપાધિને પૂર્ણ કરી, નીતિએ વર્તી, પવિત્ર અને નિર્મળ ચિત્તે એક નિષ્ઠાથી મને એ વાર ભજે છે, તેના ઉપર હું સદાય પ્રસન્ન છું. તેજ મારો અનન્ય ભકત છે.

# યજ્ઞોનું પ્રતિપાદન.

જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ, બ્રહ્મ યજ્ઞ, દેવ યજ્ઞ, પિતૃ યજ્ઞ,અતિથિ યજ્ઞ, ભૂત યજ્ઞ અને જ્ઞાન યજ્ઞ. શાસ્ત્રોક્ત રીતે વિધિપુઃસર આ યજ્ઞો શુદ્ધ આચાર વિચારથી કરવામાં આવે તો અનુક્રમે–સ્વર્ગ–બ્રહ્મ–દેવ–ઇંદ્ર–ગોલોક વિગેરે સપ્ત લોકના સુખની પ્રાપ્તિ થાય છે.

શ્રિમદ્ ભાગવતના એકાદશ સ્કંધના વીસમા અધ્યાયમાં છવીસમા શ્લોકમાં કર્મ તથા યજ્ઞની બાબતમાં શ્રી કૃષ્ણુ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે કર્મો તો ઉત્પત્તિથીજ અશુદ્ધ છે, એટલા માટે સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતાં તે કર્મો તજાવવા માટે વેદે વિધિનિષેધદ્વારા તે કર્મોનો ઉલટો સંકોચ કર્યો છે. અને એજ ભાગવતના ૧૧–૨૧–૨૭–૨૮ મા શ્લોકમાં કહ્યું છે કે યજ્ઞ કરવાવાળાઓ કામનાવાળા છે, કૃપણુ અને લોભી છે, અને પુષ્પ જેવાં સારાં દેખાતાં નિઃસાર ફળોને ફળરૂપ જાણે છે. અગ્નિથી કરવામાં આવતા યજ્ઞ વડે મૂર્ખ થઇ ગયા હોય છે અને જેઓને પરિણામે ધૂમમાર્ગજ મળે છે તે લોકો આત્મ તત્ત્વને જાણુતા નથી. હે ઉદ્ધવ! જેઓને કર્મજ પશુહિંસાનાં સાધનો છે, એવા પેટભરા કર્મ કાણ્ડી લોકો, ઝાકળથી જેની આંખો ભરાઇ ગઇ હોય તેઓ જેમ બીજી વસ્તુને જોઇ શકતા નથી, તેમજ તે લોકો પણુ પોતાના હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપને (જે હું) જેમાંથી આ જગત ઉત્પન્ન થાય છે તેને જાણુતા નથી. હિંસાનેજ વિહારરૂપ માનતા તે ખળ લોકો પોતાના સુખની ઇચ્છાથી પશુની હિંસા કરીને યજ્ઞ વડે પિતૃઓનું તેમજ ભૂતપતિઓનું યજન કરે છે. તે જેમ વાણીયો ઘણા ધનની આશાથી સમુદ્ર ઉલંઘન કરીને પોતાની મુંડી પણુ ગુમાવી બેસે છે, તેમજ કર્મ કાણ્ડી મનુષ્યો પણુ કાનને સારાં લાગે તેવાં જે સ્વપ્ન સમાન આ લોક તથા પરલોકના સુખનો હૃદયમાં સંકલ્પ કરીને ઉલટો ધનનો નાશ કરે છે. અને જે લોકોનાં મન વેદની મધુર વાણીથી વિક્ષિપ્ત થયાં હોય તે લોકો એમ સમજે છે કે અમે સ્વર્ગમાં જઇ ત્યાંનું સારી રીતે સુખ ભોગવ્યા પછી મૃત્યુ લોકમાં મોટા કુળવાન, ને મોટા સંતતિવાળા થઇશું; પણુ એ સર્વે અનિત્ય અને દુઃખદાયી છે એમ તેઓ જાણુતા નથી. એવું શ્રી કૃષ્ણુ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે વિસ્તારીને કહ્યું છે તેથી યજ્ઞાદિક કર્મો કરતાં જ્ઞાન યજ્ઞજ ઉત્તમ છે.

### શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

"દ્રવ્ય વિકારી યજ્ઞ થકી જ્ઞાન યજ્ઞ શ્રેષ્ટ છે. હે પાર્થ! સર્વ કર્મ, ફળ રહિત હોઇને જ્ઞાનમાં સમાપ્તિ પામી જાય છે."

યોગી કર્મ ફળ ત્યાગીને, શાંત અતિશય થાય;
ફળમાં સક્ત અયોગિ તો, કામ વડે બંધાય.

# ભક્તોની દરિદ્રતા એ ઈશ્વરની દયા છે

ભક્તરાજ સુદામાજીના ચપટી ચોખાનું અર્પણ પણ પ્રભુએ સ્વીકાર્યું અને તેના બદલામાં મોટા લાભ આપી દીધા તેનું બીજું પણ એક કારણ છે, અને તે એ કે—જ્યાં સુધી જીવ નબળો હોય, ધર્મના કર્મમાં ઢીલો હોય, અને માયામાં ફસાઇ પડે તેવો હોય, ત્યાં સુધી દયાળુ પ્રભુ ભક્તોની ઉપર દયા કરીને તેઓને જેમાંથી મોહ ઉત્પન્ન થાય એવું ધન આપતા નથી. પણ જ્યારે તેને ધનનો મોહ થાય નહીં, પણ તેને બદલે ધનનો સારામાં સારો ઉપયોગ કરી શકે ત્યારે જ પ્રભુ તેને ધન આપે છે. આ બાબત સમજવાથી સુદામાજી જેવા મહાન ભક્ત પણ કેમ દરિદ્ર રહ્યા તેનો ખુલાસો થઇ શકે છે. કારણ કે જ્યારે ખરેખરો મોહનો વખત આવ્યો, ત્યારે નારદજી જેવા મહાન ભક્ત પણ મોહના રૂપમાં ફસાઇ ગયા હતા. અને ઇંદ્ર જેવા મહાન્ દેવો તથા વિશ્વામિત્ર જેવા મોટા ઋષિઓ અને મચ્છંદ્રનાથ જેવા મોટા યોગીયો પણ સ્ત્રીઓના તથા ધનના મોહમાં મોહવાઇ ગયા હતા. એટલું જ નહીં પણ શિવ, બ્રહ્માદિક મોહમાં પડી ગયા હતા. ત્યારે કલિયુગના વખતમાં નબળાં મનના માણસો સમૃદ્ધિના મોહમાં ફસાઇ જાય તો તેમાં કાંઇ નવાઇ નથી. માટે એવા મોહમાંથી, અરે કહો કે એવી આફતમાંથી બચાવી લેવા સારૂ દયાળુ પ્રભુ ભક્તોની શરૂઆતની જોખમભરેલી સ્થિતિ વખતે મોહનાં સાધનોથી તેઓને દૂર રાખે, અને પછી જ્યારે મોહ થાય નહીં એવી ઉત્તમ સ્થિતિ થાય ત્યારે તેઓને વૈભવો આપે છે. એટલે તે વૈભવો તેનાથી જીરવી શકાય છે, અને તેનો સદ્‌-ઉપયોગ કરી શકાય છે, અને એમાંથી વધારે કલ્યાણ સાધી શકાય છે. માટે ભક્તોને પ્રભુ દરિદ્રતા આપે એમાં પણ તેની ખૂબી છે, અને વૈભવ આપે તેમાં પણ તેની ખૂબી છે. આવી રીતે ભક્તોના દરેક ચરિત્રમાંથી પ્રભુનો મહીમા સમજી શકાય છે.

આ સ્થળે એટલું યાદ રાખવાનું છે કે ઇશ્વર પોતાના ભક્તોને જે વૈભવ આપે છે તેજ ખરો છે. બાકીનો આ દુનિયાનો કહેવાતો શ્રીમંત વર્ગ તો લક્ષ ચોર્યાસીના ફેરામાંજ જવાનો છે.

**બ્રહ્મ ભજન.**

બ્રહ્મ સ્મરણ કર હેતમાં, ચિતમાં અચેત નર ચેત,
આ અવસર ચેત્યો નહીં, તારા મુખમાં પડી રેત.
કાયાનું તો કાંઇ ન નિપજે, મૂકી દે મિથ્યા અહંકાર,
તનનાં તો ત્રણ વાનાં થશે, કીટ, વિટ કે છાર.
રહ્યા ન કોઇ, રહેશે નહીં, શશી ને સૂરજ વંશ,
ખટપટ કરતાં ખપી ગયા, કંઇ કૌરવ ને કંસ.
જેનું ચિત પરિબ્રહ્મમાં, તે નર અમર જાણ,
પ્રીતમ તે પરમાણુ જે, બ્રહ્મ હૈયામાં આણ.

**જાણે નહીં મુજ પ્રભાવને, મુનિ દેવો નિરધાર;**
**કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર.**

---

# હરિ ભજન.

હરિ ભજન સુખકાર, જગત માંહે હરિ ભજન સુખકાર—
વિષય રસે ભર્યો છે પૂરો, ભવ સાગર અપાર... જગત—
વિકટ ખડકો નડે છે તેમાં, જાવું છે પેલે પાર... „
ભવાબ્ધિ તરવા ભક્તિ નાવ જ, સૂકાની હરિ નિરધાર... „
મનોવિકારને દૂર કરીને, શોધો મુકિતનું દ્વાર... જગત—

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે—
ધર્મ વૃત્તિએ ધરણીધરનું, ધ્યાન વૃત્તિથી ધરવા દે... વિષય—
અધમપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે... „
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે... „
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે... „

દેખા સબ આલમ ખેલ આ ખોટા, માયા ધૂમ્રતણા ભય ગોટા... દેખા—
ધન દોલત ને માલ ખજાના, મહેલ અવાસ હે મોહોટા—
મહા પ્રલયમાં મહી જળ માઝા, છોડ ચલે સબ છોટા... દેખા—
મૃગ તૃષ્ણા જળ નિર્મળ ગંભીર, ઝાંઝ દેત હે ઝપાટા,
આતમ જ્ઞાન લગે જબ અંતર, ખુલત આપ કપાટા... દેખા—
કાચ કળશવત્ કાયા હે જૂઠી, જોગી અખાડીકા જોટા,
વાર ન લાગત વણસનેવા અબ, જ્યું પાની પરપોટા... દેખા—

ક્યા દીલ માનતા નહીં કયું, એક દીન માટીસે મીલજાના જી.
કાચી રે અપની કાયા, ગુલાબી રંગ લગાયા જી.
સોના પહેરો, રૂપા પહેરો, પહેરો પીતળકો તાર,
રૂપીયા ગજકા રેશમ પહેરો, નહીં જીવનકી આશ... ક્યા દીલ—
દેશ દેશકા વૈદ બુલાયા, લાયા જડી બુટી,
બુટી બિચારી ક્યા કરે, જાંહાં સાહેબ ઘરકી તુટી... ક્યા દીલ—
માતા રૂવે આસો માંસો, બહીન રૂવે બારમાસ,
ઘરકી તીરીયા તીન દીન રૂવે, ઢુંડે દુસરા યાર... ક્યા દીલ—
પહેરણ જામા તુટ ગયા તો, સીવ લીયા દરજી,
અંતર જામા તુટ ગયા તો, કોણ સીવે દરજી... ક્યા દીલ—
માટી ઓઢન માટી પહેરણ, માટી લે ગયા ભોગ,
કબીર સાબ તો યું કેહ ગયે, કાંઇ ઉપર ચલેંગે લોક... ક્યા દીલ—



**અજ, અનાદિ, ઈશ લોકનો, જાણે મુજને જેહ;**
**મનુષ્યમાં સહુ પાપથી, છૂટે મોહ વિણ તેહ.**

---

# હરિ નૌકા.

પૂર્વ જન્મની ભૂલને આધીન થઇને આ સંસારમાં અવતરેલા જીવને દુઃખના ઝપાટા ખમવા ન પડે, તેના માટે સર્વોત્તમ ઔષધિ એજ છે કે શુદ્ધ મન, શુધ્ધ વાણી, અને શુધ્ધ કર્મો રાખી અંતરાત્માને શુધ્ધ કરવો. જે હરિને પોતાના આત્મા સહિત સર્વસ્વ અર્પણ કરી દે છે, અને તેનોજ આશ્રય, મન, વચન, અને ક્રિયા વડે સર્વ કાર્યમાં કરે છે, તેવા પુરૂષને હરિજન એ ઉપમા આપવામાં આવે છે. તત્ત્વ જ્ઞાનના સુપ્રસિદ્ધ ગ્રંથો એજ અંતિમ રહસ્યોપદેશ કરે છે કે અન્ય સર્વ ધર્મોનો ત્યાગ કરી પરમાત્માના શરણુ રૂપી ધર્મનો સ્વીકાર કરો, અથવા બીજી રીતે કહીએ તો "પરમાત્માના થઇ રહો" એટલે હરિજન થાઓ. આ પ્રમાણે જોતાં હરિજન થવા માટે હરિને શરણે જવાની આવશ્યકતા અનિવાર્ય છે. અને તે શરણ ગમન રૂપી ધર્મ હૃદયની ઉચ્ચતા વિના કદી પ્રાપ્ત થઇ શકતો નથી. બુદ્ધિની ખીલવણીની અગત્ય કંઇ ઓછી નથી. પરંતુ હૃદયની ખીલવણીની જરૂર તો તેથી પણ ઘણીજ વધારે છે.

હે પંખીડા! (પક્ષિરૂપી જીવ) તું પિયુ પિયુ પોકાર્યા કર, મતલબ કે જેમ ચાતક પક્ષી પિયુ પિયુ શબ્દ પોકારી પોતાના જીવન રૂપી પ્રિય મેઘનું રાત્રિ દિવસ રટણ કર્યા કરે છે, તેમ હે જીવ! તું તારા પ્રાણથી પ્રિય એવા પરમાત્મા તેનું ભજન કર્યાં કર. આવો ઉપદેશ કરવાનું પ્રયોજન એજ કે એમ પોકાર એટલે ભજન કરવાથી આ સંસાર રૂપી સમુદ્ર તરીને પેલે પાર ઉતરાશે.

મનુષ્યને પ્રથમ અજ્ઞાન અવસ્થામાં સંસાર સમુદ્રમાં પ્રયાણ કરવું આનંદકારી લાગે છે. પરંતુ જ્યારે દુનિયાદારીના તોફાની પવનના સુસવાટા કાને પડે છે, એટલે કામ ક્રોધાદિકના આવેશને લઇને અનેક પ્રકારના તરંગો ઉછાળા મારી રહેલા સર્વત્ર દૃષ્ટિએ પડે છે તથા વખતો વખત ભયંકર રોગ રૂપિ ખડકો, નરદેહરૂપ ક્ષણુ ભંગુર નૌકાના ક્વચિત ચૂરે ચૂરા કરતા તો ક્વચિત્ કરવાની તૈયારીમાં ઉભેલા દૃષ્ટિગોચર થાય છે, ત્યારે આ સમુદ્રયાનનું જોખમ યથાર્થ સમજવામાં આવે છે. અને એવી કોઇપણ આપત્તિ આવી પડે તે પહેલાં અભયદાન દેનારી અક્ષય નાવનો આશ્રય લેવાનો હૃદયમાં નિશ્ચય થાય છે. હરિ નૌકા એટલે હરિના ચરણુ કમળ એજ છે. હરિના ચરણુ કમળ એટલે રામનામની અખંડ રટણા કરવી તે.



# ઇશ્વર સ્તુતિ.

ભણે ઇંદ્ર મુનીંદ્ર ઉપેંદ્ર નમો, કરૂણાવર શ્રી હરિચંદ્ર નમો.
સચ્ચિદાનંદ શ્રી અવિનાશી નમો, કમળાવર વૈકુંઠવાસી નમો.
પુરૂષોત્તમ પંકજનેત્ર નમો, પરિપૂરણ બ્રહ્મ પવિત્ર નમો.
રવિ કોટિકલાવર રૂપ નમો, ભગવાન સુરાસુર ભૂપ નમો.
પરમેશ્વર પન્નગશાયી નમો, સચરાચર સંપદદાયી નમો.
શિર ચરણ કરાંબુજ સહસ્ત્ર નમો, પરિધાન પીતાંબર વસ્ત્ર નમો.
કિરિટાદિક લંકૃત ધારી નમો, મધુસૂદન દેવ મોરારી નમો.
શંખ ચક્ર ગદાંબુજ પાણિ નમો, ખગવાહન પુરૂષ પુરાણી નમો.
ત્રટ નિર્ધન પાવન ચરણુ નમો, જય માધવ મંગલ કરણુ નમો.
સુર વલ્લભ સુંદર સ્યામ નમો, જન દાયક દુર્લભ ધામ નમો.
નભ વાયુ હુતાશ પ્રકાશ નમો, પૃથ્વી જલ જંતુ નિવાસ નમો.
ગુણવંત અચિંત્ય અનંત નમો, ભય ભંજન શ્રી ભગવંત નમો.
નિરાકાર નિરંજન દેવ નમો, શિવ શંકર સહાયક શૈવ નમો.
શરણાગતવત્સલ નાથ નમો, નિજ ભક્ત તણા સદા તાત નમો.
ભુવનેશ્વર ભૂધર વીર નમો, શુભ ધર્મ ધુરંધર ધીર નમો.
દ્વિજ પાલક દીન દયાળ નમો, જગદીશ જગત કૃપાલ નમો.
બહુ વેશ મહા બળવંત નમો, હૃષિકેશ મહેશ મુકુંદ નમો.
કરો વહાર દયા નિધિ વેગે કરી, સુણતાં પ્રગટયા તતખેવ હરિ.
ઉભા સ્તુતિ કરે પ્રણામ કરી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
કર જોડીને સ્તુતિ કરે છે વળી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
રસના રવિ કોટી જેવી ઝળકે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
મન પ્રેમ ધરિ પ્રભુને પ્રણમે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
વળી એમ જગદીશની સ્તુતિ કરે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
વદે વેદ વેદાંત ગોપાળ ભણી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
બ્રહ્મા સ્તુતિ કરે છે ભેદ થકી, વેદ રઘુ યજુર અને શામ થકી.
તારા ગુણનો પરિબ્રહ્મ પાર નથી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.
મળ્યા નરસિંહ હરિ પ્રસન્ન થઇ, પ્રભુ નમો નમો નરસિંહ હરિ.



# પ્રભુ સ્તવન.

જય જય અડગ જગતપતિ, જય સુખનિધિ સાક્ષાત,
જય જય જંન જનની જનક, જય જય પ્રભુ પ્રખ્યાત.

જય પ્રભુ પ્રખ્યાતા, પદ પંકાતા, સુગુણી ગણાતા, ગુણ જ્ઞાતા.
તું ભગિની ભ્રાતા, દિલ અવદાતા, શુભ શોભાતા, સાક્ષાતા.
જય વિશ્વ વિધાતા, અલખ લખાતા, મુક્ત મનાતા, મુદમાતા,
જય જય જગત્રાતા, તું પિતુ માતા, દે સુખશાતા, સુખદાતા.
જય પૂર્ણ પ્રકાશી, વિશ્વ વિલાસી, અખિલ નિવાસી, આકાશી,
જય અચલ ઉજાસી, વિપત વિનાસી, છત નિજ દાસી, છે ખાસી.
ઋષિ સહસ્ર અઠયાસી, સિદ્ધ ચોરાશી, તત્વ તપાસી, ચિત ચહાતા—જય જય,
જય જય જગ સ્વામી, સદ્‌ગુણ ગામી, નિર્મળ નામી, નહિ ખામી.
જય અંતર જામી, અચળ અકામી, શુભ વિશ્રામી સુખ ધામી,
પ્રભુ તુજ પદ પામી, થાય પ્રણામી, જે ન હરામી, જન થાતા—જય જય.
જય સર્વાધારા, સુખ કરનારા, પ્રીતમ પ્યારા, પ્રભુ મારા,
સઘળા ગુણ તારા, સૌથી સારા, અન્ય નઠારા, ખુબ ખારા.
તુજ મનથી ન્યારા, જે નર દારા, ભયના ભારા, ભરી જાતા—જય જય.
તું સમર્થ તરવા, તારણ કરવા, અભરણ ભરવા, ભય હરવા,
દુષ્કર આદરવા, ધરણી ધરવા, ગુણ વાવરવા, ગુણ ગરવા.
ચહું કીર્તિ ઉચરવા, ઠીક થઇ ઠરવા, યશ વિસ્તરવા, વિખ્યાતા—જય જય.
મન તુજને મળવા, તન દુઃખ ટળવા, અકળિત કળવા, રસ ગળવા,
અંતે અવિચળવા, પાપ પ્રજળવા, દહાડો વળવા, દુઃખ દળવા.
શુભકૃત ફળ ફળવા, બંધન બળવા, હિત સાંભળવા, હે ભ્રાતા—જય જય.
હૃદયે મુજ રસીયા, વાસો વસીયા, ક્ષણું ન ખસીયા, જયમ કશિયા,
હેતેથી હસીયા, ઠિક થઇ ઠસીયા, બોલે ફશીયા, બહુ જશીયા.
વળી સરસ વિલસીયા, ધામે ધસીયા, રતી ન ચશિયા, રસ રાતા—જય જય.
જય જય અસુરારી, કરૂણાકારી, બળીયા તારી, બલિહારી.
સૃષ્ટિ સંસારી, તેં વિસ્તારી, તેંજ ઉગારી, નર નારી,
જેથી મતિ મારી, સ્તુતિ ઉચ્ચારી, લે દીલ ધારી, જગ ધાતા—જય જય.



**શંકર હું રૂદ્રો વિષે, વસુમાં અગ્નિ હું જ;**
**કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ શિખરોમાં હું જ.**

---

# હરિમાર્ગ નિરૂપણ.

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઉભા જુવે તમાશો, તે કોડી નવ પામે જોને!
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડયા તે મહા સુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જોને,
મહાપદ પામ્યા તે મરજીવા; મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા. પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન નરખે જોને.
સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને,
જે ધાતુને પારસ પરસે, તે તો થાયે હેમ જોને.
કથીર કાંસું હેમ ન થાયે, કોટી પારસ પરસે જોને,
શૂન્ય છીપ તે ઉપર નાવે, સો મણ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને,
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને હ્રદયે, તેને ન લાગે રંગ જોને,
અડદ ઉજળા કયમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને.
કુશકા કૂટેથી શું થાયે, કણ ન જડે તેમાંથી જોને,
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે કયાંથી જોને.
પાપીને પરબોધ ન કરીયે, મુન્ય ગ્રહીને રહીયે જોને,
કહે પ્રીતમ તુલસી દલ તોડી, પ્રેત ન પૂજવા જઇએ જોને.
હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને,
અજતનયા ઉમીયાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.
વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને,
નાથ વિના બીજો નહીં બળીયો, જોયું ચિત્તમાં ચેતી જોને.
માટે મારૂં મનડું મોહ્યું, રસિક વરને રંગે જોને,
સદા સર્વદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને.
અમૃત કેરા સાગર માંહે, મગન થયું મન મીન જોને,
એક નિમિષ ન્યારૂં ના થાયે, રહ્યું તે રસમાં લીન જોને.

**જોવા સમર્થ તું નહિ, આ આંખે મુજ રૂપ;**
**દિવ્ય ચક્ષુ આપું તને, જો મુજ ઐશ્વર રૂપ.**

---

અગર ચંદનના વનમાં બેઠો, ભોગી ભમરો જઈને જોને,
ઉડીને અળગો ન થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળ નયનની સુંદર શોભા, નિરખું નિત્યે નિત્ય જોને,
પ્રીતમના સ્વામિની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને.
સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને,
શ્વાસો શ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેશરી કેરે નાદે નાસે, કોટિ કુંજર જૂથ જોને,
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુખ જોને.
અગ્નિને ઉધઈ ન લાગે, મહા મણિ ને મેલ જોને,
અપાર સિંધુ મહા જળ ઉંડાં, મરજીને મન સ્હેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબુરો સૌ જાણે જોને,
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીજે કાજ જોને,
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

સંસારીને આત્મ જ્ઞાનમાં દષ્ટિ–ગમ નહીં તેથી એ મને અંધકાર રૂપ રાત્રી છે; પણ ઈંદ્રિયનો નિગ્રહ કરવાવાળા જાગતા છે. અર્થાત્ એઓને આત્મજ્ઞાનમાં દષ્ટિ છે તેથી તત્ત્વદર્શન કરે છે, અને સંસારી વિષય જેમાં પ્રાણી જાગતા છે, તે વિષયને આત્મદર્શિઓ અજ્ઞાન અંધકારની રાત્રી માને છે. તેઓને વિષય મોહમાં સુઝતું નથી. લોક બ્રહ્મ સ્વરૂપ વિષે નિંદ્રામાં છે, પણ આત્મજ્ઞાની ત્યાં જાગતા છે.



કોધ પરિગ્રહ દર્પ બળ, અહંકાર ને કામ.
મૂકી બ્રહ્મજ થાય તે, નિર્મમ શાંત અકામ.

# બ્રહ્મવેત્તા નિરૂપણ

મનુષ્યના કોઇ જન્મના કર્મ વિપાક શેષ રહ્યા હોય છે, તે ભોગવવાનેજ પરમાત્મા તે જીવને આ લોકમાં ઉત્તમ જન્મ આપે છે. શ્રદ્ધાવાન અને પરબ્રહ્મ પ્રાપ્તિ માટે મથન કરવા છતાં પણ જે જીવો, આત્મા અને બ્રહ્મના ઐકયની પ્રાપ્તિના કાર્યમાં અપૂર્ણ રહે છે, જેની વૈરાગ્ય વાસના તીવ્ર થઇ નથી, અને જેની ભોગ વાસનાનો સર્વાંશે વિલય થયો નથી, એવા જીવો યોગમાંથી ભ્રષ્ટ થવા છતાં, પણ દુર્ગતિને તો પામતાજ નથી; પરંતુ પોતાના પુણ્યે કરીને પ્રાપ્ત કરેલા લોકોમાં જઇને, જે ભોગ વાસનાનાં બીજ તેના અંગમાં રહેલાં છે, તે ભોગ વાસના ભોગવવાને આ લોકમાં જન્મ ધારણ કરે છે. પણ તેમને ભોગ વાસના ભાવવાનું ફળ ભોગવતાં ભોગવતાં અચાનક વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, સત્ અસત્‌ની ભિન્નતા જણાય છે, ત્યારે સંસારને તુચ્છ ગણીને તજી દે છે. અથવા તેમાં નિર્લેપ રહીને વિચરે છે. અને અંતે પોતાના જન્મનું સાર્થક કરી લે છે. ભ્રષ્ટ યોગી કોઇ ધર્મશીલ વિદ્વાનને ત્યાં, પવિત્ર શ્રીમાનને ત્યાં, કે યોગ સંપન્ન પુરૂષને ત્યાં જન્મ ધરે છે. પ્રથમ તો તે ભોગ ભોગવવામાંજ લીન રહે છે; પણ આકસ્મિક તેની ભોગેચ્છાની તૃપ્તિ થઇ જાય છે. અને જ્ઞાનપ્રાપ્ત કરી, તે જ્ઞાન યોગ સાધીને, જીવન્મુક્ત બની વિદેહ મુકત થાય છે. વાસ્તવિક રીતે તો કર્મ ચિત્તની શુદ્ધિને અર્થે છે, વસ્તુની પ્રાપ્તિને અર્થે નહિ.

જે પરમાત્માને અર્પણ કરીને વિષયોને અભાવ વડે ભોગવે છે, અભાવ વડેજ ભોજન કરે છે, તે સદાય બ્રહ્મચારી છે, સદાય ઉપવાસી છે. પણ જે જીવ ઇશ્વરનો છે, ઇશ્વરનો બની રહે છે, ઇશ્વરને ક્ષણ વાર પણ દૂર કરતો નથી, સંસારમાં રહેલા તે જીવનું સર્વેજ ઇશ્વર પુરે છે અને તેને કદી પણ ઓછું પડવા દેતો નથી, પણ નિભાવી લે છે. પુરૂષ જેટલો સહનશીલ અને ગંભીર છે, તેટલી સ્ત્રી નથી.

તું નિશ્ચયપૂર્વક જાણ કે તે હજાર હાથ વાળો પોતાના ભકતને કોઇપણ કાળે છેહ દેતો નથી. તેની આશાનો ભંગ કરતો નથી. પરમાત્માનું વચનજ છે કે, મારા ભકતને કોઇ કાળે પણ હું ઓછું આવવા દઇશ નહીં. એ પરમાત્માનું વચન શું મિથ્યા જશે? આ જગતની નૈસર્ગિક બુદ્ધિજ એવી છે કે ગમે તેવા મહાત્માને પણ તેઓ જગતના પ્રકૃતિ (જનાવરો) પુરૂષોના જેવોજ સમજે છે, તેને વ્રતભંગ કરવા ક્ષુલ્લક પ્રાણી પ્રયત્નશીલ થાય છે, પરંતુ શાંત જીતેંદ્રિય, ઉપરામ પામેલો ક્ષમાશીલ, નિત્ય પરબ્રહ્મના ધ્યાનમાં લીન થયેલો અને બ્રહ્મભાવને પામેલો બ્રહ્મવેત્તા, પોતાના બ્રહ્મભાવના નિશ્ચયમાંથી ક્ષણભર પણ ચલાયમાન થતો નથી.



# ઇશ્વર દર્શન.

## (સત્યની લાવણી.)

શેઠ સગાળશા સાધુને સેવે, વાણીઓ પાળે વ્રત,
નાવ્યા સાધુને રહ્યા અપવાસી, તાંહ બાવોજી આવ્યા તર્ત;
કૃષ્ણજી કોહોડીયા થઇને રે, રૂપ અતીતનું લઇને રે—

ચંગાવતીએ ચરણામૃત લીધાં, નવરાવીને નાથ,
પલંગ ઉપર પધરાવીને, આગળ જોડ્યા બે હાથ;
ખાંતે ભોજન ખીરનાં કીધાં રે, પીરસીને આગળ દીધાં રે—

ખીર ને રોટલી અમે જમતા નથી રે, નથી અન્નનો આહાર,
તમે મહાજન અમો માંસના આહારી, એમ બોલ્યા કીરતાર;
વચન ન બોલ્યા બાધું રે, સમજી લ્યો ને સાધુ રે—

કસાઇ વાડે તો મહાજન ચાલ્યા, સંતાડીને લાવ્યા માંસ,
ચંગાવતીએ રસોઇ બનાવી, જમાડવા પરમહંસ;
વાયુ ઢોળે નર ને નારી રે, જમોને દેવ મોરારી રે—

માટી તો માણસની જોઇએ, અન્ય માટીનો નહીં આહાર,
અઘોર પંથી અમે કહેવાઇએ, ખેલું ખાંડાની ધાર;
વાણીયા વ્રતજ ફળશે રે, અવિનાશી આવી મળશે રે—

વેચાતું માગ્યાથી માણસ ન મળે, મન કરોને વિચાર,
ચંગાવતી તો એમ કહે છે, ચેલઇયાને સંહાર;
વાત નો થાશે ચોદિશે રે, કરીયે શ્રી લાલને લેખે રે—

ભણતર મૂકીને નાશ ચેલઇયા, માન મારી પરતીત,
માબાપ તારાં મારશે તને, બારણે આવ્યો છે અતીત;
ધુતારો ધુતી જાશે રે, પછે પસ્તાવો થાશે રે—

એ શું બોલ્યા ગુરૂજી મારા, માવતર મૂકયાં કેમ જાય,
નવ મહિના જેણે ઉદરે રાખ્યો, ગુણ ઓશીંગણ થાય;
ભક્તિ તો મારા શિશને સાટે રે, શું થાશે મૃત્યુક માટે રે—

હું ભાગું તો ભોમિ જ ભાગે, બોરિંગ ન ઝીલે ભાર,
મેરૂ પર્વત ડોલવા લાગે, આકાશનો આધાર;
મેરામણ માઝા મૂકે રે, ચેલઇઓ સત્ય ન ચૂકે રે—

શીખ માગીને ચાલ્યો ચેલૈયો, આવ્યો પોતાને દ્વાર,
માતાએ મુખનાં વારણાં લીધાં, નિશાસે ભરાયે નાર;
આવતો ઉરમાં લીધો રે, પોઢાણુ પલંગે દીધો રે—

કરવું હોય તે કરી લ્યો માજી, શીદ નાખો છો નિશ્વાસ,
સફળ મનખો ચેલૈયાનો, સાધુ ભક્ષે જેનું માંસ;
આજનો તો ધન ધન દહાડો રે, જુગતે દીનાનાથ જમાડો રે—

માત પિતાએ મળી કરીને, છેદયું ચેલૈયાનું શીશ,
અણુઘટતું તો કારજ કીધું, જમાડવા જુગદીશ;
મચાવ્યો ખેલ અકારો રે, પ્રભુએ કર્યો નકારો રે—

નાથ કહે મારી નજરે કરોને, સાચું તમારૂં સત્ય,
મસ્તક ઉપર માયા લગાડી, એમ અવિનાશી કહે તંત;
તપસી સત્યને તાવે રે, રૂદયામાં સંદેહ નાવે રે—

મસ્તક ખાંડો ને ગાઓ મુખેથી, પહેરો અવનવાં ચીર,
આંખડીએ તમે આંસુ ન આણો, મનથી મૂકો નવ ધીર;
ત્યારે તમે સાંચાં સતી રે, એમ કહે જુનો જતી રે—

ખાંડણીયામાં પછે મસ્તક ખાંડયું, મળી પિતા ને માય
આંખડીએ આંસું નહીં આણ્યાં, હરખે હાલરડાં ગાય;
ભોજનિયાં ભાવતાં કીધાં રે, પીરસીને આગળ દીધાં રે—

સત્યવાદી તમો સાચા સતિયા, અટક હમારે એહ,
વાંઝીયાનું અમે જમતા નથી, એમ અવિનાશી કેહ;
મળી તમે નરને નારી રે, જુવો ને વાત વિચારી રે,—

શેઠ સગાળશા કહે છે હમારે, પૂર્વ જનમનું પાપ,
ગૌ ત્રિયા મારેલ, ગુરૂ સંતાપેલ, મારેલ માને બાપ;
ડુંગરડે દવ લગાડયો રે, તેં તો મારો ખેલ બગાડયો રે—

ચંગાવતી તો કહે છે મારે, પાંચ મહિનાનું ઓધાન
ભલે પધાર્યા સ્વામિ હમારા, આજ હમારે ભોવન;
ધણી હરિ તુંજને ધાયો રે, તેં તો મારો ખેલ સુધાર્યો રે—

ચંગાવતીએ છરી લઇને, પાળી જ મારી પેટ,
પ્રભુએ ઉઠી હાથ પકડયા, જોઇ ઝાઝી ટેક;
ભલી સતી ભક્તિ તમારી રે, માગ કહે મુક્તિ મોરારી રે—

ચેલઇયાને સજીવન કીધો, બેઠો ભણે છે નિશાળ,
સદાએ લેજો ચરણે તમારે, છોજી દીન દયાળ;
ભૂધર દેજો ભક્તિ તમારી રે, માગું હું તો મુક્તિ મોરારી રે—

ભણુતો ગણુતો આવ્યો ચેલઇયો, નાથને લાગ્યો પાય,
માતાએ મોતીડે વધાવ્યો, હઇડે હરખ નહીં માય;
દાતારે દર્શન દીધાં રે, લાહાવા લાખેણા લીધા રે—

શેઠ શગાલ અને ચંગાવતીએ, લીધું હરિ ભજવાનું નીમ,
ગુરૂ પ્રતાપે ભણે રતનદાસ, કહોને છોડું કિંમ;
મોહનને મળવા માટે રે, જાવું વૈકુંઠની વાટે રે—

---

## ભજન.

બોલો પોપટજી રૂડા રામજી રે, મેલી અન્ય લવારી અસાર,
કંઠ મળ્યો છે મધુર બોલવા રે, કાગ કરતા કર્કશ ઉચ્ચાર.
તારે તો બોલવું મીઠડું રે, જેથી થાય પ્રસન્ન નરનાર,
એવું બોલવું પ્રીતે સૌ પ્રતિ રે, રાખે હર્ષ વડે નિજ દ્વાર.
જો જો વિચારી તમારા સમા રે, કેવા કરતા મધુર કિલકાર,
વાણી તણી મધુરતા થકી રે, રાખે પિંજરે ધરી તને પ્યાર,
સંતોષજે સૌ સંબંધીને રે, જે જે તુજ સમીપે આવનાર.
દર્શાવી ખરૂં સ્વરૂપ તાહરૂં રે, કર સુખમય આ સંસાર,
રામ વિના રહ્યું નહીં કામનું રે, માટે સમરજે વારંવાર.
પ્રીતિ વડે બધે બોલજે રે, કહું જાણી મારો અધિકાર,
વહાલા ! થતાં સિદ્ધ યુક્તિએ રે, થાય જગમાં જય જય કાર.
હેતે હસીને, હસાવજે રે, પ્યારા પંખી એ સારનો સાર,
કૃત કૃત્ય થઇશ હે પંખીડા રે, થશે રામરૂપ તુજ અવતાર.

# ઇશ્વર આગમન.

## ( દુઃખની પરાકાષ્ટા. )

ભક્ત નરસંઇયાનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરૂષ પુરાણી રે.
થયા શેઠ તે સારંગ પાણિ રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે.
નંદ સુનંદ ગરૂડ સાથે રે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથે રે,
રથે બેઠા શ્રી ગોપાળ રે, ધમકે ધોરીને ઘુઘર માળ રે.
લોકે ઓળખ્યા નહીં જગદીશ રે, સાથે વાણોતર દશ વીશ રે,
સર્વે જોઇ જોઇ વિસ્મે થાય રે, પ્રભુ આવ્યા મંડપ માંય રે.
છડીદારે વાટ મૂકાવી રે, નાગરી નાત જોવાને આવી રે,
આ વ્હેવારીયો કોઇ આવ્યો રે, સાથે ગાંઠડીયો ઘણી લાવ્યો રે.
કોઇ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વાહાલે લીધું વણિકનું રૂપ રે,
રથ ઉપરથી ઉતરીયા રે, હરિ સભા માહીં સંચરિયા રે.
ખટ દર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમિયાવર આરાધે રે,
ન જડે ધ્યાને, દાને, બહુ જાગે રે, તે હરિ અણવોણે પાગે રે.
જે ચૌદ લોકના મહારાજ રે, મહેતા માટે થયા બજાજ રે,
વાગો શોભે કેશરછાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડલ હીરે જડીયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડીયાં રે,
એક લેખણ કાને ખોશી રે, નામ ધરીયું દામોદર દોશી રે.
ઝીણા જામાને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે,
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વીંટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં સામળીએ રે,
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.
ઘણા સેવક સેવામાં સજ્જ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે,
પ્રભુ પૂંઠે કમળા રાણી રે, સભા મોહી જોઇ શેઠાણી રે.
ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશીયર ભાણુ રે.
ભલી ભાળ ભ્રમર રૂડી રાજે રે, રત્ન જડિત રાખડી છાજે રે.
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડીયાં જાળે રે.
છે અધર બિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણુ વિશાળી રે.
બાજુબંધ ગળુબંધ માળ રે, નાક વેસર ઝાક ઝમાળ રે.
કટી ધમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણુ ચંપક વરણી સાડી રે.
ઝમકે ઝાંઝર ઉજવળ પાગે રે, વિંછુવા અણુવટ બહુ વાગે રે.
જડાવ ચુડો કંકણુ ખળકાવે રે, માયા મહેતી રૂપે આવે રે.

મોહી સભા લક્ષ્મિને નિરખી રે, દેવી દીસે વાણીયણ સરખી રે.
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભકિત મુકિત ચારે દાસી રે.
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મહેતે હરિ ઓળખ્યા તતખેવ રે.
ભલે આવ્યા શેઠ શામળીયા રે, મહેતો માધવજીશું મળીયા રે.
મળતાં બોલ્યા સુંદર શ્યામ રે, મારૂં પરગટ ન લેશો નામ રે.
રખે વાત હમારી ચરચો રે, તમારે જે જોઇએ તે ખરચો રે.
કુંવર બાઇના પૂરો કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે.
પછી સભા સૌ સાંભળતાં રે, હરિ વચન બોલ્યા છે વળતાં રે.
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઇને રૂદયાશું ચાંપો રે.
એવું કહેતાંમાં કમળા હીંડ્યાં રે, કુંવરબાઇને રૂદયાસુ ભીડ્યાં રે.
મારી મીઠી ન ભરીયે આંસુ રે, તેડો કયાં છે તમારી સાસુ રે.
મળી નાગરીઓ સેં બે ચાર રે, જોઈ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવાણ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણ શું છે રે.
કોકિલા સ્વરે અમૃત વાણી રે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી રે.
વેવાણ તમોએ શું નવ જાણિયા રે, તમો બ્રાહ્મણ અમો વાણિયા રે,
વેપાર દોશીનો ઘેર કોઠી રે, અમારે ઓથ નરસૈંયાની મોટી રે.
અમો ધન મહેતાજીનું લીજીએ રે, વેપાર કાપડનો કીજીએ રે.
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનઇએ ભરવા રે.
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાં રે.
એવું કહીને બેઠાં શેઠાણી રે, સૌ નાગરી સાંસે ભરાણી રે.
તેડ્યા શ્રીરંગ મહેતો વેવાઇ રે, ભાવે ભેટયા શ્રી જદુરાઇ રે.
ત્યારે વિસ્મે થયા સૌ નાગર રે, છાબ ભરી તે કરૂણા સાગર રે.
મહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભાળી રે.

વલણ.

સંભારી કરો પહેરામણી, એવું કહે સુંદર શ્યામ રે.
વળી ઘટે તે માંગજો, અમો વાણોતર સરખું કામ રે.

---

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

જ્ઞાની આત્મામાં દ્રષ્ટિ રાખતાં પ્રારબ્ધે પ્રાપ્ત થયેલા સર્વે ભોગ ભોગવે છે, ને શાંતિ પામે છે. પણ કુંપદવાળો ફળેચ્છુ કદી શાંતિને પામતો નથી.



# કરૂણારસની પરાકાષ્ઠા.

## (નરસિંહ મહેતા)

ચિંતા સોંપોરે, શ્રી હરિને રે, કરશે ભક્તને તે સહાય

સાસરે પધારો રે, મારી કુંવરી રે, વિપત વેદના વિસાર;
પિયર તમારૂં રે, પુત્રી હુંકડુ રે, છે શ્રી ગોકુલપતિ પરિવાર.
તાત તમારો રે, ત્રિકમરાયજી રે, માત તમારી લક્ષ્મી જેહ;
મહીયર તમારૂં રે, પ્રભુ વિના કો નહીં રે, તેની શરણુ તમારો દેહ;
હરિગુણુ ગાતાં રે, હરખે હીંડજો રે, સંત સંગત શુદ્ધ વિચાર;
રૂદન મા કરશો રે, હરિજી હસશેરે, નથી કોઇ આંસુનું લોહનાર.
મુજ નિર્ધનને રે, પેટે પડી રે, કંઇ નવ પામી પિયરમાં સુખ;
નાત કઠોર રે, નાગર તણી રે, ઠામ ઠામ દીધું બહુ દુઃખ.
માત તારીરે, હરિને જઇ મળી રે, ભ્રાત શ્રીકૃષ્ણુ પામ્યો શર્ણું;
ચર્ણું વળુંધ્યોરે, કુંવરી હું રહ્યો રે, આજ આ કાળે ભુંડું મર્ણું.
પ્રેમની પીડારે, કુંવરી પીડે ઘણું રે, પણુ શીરપર હરિનો હાથ;
નાથજી ન મૂકું રે, અદક્ષણુ મન થકી રે, તે તુજ પિતા સાચો નાથ.
પ્રભુને સંભારો રે, પુત્રી માહરી રે, તે તો કરશે તારી સહાય;
ભણે નરસૈંયોરે, હરિ ભાવે ભજો રે, બીજો અવર નથી ઉપાય.

---

એમ ન કીજે રે, હો મારા તાતજીરે, રાખો નટવરજીશું નેહ;
સાર ઘણી કીધી રે, હો એણે શામળે રે, તે કેમ દેશે છબાલો છેહ.
જેણે મામેરૂં રે, હો કીધું મુજનું રે, રાખી દ્રૌપદીની લાજ;
હુંડી સીકારી રે, હો એણે શામળે રે, તે હાર આપશે મહારાજ.
સાસરે જઇને રે, હે કહો પિતા શું કરૂં રે, જ્યારે રૂઠયા સારંગપાણુ;
નરસૈંયાનો સ્વામી રે, હો વહેલા પધારજોરે, નહીં તો નિશ્ચે જાશે પ્રાણુ.

---

કુંવરબાઇની વિનંતી જાણી, ઝડપ ઉઠયા તે સારંગપાણી;
જળહળ જ્યોત સરીખો આવ્યો, ભક્તને દર્શન દેઇ પધાર્યો.
સખીઓને અધ કરડી આપી બીડી, રૂદયાની સાથે હરખે ભીડી;
મુખે બોલ્યા શ્રી જગદીશ, નામ્યું ભક્તને પ્રેમે શીશ.
તારી સ્તુતિથી મેં ન રહેવાય, સાંભળી ચિત્ત ચંચળ થાય;
તું શાને કરે છે વિલાપ, મેં સમર્પ્યું તમને આપ.
મને વેચો તો વેચાઉં, કાચે તાંતણે બાંધ્યો જાઉં;
હું તો પ્રેમે સુખીયો થાઉં, સંધ્યાવંદન કરે ત્યાં નહીં જાઉં.

જેને વિદ્યા તણું અભિમાન, ત્યાં ન જાઉં કહે ભગવાન;
શિવ સનકાદિક ધરે ધ્યાન, તે તો નહિં તમારા સમાન.
મને વહાલા ઘણું હરિજન, જેને મારી સાથે લગન;
એ તો સત્ય વચન હું ભાખું, તે જનની લજ્જા રાખું.
તમે જે માગો તે આપુ, ભક્તનું વચન નહીં ઉથાપું;
આસન આપ્યાં દામોદર રાય, જોઇ હૈડે હરખ નહીં માય.

## ભજન.

ગુજારે જે શીરે ત્હા રે, જગતનો નાથ તે સ્હે જે.
ગણ્યુ જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુઠી વાણી, વિષે જો દુઃખ ભાસે છે.
જરા એ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો, નથી હિસાબ કોડીનો.
જગત કાજી થઇને તું, વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે, ખરી વસ્તુ નહીં ભાસે.
ન સારા કે નઠારાની, જરાયે સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે, સદાએ નિર્મળે ચિતે.
દિલે જે દુઃખ કે આનંદ, નહીં તે કોઇને કહે જે.
વસે છે ક્રોધ વેરી ચિતમાં, તેને તું તજી દેજે.
ઘડી જાયે ભલાઇની, મહા લક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરૂં એ સુખમાની લે.
પિયે તો શ્રી પ્રભુના, પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઇની, વાણી મીઠી કહેજે.
પરાઇ મૂર્ખતા કાજે, મૂખે ના ઝેર તું લે જે.
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો.
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.

---

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

આત્મજ્ઞાનીને કર્મ કરવાની અગત્ય નથી. તેને પ્રાણી માત્ર (દેવતાઓ) નો આશ્રય લેવાની સ્પૃહા નથી. અહંકાર રહિતને વિધિનિષેધનો બાધ નથી. જ્ઞાનમાં વિઘ્નનો અભાવ છે. સંધ્યા વંદન, અગ્નિહોત્ર, ધેનુદાન, અભ્યાગતની પ્રતિપાળના એ આદિ કરૂં છું તે લોકને શીખવવાને. તત્વજ્ઞાની આત્માને ઇંદ્રિયોથી જુદો માને છે, એટલે કર્મથી લેપાતા નથી.



# વ્યાસ ગીતા.

મુનિ કહે મહારાજ કહો, જીવ ઇશ્વર માયાના ભેદ,
જાણવા ઇચ્છું જીવન મારા, કહો કેમ બોલે ચાર વેદ.

વેદ વહાલા ઘણા વિપ્રને, તેનો ઉત્તર તમથી થાય,
મોટપ મારી વધારવા, પૂછયો પ્રશ્ન તમે મુનિરાય.

ઉત્તર આપું એજ એહનો, તમે સુણો મુનિ સાવધાન,
જીવ ઇશ્વર માયાના ભેદનું, અહોનિશ રાખવું જ્ઞાન.

એક અખંડ અજીત છે, સ્વતંત્રપણે ચાલનાર,
સર્વમાં વ્યાપી સર્વથી જુદા, રહે અક્ષરધામ મોઝાર.

અનંત નામ અનંત રૂપ છે, કર્મફળ દેનાર,
જન્મ મરણ રહિત જાણવા, અનંત બ્રહ્માંડના આધાર.

જીવ ચૈતન્ય ઝીણો ઘણો, મોટા દેહમાં મોટો થાય,
કર્મ કરે સ્વતંત્રપણે, ભોગવવા પરાધીન થાય.

સુખદુ:ખ જીવ ભોગવે, કર્મ પ્રમાણે થાય નરનાર,
અજર અમર અભેદ છે, રોમે રોમે જીવ વ્યાપનાર.

જીવ રહે છે હૈયા વિષે, જીવમાં ઇશ્વરનો વાસ,
નરસિંહરામ એમ બોલીયા, નથી થાતો જીવનો નાશ.

# વ્યાસ ગીતાનું રહસ્ય.

શ્રી વેદવ્યાસે પવિત્ર સંયોગમાં રાજા જનમેજયને કરાવેલું અવતારોનું દિગ્દર્શન અર્થાત્ આપેલું પરમ નિર્મળ જ્ઞાન, અનંત દર્શન વિશ્વ દર્શન, વગેરે.

રાજા દશરથનો સ્વર્ગવાસ, પુત્ર વિજોગ, રામચંદ્રજીને વનવાસમાં પહોંચાડેલા પિતાના મૃત્યુના સમાચાર, માતા કૌશલ્યાને સાથે રાખી ગુરૂ વશિષ્ટ ઋષિએ રામચંદ્રજીને કરાવેલી વિધિ પુર:સર ક્રિયા, રામચંદ્રજીએ કરેલું રૂદન, (લોકાચાર) ભરતભાઇએ બતાવેલો ભ્રાતૃભાવ, તેમનું રામચંદ્રજીએ કરેલું સમાધાન તથા આપેલો સદ્બોધ તથા વનવાસ નિમિત્તે રામચંદ્રજીએ કરેલો અસુરોનો નાશ અને મુનિ આશ્રમોની કરેલી નિર્ભયતા વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.



# રામચંદ્રજીનું વનવાસ ગમન.

## ગુહરાજાનો આશ્રમ.

પછી પાછા વળ્યા પુરના વાસી, આવ્યા અયોધ્યામાં થઇ ઉદાસી,
રામ રામ કહી પાડે પોકાર, નર નારી રૂવે ઠારો ઠાર.
ગુરૂ વશિષ્ટ સમજાવે બહુ, સુખી થાશો પ્રજા તમે સહુ,
રામ કરશે અયોધ્યાનું રાજ, નેત્રે નિરખશું નિત્ય મહારાજ.
તમે ભક્તિ કરો ભલી ભાત, ધર્મ જ્ઞાનમાં રહેવું રળિયાત,
વિપ્ર સાધુની સેવા તમે કરો, અનીતિમાં પગ નહીં ભરો.
હવે કહું રામની જે વાત, સુણો સતી થઇને રળિયાત,
રથ આવ્યો ગંગાજીની પાસ, વૃક્ષ તળે બેઠા અવિનાશ.
પાસે બેઠાં સતી સીતા નાર, લક્ષમણ સુમંત હુશિઆર,
ગુહ રાજાએ જાણી વાત, ભલે પધાર્યા રામ પ્રખ્યાત.
કીધા પવિત્ર આપણા મુકામ, ચાલો તેડી લાવીયે રામને ધામ,
અમૃત જેવાં ભોજન અપાર, ભેટ સામગ્રી કરાવી તૈયાર.
ગુહ રાજા પડયો રામને પાય, આજ દયા કરી રઘુરાય,
ભીલકુળમાં મારો અવતાર, હશે પૂર્વનાં પુણ્ય અપાર.
જાય વનમાં મુનિ ધ્યાન ધરે, સ્થિર મનથી સમાધિ કરે,
નહીં મળે પ્રગટ દેવના દેવ, નરસિંહરામ કરે જેની સેવ.

## અત્રિઋષિનો આશ્રમ.

રામ લક્ષમણ સીતા વળી, ગયાં અત્રિ ઋષિને ધામ,
અત્રિ ઋષિ આનંદ પામીયા, જેના હૈયામાં રહી આઠે જામ.
ધન્ય ધન્ય દિન આજનો, ધન્ય ઘડી ધન્ય વાર,
પ્રાણજીવન પધારીયા, જગજીવન જગ આધાર.
ભૂદેવ ભેટયા ભાવે કરી, મને ભરી ભરીને બાથ,
પ્રભુ જાણીને પાયે પડે, વિપ્ર જાણી પડે રઘુનાથ.
તે વખતની શોભા ઘણી, એક જીભે કહી નહીં જાય,
શેષ મહેશ ને શારદા, જેના ગુણ ગણપતિ ગાય.
અનસોયા ને સીતા મળ્યાં, સતી શીરોમણિ બન્ને નાર,
શોભા તેની શું કહું, ગુણ રૂપના ભંડાર.
જેમ ગંગા જમના મળે, કોટી જન્મ અઘ હરનાર,
તેમ મળ્યાં બંન્ને પ્રેમદા, પતિવ્રત ધરનાર.
કોણ અધિક કોણ ન્યૂન છે, ક્રોડ કવિથી નહીં કહેવાય,
પતિવ્રતા બંન્ને પ્રેમદા, જથારથ નહીં જણાય.
સીતાના પતિ પરબ્રહ્મ છે, અનસોયા પુત્ર ભગવાન,
નરસિંહરામ નિર્ણય કરી, બન્ને સતી સરખી સમાન.



મને પુરોહિતમાં જ તું, મુખ્ય બૃહસ્પતિ જાણુ;
સેના પતિમાં સ્કંદ હું, અબ્ધિ તળાવે માન.

# ભોજનનો આગ્રહ.

## કરેલો ફળાહાર.

જમો જમો જગ કિરતાર, રૂડાં ભોજન પ્રાણુ આધાર.
પછી પધારો પુરની માંય, દયા સિંધુ તમે રઘુરાય.
સ્વામિ સેવકની લીધી સાર, ઘણું જીવો દશરથ કુમાર,
મારૂં રાજ તમારૂં મહારાજ, કહો તે પ્રમાણે કરૂં કાજ.
હસી બોલ્યા પછી રઘુપતિ, ગુહરાજ સુણો મહામતિ,
ચૌદ વર્ષ કરવો વનવાસ, થાય નહિં પિતા વચનનો નાશ.
કંદ, મૂળ, ફળ, ફુલ મેવા, જમ્યા રામ લક્ષમણ સતી તેવા,
પછી વડનો ચીર મંગાવી, રામ લક્ષમણે જટા બનાવી.
રામ લક્ષમણુ સીતા નાર, દર્ભ પથારીએ સુતાં તેણીવાર.
ચોકી કરે લક્ષમણુ ગુહરાય, શોભે ધનુષ બાણુ હાથ માંય,
પછી પ્રવિણ સુમંત પ્રધાન, સૂતો છેટે જઈ બુદ્ધિવાન.
ગુહરાજ કરે મનમાં વિચાર, આજ દુઃખી મારા પ્રાણાધાર,
જેની સેવામાં રહેતી સહસ્ત્રદાસી, આજ સીતા સુતાં વનવાસી.
અજ ઇંદ્ર અગસ્ત અંગીરા જેવા, જેનું ભજન કરે મોટા દેવા,
તે તો સુતા ભૂપર પથારી, જેનું ધ્યાન ધરે ત્રિપુરારી.
એક નજરે જુવે મહારાજ, નરસિંહરામ ચકોર ચંદ્ર સાંજ.

## સીતા હરણુ.

દીધી ભિક્ષા જનક કુમારી, છૂટી ભિક્ષા નહિં લે બ્રહ્મચારી,
ન્યાય નીતિ તણો ઉપદેશ, કરે કપટ રૂપે લંકેશ.
ભરમાણી ભોળી ભામની જાત, ઉભાં અનંત બ્રહ્માંડની માત,
બહાર આવ્યાં ભિક્ષા દેવા કાજ, નિજ રૂપ ધર્યું અસુર રાજ.
જોઇ રાવણુ પડી પેટમાં ફાળ, જેમ અચાનક આવે કાળ,
જનક સુતાને રથમાં બેસાડી, જીવ જાણે જીતીશ ત્રિપુરારી.
રામ રામ લક્ષમણ વીર, મારી રક્ષા કરો રણુ ધીર,
વીરા વાંક નહીં કાંઇ તમારો, ક્ષમા કરો અપરાધ મારો.
ફટ ફટ દુષ્ટ રાવણુ રાય, કુળ સહિત મૃત્યુ તારૂં થાય,
જ્યારે આવશે રામનાં બાણુ, એક પળમાં લેશે તારા પ્રાણુ.
ગરૂડ ભાગ કાગ લઇ ખાય, નથી સાંભળ્યું અસુરજ રાય,
રાવણુ જાણે નથી કર્યું ઠીક, મનમાં રામ લક્ષમણુની બીક.
છાનો કરી સીતાને પ્રણામ, ચાલ્યો નભ માર્ગે ભીડી હામ,
સીતા રૂદન કરે છે અપાર, ઝરે નેત્રે જળ તણી ધાર.
જોઇ પશુ પક્ષી દુઃખી થાય, ધીરજવાનની ધીરજ જાય,
રામ રામ જીભે એજ ઉચ્ચાર, નરસિંહરામ બોલે સીતા નાર.



છું પ્રહ્લાદ દૈત્યો વિશે, ગણકોમાં છું કાળ,
સિંહ મૃગોમાં, પક્ષીમાં છું હું વિનતા બાળ.

---

# ગુહરાજાએ પૂછેલું વનવાસનું કારણ.

## લક્ષ્મણજીએ કરેલો ખુલાસો.

ગુહ રાજા બોલ્યા તેણી વાર, સુણો લક્ષ્મણ પરમ ઉદાર.
કેમ કર્યો રામે વનવાસ, જાણવા ઇચ્છે તમારો દાસ.
પિતા પાસે માગ્યાં વરદાન, માતા કેકૈ થઇ સાવધાન.
ચૌદ વર્ષ રામ વન જાય, અવધપતિ ભરતભાઇ થાય.
મુનિ વેષ મુનિનો આહાર, નહીં પહેરવા પગમાં પેંજાર.
વચન સુણી બોલ્યા(ભિલ)ગુહરાય, જીભ કપાણી નહીં કેકૈ માય.
પછી બોલ્યા લક્ષ્મણ ભ્રાત, ગુહ રાજા સુણો મારી વાત.
અભય અજીત નાથ ન્યાય કારી, ઇશ્વર એક અખંડ ધર્મ ધારી.
કર્મ પ્રમાણે સુખ દુઃખ દેનાર, એમાં સંશય નહીં લગાર.
નહિં પારકું પોતાનું જેને, ઉચ્ચ નીચ વર્ણ નથી તેને.
ભલે હોય ભૂપ કે ભિખારી, કર્મ પ્રમાણે થાય નર નારી.
પક્ષપાત નહીં લવ લેશ, ભલે હોય શેષ ને મહેશ.
ગુહ રાજા બોલ્યા તેણીવાર, ઇશ્વર સાકાર કે નિરાકાર.
અક્ષર ધામમાં ઇશ્વર સાકાર, સર્વે વ્યાપી રહે નિરાકાર.
જેમ સૂર્ય સૂર્યનો પ્રકાશ, સર્વે વસ્તુમાં રહે અવિનાશ.
સર્વમાં વ્યાપક સર્વથી ન્યારા, નરસિંહરામના પ્રાણથી પ્યારા.

## રામચંદ્રજીનો વિલાપ.

મનુષ્ય ચરિત્ર મહારાજા કરે, બોલે ગાંડા થઇ ગુણવાન.
પશુ પક્ષીને પૂછે પ્રીતથી, મેલી મોટપ ને માન.

ખગ મૃગ મધુકરને, કાગ કપોત કોકિલા જાત.
વન વૃક્ષ વેલીને કહે, કોઈ કહો સીતાની વાત.

કમલ કેમ ફુલાય છે, નહીં શોખ સરિતા તળાવ.
દુઃખના દરિયામાં ડુબીયા, મધ્ય સિંધુ વિષે ભાંગ્યુ નાવ.

વિલાપ સુણી ઘણો વીરનો, લક્ષ્મણ મન અકળાય.
મણિધર મણિવિના મુંઝાયછે, નીર ખૂટે મીન મરી જાય.

લક્ષ્મણ કહે રામ સાંભરો, નહીં કરવો ભાઈ શોક.
પૃથ્વી પાતાળ આકાશથી, જોઇ લાવશું ચૌદ લોક.

વન વિષે વેગે ચાલિયા, મેલ્યા ગિરિ ગુફાને તડાગ.
ભડ ભારે કોઇ ભીડીયા શ્રોણિત પીએ ત્યાં કાગ.

ભાંગેલ ધનુષ્ય બાણ છે, જોઇ નિશાણી રઘુવીર.
બળીયા બહુ કોઇ બાંધીયા, રણ વિષે લક્ષ્મણ વીર.

પાંખ રહિત પક્ષી જોઈને, રામ લક્ષ્મણ આવ્યા પાસ.
નરસિંહરામના નાથને, વહાલા કેવા પોતાના દાસ.

વેગવાનમાં વાયુ હું, શસ્ત્રધારીમાં રામ;
મગર મત્સ્યમાં હું જ છું, નદીમાં ગંગા નામ.

# કષ્ટની પરાકાષ્ટા (નૃસિંહ અવતાર.)

## (પ્રલ્હાદ.)

ત્યારે પ્રલ્હાદ બોલ્યા જોડી હાથ, સુણો તમે અસુરના નાથ,
કીડી કુંજરને મારનાર, નથી સાંભળ્યું દુનીયા મોઝાર.
જળ સ્થળમાં હરિનો વાસ, હરિને જાણે હરિના દાસ,
તમે જાણો નહીં એને તાત, અસુર બુદ્ધિ તમારી સાક્ષાત.
જેના ભકત શિવ બ્રહ્મા જેવા, કરે નારદ શારદ સેવા,
જેની ઇચ્છાથી જગત લય થાય, સુણો પિતા એક ક્ષણુ માંય.
તેતો તમથી નહીં મરાય, તમ જેવા કરોડ ભેગા થાય,
તેતો નાવે એક રોમ સમાન, નરસિંહરામના નાથ બળવાન.

---

એવી પ્રલ્હાદની સુણી વાણી, અસુરપતિ બોલ્યો ક્રોધ આણી,
હરિ વિના ઠાલું નથી ઠામ, દેખાડ આ સ્થંભમાં તારો રામ.
પ્રલ્હાદ કહે સુણો ભૂપાલ, આ સ્થંભમાં રહે દીન દયાળ,
એવાં સુણી પુત્રનાં વચન, હાક મારી ઉઠયો રાજન.
ક્રોધે રાતાં થયાં તેનાં નેણુ, આવ્યો સ્થંભની પાસે દુઃખ દેણુ,
મારી મુષ્ટિકા સ્થંભને તેણી વાર, ફાટયો સ્થંભ સભા મોઝાર.
લીધું વિષ્ણુએ નરસિંહ રૂપ, સ્થંભમાથી નીકળ્યા ભૂપના ભૂપ,
હાક મારી ને બ્રહ્માંડ ગાજે, જાણે પ્રલય કાળ થાશે આજે.
અસુર નાઠા જાણે આવ્યો કાળ, અસુર સ્ત્રીઓં નાઠી તેડી બાળ,
અસુર પતિએ લીધાં હથીયાર, સામો લઢવાને થયો તૈયાર.
સામ સામા ભારે ભડ ભડે, મોટા પર્વતનાં શિખર પડે,
એક બીજા પર કરે પ્રહાર, થાય શબ્દ ચૌદ ભુવન મોઝાર.
ધ્રુજે પૃથ્વી ને પડછંદા બોલે, દશ દિગપાળ ઉભા ડોલે,
ઝરે અગ્નિ અસુર મેલે બાણુ, જેમ ઉગે પ્રલય કાળના ભાણુ.
જીવ બળે ને મરે છે ઝાઝા, જાણે સિંધુએ મેલી છે માઝા,
જેમ હળાહળ ઝેર ફરે, નરસિંહરામ કાણુ ઉગરે.

---

પ્રલ્હાદને પગે પડી, સુર સર્વે બોલ્યા વચન,
પ્રભુને પ્રીત તમ ઉપરે, હરિને હસાવો હરિ જન.
પ્રલ્હાદ ગયા પ્રભુ પાસે, ખાંતે બેસાડયા ખોળા માંય,
જગકર્તા જીભે ચાટે છે, સુર સર્વે રાજી થાય.

**સંતોષી યોગી સદા, યત આત્મા દૃઢ ટેક;**
**મનબુદ્ધિ અર્પે મને, તે ભક્ત મને પ્રિય એક.**

---

હરિ હસીને બોલીયા, ધન્ય પ્રલ્હાદ તમારી ટેક,
તમ જેવા કોઇ નર નથી, લાખ ભકતમાં એક.
અનેક દુઃખ વેઠયાં અંગમાં, નહિ કર્યો ભકિતનો ભંગ,
ભલા ભકત ભગવાનના, રાખ્યો રૂડો રંગ.
તેથી તમારે વશ થયો, માગો માગો મુખે વરદાન,
જે જોઇએ તે આપું તમને, ભલી રીતે બોલ્યા ભગવાન.
પ્રલ્હાદ કહે પરિબ્રહ્મ છો, યુગે યુગે ધર્યા અવતાર,
ધર્મ સ્થાપવા કારણે, વિપ્ર સાધુની કરવા વાહાર,
પ્રસન્ન પ્રભુ સદા તમે, માગું સદા સેવાનું સુખ,
હરિ ધામમાં હિતે રહુ, નહીં જન્મ મરણ મહા દુઃખ.
મારા જન મારા સાથમાં, આવે હરિને ધામ,
નરસિંહરામના નાથજી, હરિ હૈયામાં આઠે જામ.
પ્રલ્હાદને બેસાડયા ગાદીએ, હરિએ મેલી માથે હાથ,
રાજ્ય કર લોભાઇશ નહીં, અંતે પામીશ મારો સાથ.
વ્યાસ કહે મેં વર્ણવ્યું, રૂડું પ્રલ્હાદનું આખ્યાન,
ગાય શીખે ને સાંભળે, તેને રીઝે ભગવાન.



**આદિ અંત ને મધ્ય પણ, સૃષ્ટિનો હું સાર;**
**બ્રહ્મ વિદ્યા વિદ્યા વિશે, વાદ વાદીમાં ધાર.**

---

# રામચંદ્રજીએ સુમંતને કરેલી આજ્ઞા.

જ્ઞાન વાર્તા કરતાં વીતી રાત, રામ જાગ્યા થયો છે પ્રભાત.
સુમંત પ્રત્યે બોલ્યા રઘુરામ, જાવ પ્રધાન આપણે ગામ.
શોક કરે નહીં મારા તાત, વીરા કરશો તમે એવી વાત.
માત તાત અને ગુરૂ દેવ, દેવ જાણી કરીયે એમની સેવ.
તમે કહેજો પ્રેમથી પ્રણામ, તમારે પ્રતાપે ખુશી રઘુ રામ.
ખુશી લક્ષમણ સીતા નાર, તેના કહેજો તમે નમસ્કાર.
પરમ પ્રિય ભરત મારો ભાઇ, કહેજો રાજ કરે સુખદાઇ.
કોઇ પ્રકારે પ્રજા પિડાય, કદી નહીં કરવો એવો ઉપાય.
ત્યારે બોલ્યો સુમંત પ્રધાન, સેવા કરવા રહીશ ગુણવાન.
દયા સિંધુ દીલ દયા કારી, અરજી સુણજો નાથ હમારી.
અહોનિશ રહું તમ સાથ, નહિંતર પ્રાણ તજું મારા નાથ.
મસ્તક જાતાં મેલું નહી રામ, નથી જાવું મારે અયોધ્યા ગામ.
વચન લોપું નહી લવલેશ, આપો આજ્ઞા કરૂં જટા કેશ.
મુનિ વેશ મુનિનો આહાર, નહી પહેરવાં પગમાં પેંજાર.
પ્રધાન પ્રત્યે બોલ્યા રઘુરાય, વૃદ્ધ પિતાની સેવા તમથી થાય.
તે પ્રમાણે કરશો હમેશ, નરસિંહરામનો એજ ઉપદેશ.

## શબરીનો આશ્રમ.

પિતાને કહેજો પ્રેમથી, કર્યું સીતાનું રાવણે હર્ણું;
અસુર રાજા અન્યાય કરતાં, કુળ સહિત પામશે મર્ણું.

હરિ રૂપ હૈયામાં ધરી, તજી દેહ તેણી વાર;
દિવ્ય સ્વરૂપે ચાલીયો, ગયો વૈકુંઠ મોઝાર.

રામ લક્ષમણ આવીયા, શબરી કેરે મુકામ;
શબરી ઉઠી આળસ તજી, કહો ભાઇ તમારૂં નામ.

અધમ જાતિ અધમ નારી છું, નહી જાણું ધર્મ લવલેશ;
મોટપ તમારી નહીં માપમાં, ગુણ ગાય શેષ ને મહેશ.

દીન જાણી દયા કરી, ભલે દીધાં દર્શન દાન;
રાંકને રાજી રાખવા, તમે ભકત વત્સલ ભગવાન.

પગ ધોઇ પાણી પીયે, પડે ચર્ણમાં વારંવાર;
પ્રેમ ઘણો એના અંગમાં, જુવો ચકોર ચંદ્ર આકાર.

સુંદર ફળ સોહામણાં, આપ્યાં રામને જમવા કાજ;
પ્રીત કરી પ્રભુ જમતાં, વખાણે છે મહારાજ.

ભકિત જાણું નહીં તમતણી, નહીં જાણું વિદ્યા વિવેક;
નરસિંહરામના નાથજી, જાણું રામ નામ તમારૂં એક.

# નરહરિ ઉવાચ

## (પ્રલ્હાદ.)

મારા ભકત હું ને ઘણા વહાલા, બીજા ઠાઠ કરે તેતો ઠાલા.
મુખે જપ કરે હરિ નામ, તેતો પામે પૂરણ ધામ.
હું તો બીડ ભકતની ભાજું, મન ગર્વ કરે તેને ગાંજું.
થાઉં પરગટ તે ભકતને કાજ, એની શીઘ્ર જતી રાખું લાજ.
મારા ભકતને જે દેશે દુઃખ, મુને તેનું ન ગમે મુખ.
હું પર ભકત જે આણે પ્રેમ, તેને રાખું હું કુશળ ક્ષેમ.
તેને આપું પદારથ ચાર, તેનો વેદ વદે છે વિસ્તાર.
જેને ભાવ જેવો મન માંહે, તેને તેવી પ્રાપ્તિ થાયે.
જેણે મુજને આપ અરપ્યું, તેને મેં પણ સર્વ સમર્પ્યું.
મારા ભજન તણો રસ પીધો, મુને જગતમાં વશ કરી લીધો.
જે કોઇ પૂજન મારૂં કરશે, સુખ પોતાનું પોતે ભરશે.
મારૂં ગાન કરી ગુણ ગાય, તેને અંતરે આનંદ થાય.
હું તો પૂજાની ઇચ્છા ન રાખું, પ્રેમ દેખું ત્યાં દર્શન આપું.
હું તો પૂરણ છું સર્વે ભાત, મારે ન્યૂન નહીં કોઇ વાત.
હું તો પ્રગટાવે પ્રગટું પાસે, જેમ બહુ વિધ વહ્નિ પ્રકાશે.
જેવું જોતાં જંત્ર અરિશે, રંગ સરખું પ્રતિબિંબ દીશે.
તેમજ મુજ સાથે મન જેવું, તે પ્રમાણે ફળ પામે તેવું.
રજ સૂરજ પર કોઇ નાખે, પાછી આવી પડે નિજ આંખે.
ભકત ઇચ્છે તે ફળ ઝટ પામે, જે વચન મારૂં પ્રમાણે.
તેમ હું પણ છું ફળ દાતા, તેતો માનજે વચન વિધાતા.

---

વચન વિધાતા તણાં, જે કહ્યાં શ્રી જગદીશ,
સાહે થયા છે સંતને, માધવે મેલી રીશ.

કેશવે કમળા તેડીયાં, વિશ્વ જનેતા જેહ,
રાજ્યાભિષેક કરે ત્યાં, શિર મોતી વરસે મેહ.

સિંહાસન બેસાડીયો, થાપ્યો રાજકુમાર,
સુર સઘળા સંતોખીયા, વરત્યો જેજેકાર.

---

તે પુણ્ય તીર્થે દ્દઢ જાય, કરે માર્જન સ્નાન;
તે પુણ્ય ઘર બેઠાં મળે, ભજતાં શ્રી ભગવાન.

---

પ્રયાગ માંહે માઘ નાહે, કોટિ કલંક જાય;
તે પુણ્ય તોળતાં, હરિનામ તુલ્ય નવ થાય.

ગયા શ્રાદ્ધ પ્રભાસ પ્રાચી, પિતૃને પિંડદાન;
તેણે ગતિ થાય પ્રેતની, હરિ જપે મહા પુણ્યદાન.

જેણે સમર્યા શ્રી હરિ, ભાવ રાખી મન;
તેના પૂર્વજો મોક્ષ પામે, પહોંચે સ્વર્ગ ભુવન.

કોટિ સુરભિ ગ્રહણુ સમે, આપે કાશીમાંય;
દશ સહસ્ત્ર મેરૂ મુખ કનકના, તે પુણ્ય નવ થાય.

પાપ નાશે પૂર્વ કૃત્યનાં, બ્રહ્મહત્યાદિક જેહ,
આ ભવમાં નવ લાગે પરાભવ, ભકત દુર્લભ તેહ.

જેણે હરિ નવ ભજ્યા, તેના ભુવન મોઝાર;
ચિંતામણિ જે કર વિષે, તે નાખ્યું નીર અપાર.

મંદ મતિ ગોવિંદને મેલી, કાં મેલી કામને કાજ;
છલ વછલ નિશદિન કરે, વઢતાં ન આવે વાજ.

જગદીશની ઇચ્છા નવ જાણે, આણે મન અભિમાન;
વિષયીને મન ભોગ વહાલા, ભકતને ભગવાન.

ભકતને ભગવાન રે, મનમાં વહાલા છે સદા;
મોહ માયા લોભ મેલી, રામ સમરો સર્વદા.

સંત દેખી કનક કામની, હરખ હારે ઉરનો;
વ્યાલને જેમ વિષ લાગે, મધુર સ્વર મયૂરનો.

જેણે ચાખ્યો રામ રસ, તેને અવર રસ અળખામણો;
સરસ મણિધર નિશા કરે, ધંધો ધૂમ્ર વાદી તણો.

સંસારમાં આ સંતના, મનમાં વસે વિષ પાન;
જ્વર ચઢે ત્યારે ઝેર લાગે, મનુષ્યને મિષ્ટાન.

તેવી ભકિત પ્રહ્‌લાદજીની, સંસાર કેરૂં સુખ;
રાજનું કારજ કરે, પણ રામ સમરે મુખ.

પ્રહ્‌લાદ, નારદ, પરાશર, પુંડરિક ને વેદવ્યાસ;
સનક, જનક, અંબરિષ ને, ભીષ્મક, પ્રભુના દાસ.

રાય રૂકમાંગદ ને વિભીષણુ, વળી ધનંજય ભકત;
પ્રગટ થયા પૃથ્વી વિષે, જાણે સુરાસુર જગ્ત.

હનુમાન, દ્રૌપદી, યુધિષ્ઠિર, સુદામાદિક સંત;
તે નવ મેલે મુખ થકી, મહિમા ઘણો ભગવંત.
ભક્ત પ્રભુના કળિ વિષે, થયા તે માનવ દેહ;
દેવને દુર્લભ થયા, વૈકુંઠ પોહોંતા તેહ.
ભજન કરતાં જન તણી, જગદીશ ઝાલે બાંહે;
ઇંદ્રિનો અધિકાર આપે, કોમળ મહેલો માંહે.
સ્નેહે ગાય ને સાંભળે, પ્રલ્હાદનું આખ્યાન;
થાય જેજેકાર રે, તેની સાર લે ભગવાન.

## રાજા હરિશ્ચંદ્રનો વિલાપ.

છે ગહન ગતિ પ્રભુ તાહારી, નહીં કળી શકે મતિ માહારી.
કહાં અવધપુરી મુજ ધામ, કહાં વિશ્વનાથનું ધામ;
કહાં પુત્ર અને મમ પ્યારી, નહીં કળી શકે મતિ માહારી.
કહાં સગાં સહોદર માહારાં, કહાં ઘણી ખમા કહેનારાં;
કહાં સમશાનની રખવાળી, નહીં કળી શકે મતિ માહરી.
છે ઇશની ગતિ અપાર, શું વર્ણવું હું આ વાર;
લખ્યા વિધિએ અંક વિચારી, નહીં કળી શકે મતિ માહરી.
સુણ પ્રાણ પ્રિયા મુજ વાણી, ઇશ્વરે દયા નહીં આણી;
નથી સત્ય અરજ ઉર લેતા, નથી પાપીને દુઃખ દેતા.
એ પીડે છે સદા પરમાણી, ઇશ્વરે દયા નહીં આણી;
નહીં પ્રાણનાથ ગભરાઓ, ધરી હિંમત સાવધ થાઓ.
નહીં કરે ઇશ્વર અનીતિ, રાખે સેવક ઉપર પ્રીતિ;
નિત્ય ધર્મ મારગ ધાઓ, ધરી હિંમત સાવધ થાઓ.

---

મેરી બિનતી સુણો ઋષિરાજ, કરૂં ના કભી અધર્મ કાજ.
ચાહાય કાયા ચીરો મેરી, ડસાવો સાંપ લો ઝેહરી;
સહુંગા સબ હી દુઃખ આજ, કરૂં ના કભી અધર્મ કાજ.
ચાહાય કાટો શીર ખંજર સેં, નિકાલો પ્રાણ પંજર સેં;
કહો તો દઉં સભી રાજસાજ, કરૂં ના કભી અધર્મ કાજ.



બૃહત્સામ છું સામમાં, ગાયત્રી છંદેજ;
માર્ગશીર્ષ છું માસમાં, વસંત ઋતુએજ.

---

# સત્યની પરાકાષ્ટા.

## ( હરિશ્ચંદ્ર )

કર લેવા આવે ભંગીયાનો દાસ રે, હરિશ્ચંદ્ર રાજા રાણી પાસ રે.
મૃત્યુ પામેલો જોઈ નિજ સુત રે, રૂદન કરે રાજા અદ્ભુત રે.
ધર્મ ધારી ધીરજ સત્યવાન રે, રાજા આપે રાણીને બહુ જ્ઞાન રે.
સુખ દુઃખ સંસારની માંય રે, કર્મ પ્રમાણે ભોગવાય રે.
નહીં કરે ઇશ્વર અન્યાય રે, એમાં સંશય નહીં જરાય રે.
પાપ પુણ્યનું આપે છે ફળ રે, બહુ નામી બહુ જેનું બળ રે.
કર આપી બાળકને બાળ રે, નારી મારો હુકમ પાળ રે.
મારા ધણીની આજ્ઞા છે જેમ રે, કરવું પડે મારે તેમ રે.
નહીંતર સત્ય માહરૂં જાય રે, યમપુરીમાં જરૂર જવાય રે,
આપ્યું ખાંપણુ તેણી વાર રે, પછી બાળવા થયાં તૈયાર રે.
જરાક બળ્યો બાળક જ્યારે રે, વિશ્વામિત્રે વરસાદ કર્યો ત્યારે રે.
જળ ધારાથી અગ્નિ બુઝાઇ રે, વિણેલ કાષ્ટ ગયાં તણાઇ રે.
અતિ વિલાપ કરે છે માય રે, તેની પીડા કહી નહીં જાય રે.
બળેલ બાળક ખોળા મોજાર રે, બેઠાં છેટે તારામતી નાર રે.
વિશ્વામિત્રે કરીને વિચાર રે, હરી લીધો રાજાનો કુમાર રે.
રાખ્યો ગુપ્ત જગ્યાએ તેને જઇ રે, નરસિંહરામ જાણે નહીં કોઇ રે.
નહીં દીઠો ઘર સભામાં બાળ રે, પડી રાજાને પેટમાં ફાળ રે.
હુકમે ઉઠયા નર હજાર રે, પગપાળા તૈયાર થયા સ્વાર રે.
વિશ્વામિત્ર કહે નરેશ રે, સુત માર્યો તમારો બાળેવેશ રે.
એક ડાકેણુ આવી છે રાય રે, શેકી બાળકને ખાઇ જાય રે.
ચાલો દેખાડું તમને ભૂપાળ રે, કાંતો હશે તે તમારો બાળ રે.
વચન સુણી પુરપતિ રે, ગયા મસાણમાં મહામતિ રે.
બળેલ બાળ ખોળા મોજાર રે, જોઇ રાજાએ ડાકણુ નાર રે.
ક્રોધ કરી બોલ્યા રાજન રે, કરો ડાકણુનું શીર છેદન રે.
હરિશ્ચંદ્રને કહ્યું એમ રે, મારો ડાકણુને તમે તેમ રે.
ખેંચી ખડગ થયા તૈયાર રે, આવ્યા મારવા તારામતી નાર રે.
નારી બોલી નાથ પ્રત્યે વચન રે, સ્વામિ કરો મસ્તક છેદન રે.
ભલાં ભાગ્ય મૃત્યુ તમ હાથ રે, મરશો નહીં તમે મારા નાથ રે.
હરિશ્ચંદ્ર કહે પ્રાણુ પ્યારી રે, મારૂં મસ્તક છેદન કરો નારી રે.
મારા મુવા પછી મરશો રાણી રે, એજ ધર્મ તમારો જાણી રે.

વિશ્વામિત્ર કહે રાજા પાસ રે, ઢીલ કરે છે મારતાં દાસ રે.
એક ક્ષણુમાં લેવા પ્રાણુ રે, નરસિંહરામ બોલ્યા કાશી ભાણુ રે.
પકડી કેશ ને ખેંચ્યો કટાર રે, પ્રગટ થયા વિશ્વના આધાર રે.
માગ માગ ભલાં વરદાન રે, હરિશ્ચંદ્ર રાજા સત્યવાન રે.
હરિશ્ચંદ્ર બોલ્યા જોડી હાથ રે, દીધાં દર્શન દયા કરી નાથ રે.
કૃપા સિંધુ કૃપા તમે કરી રે, મારો જન્મ સફળ કર્યો હરિ રે.
તમારી મોટપનું નહીં માપ રે, આપ જેવા છો એક આપ રે.
ભલે કરોડ કવિ કહે કથી રે, તમારી ઉપમા કહેવાતી નથી રે.
તમારી ભક્તિ સદા સતસંગ રે, તમ વિના બીજો નહીં રંગ રે.
વિશ્વામિત્ર ચંડાલ કુળ માંય રે, નહીં જન્મ એનો એવો થાય રે.
નહીં સ્વાન ખોપરીમાં જમે રે, પ્રભુ પ્રસન્ન થઈ આપો તમે રે.
ધન્ય ધન્ય હરિશ્ચંદ્ર રાય રે, તમ જેવા ભકત નથી કયાંય રે.
તમે માગ્યાં જે જે વરદાન રે, તે પ્રમાણે થશે સત્યવાન રે.
રોહિત દાસને જીવતો કરી રે, બોલ્યા હરિ વચન ફરી રે.
તારામતી રોહિત મારાં દાસ રે, તમે માગો વરદાન મારી પાસ રે.
અહોનિશ તમારૂં ધ્યાન રે, નહીં અમારે મોટપ ને માન રે.
વર દઈ ગયા અવિનાશી રે, નહીં જાણે પુરના કોઇ વાસી રે.
ધન ગણીને આપ્યું અપાર રે, નરસિંહરામ છૂટયાં સુત નાર રે.

## નવધા ભક્તિનું રહસ્ય.

અવધ પતિ કહે અબળા આ સમે, શ્રવણુ દઇ સાંભળો ભકિતના ભેદ જો;
ભક્તિથી ભવસાગર નર નારી તરે, બોલે મોટા મુનીશ્વર ચારે વેદ જો.—અ.

શ્રવણુ ભક્તિ સાંભળે સાવધાન થઇ, નહીં દીયે બીજે કયાંઇ કાન જો;
ગામ ગરાસ જાતો કરે જો જીવને, હરિચરિત્ર સુણુવાનું જેને તાન જો.—અ.

કીર્તન ભકિત કીર્તન કરે હરિ તણાં, આઠે પોહોર પ્રભુ ગુણુ ગાય જો;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં સદા, ભણુકારા હરિ ગુણુના થાય જો.—અ.

સ્મરણુ ભક્તિ સર્વ કાળ હરિ સાંભરે, જેમ લોભીને સાંભરે દામ જો;
કામીને સાંભરે અહોનિશ કામની, જેને જીવમાં જડયું હરિનું નામ જો.—અ.

સેવા ભક્તિ સેવક સ્વામીની સેવા કરે, પતિવ્રતા પતિ સેવામાં હુશીઆર જો;
પતિનાં વચન પાળે પ્રીતે પ્રેમદા, હરિજન હરિ સેવા કરનાર જો.—અ.

અર્ચન ભક્તિ આવાહન કરે દેવનું, પ્રભુ પૂજા સોળ પ્રકારે થાય જો;
અંતરજામીથી અજાણ્યું કાંઇ નથી, વિસ્તાર કરતાં ગ્રંથ વધી જાય જો.—અ.

**પુણ્યવંત નિષ્પાપી ને, દઢ વ્રતધારી જેહ;**
**દ્વન્દ્વમોહથી મુકત થઇ, ભજે મને જન તેહ.**

---

વંદન ભકિત પ્રભુને વશ કરે, દીનતા આણી બોલે દીન વચન જો;
"બે કર બે પગ બે જાનુથી જે કરે, શિર ઉર સહિત અષ્ટાંગ દર્શન જો.—અ.

દાસ ભકિત દાસ થઇ રહે હરિ તણો, નહીં કરે કોઇ નરની આશ જો;
સ્વામીનું હિત કરવા હૈયા વિષે, રહે આઠે પોહોર એવો અભ્યાસ જો.—અ.

સખા ભકિત સ્નેહ ઘણો હરિ વિષે, જેમ કમળ ને સૂર્ય સાથે સંબંધ જો;
નિત્ય નિત્ય નવિન પ્રીત ઉપજે, જેમ લાકડી વિના નહીં રહે અંધ જો.—અ.

આત્મ નિવેદન ભકિત જે જન કરે, અર્પણ કરે તન મન અને ધન જો;
પંચ વિષય પરમેશ્વરમાં ભોગવે, પ્રીતે પ્રભુને જમાડી જમે ભોજન જો.—અ.

પ્રેમ લક્ષણા ભકિત તેથી પર કહી, પ્રેમ પંથનો આવે નહીં પાર જો;
સુખ દુ:ખ ખાવું પીવું નહીં સાંભરે, પ્રાણ જાતાં પ્રેમ નહીં જનાર જો.—અ.

## નવધા ભકિતના ભકતો.

જન્મેજય કહે મહારાજરે, દયા સિંધુ દયા કરી આજરે,
નવધા ભકિત કહી પૂર્ણ પ્રીતેરે, તમ પ્રતાપે સાંભળી ચિત્તેરે.
ભકિત કરી પામ્યો કોણ પારરે, કૃપા કરી કહો કિરતાર રે.
એક ભકિતથી કલ્યાણ થાય રે, મોટો મહિમા ભકિતનો ગણાયરે.
ધન્ય ધન્ય જન્મેજય ભૂપાળરે, ભલે પૂછ્યું પરીક્ષતના બાળરે.
નવધા ભકિતમાંથી એક થાયરે, તે તો નર નારી સ્વર્ગે જાયરે.
શ્રવણ ભકિત પરીક્ષત રાયરે, તે તો તમારા પિતા કહેવાયરે.
કીર્તન ભકિત શુકદેવે કરીરે. સમરણ ભકિત પ્રલ્હાદને વરીરે.
સેવા ભકિત કરે લક્ષ્મી રાણીરે, અર્ચન ભકિત પૃથુરાજે જાણીરે.
વંદન ભકિત અક્રૂરે કીધી રે, દાસ ભકિત હનુમાને લીધી રે.
સખા ભકિત જાણે પાંડુના કુમારરે આત્મનિવેદન બલી કરનારરે.
પ્રેમ લક્ષણા ભકિત ભારે ભાળીરે, તે તો રાખે વ્રજમાં ગોપ બાળીરે.
નેત્રે નિરખે નારાયણ રૂપ રે. નરસિંહરામ ભકિત સ્વરૂપ રે.

---

# શરણાગત રક્ષણની પરાકાષ્ટા.

## (શીબી રાજા)

શીબી રાજા તમારે શરણે આવીયો, રાંકને કરો રળીયાત રે,
બાજ અમને આવે મારવા, ઘડી એકમાં થાશે ઘાત રે—શીબી.

નિર અપરાધી હું છું સદા, પાપી પંખીડાની જાત રે,
વાંક વિના મુજને મારશે, એમ કપોત કરે કલ્પાંત રે—શીબી

પલમાં પાપી લેશે પ્રાણ માહરા, થાશે ઘણો ઉત્પાત રે,
સંકટમાં કરો સહાય તમે, વીરપુરૂષ વિખ્યાત રે.—શીબી

હા કહો તો શરણે રહું, તમ પાસે મુજ તાત રે,
નરસિંહરામ નિરભે રહેજો, ભૂપ બોલ્યા ભલી ભાત રે,—શીબી.

---

બહુ જોરથી આવ્યો પછી બાજ, અટકાવ્યો તેને શીબી રાજ.
બાજ બોલ્યો વચન વિચારી, અનીતિ કરો છો ધર્મધારી.
નિમ્યો ઇશ્વરે એજ આહાર, નથી બીજો કાંઇ આધાર.
તેનું રક્ષણ કરો રાજા તમે, તો ભૂખથી દુઃખી થાશું અમે.
તેનું લાગશે તમને પાપ, ભોગવશો ભૂપ આપો આપ.
ભૂખમરાથી મૃત્યુ થશે મારૂં, નહીં થાય કલ્યાણ તમારૂં.
આવ્યો શરણે કપોત શીબી રાજ, આપો મને ખાવાનું આજ.
નહીં તો પ્રાણ મારા જશે નાથ, કરગરી કહું જોડી હાથ.
આપો રાજા મને જીવતદાન, ભલું કરશે તમારૂં ભગવાન.
ત્યારે રાજા બોલ્યા ધર્મધારી, શરણાગતને લેવો ઉગારી.
ભલે દેહ દારા પુત્ર જાય, ભલે રાજ લક્ષ્મીનો નાશ થાય.
શરણે આવ્યો તેને દેવું સુખ, ભલે દશ ગણું પડે દુઃખ.
માગ માગ બીજું વરદાન, શરણાગતને તો દીધું જીવતદાન.
હોલા પ્રમાણે આપો તમ માંસ, બીજું નથી માગતો તમ પાસ.
રાજા રાજી થઇ બોલ્યા તેણીવાર, આપીશ માંસ મારૂં હોલા ભાર.
માર્યો છરો શરીર મોઝાર, નરસિંહરામ નહીં લાગી વાર.
નાખ્યું માંસ ત્રાજવામાં રાય, હોલાનો ભાર વધારે થાય.
વળી માંસ તોડી નાખે જ્યારે, હોલા ભાર થાય નહીં ત્યારે.
જેમ જેમ માંસ મેલતા જાય, તેમ તેમ હોલો ભારે થાય.
રાજા બેઠા ત્રાજવામાં ચઢી, આકાશથી થઇ ફુલ ઝડી.

થયું કઠણ્ ખણુ જેહ તે, તેં દર્શન કીધું આજ;
દેવો પણ ઈચ્છે સદા, એ દર્શનને કાજ.

---

દીધાં દર્શન દેવ મોરારી, ધન્ય ધન્ય રાજા ટેક તમારી.
માગો માગો ઇચ્છિત વરદાન, ભાવે બોલ્યા એમ ભગવાન.
ગઇ પીડા ઉઠયા મહીપતિ, હાથ જોડી કરે પ્રભુને વિનતિ.
દીધાં દર્શન તમે મહારાજ, એથી ઉત્તમ શું બીજું આજ.
તમારી ભક્તિ સદા સતસંગ, અહોનિશ રહે તમારો રંગ.
ઇશ્વર માગું એજ તમ પાસ, થઇ રહું તમ દાસનો દાસ.
માગ્યા પ્રમાણે થાશે રાજન, અહોનિશ કરશો મારૂં ભજન.
થયા પ્રગટ ઇંદ્ર અગ્નિ દેવ, તેઓ કરે ઇશ્વરની સેવ.
અગ્નિ દેવ થયા હતા હોલા રૂપ, ઇંદ્રે ધર્યું હતું બાજ સ્વરૂપ.
સત્યવાદી કેવા શીબી રાજ, જેને જોવા આવ્યો દેવ સમાજ.
ગયા દેવ પોતાને ધામ, નિત્ય ગુણ ગાય નરસિંહરામ.

## ભારદ્વાજ મુનિનો આશ્રમ.

રામ લક્ષ્મણ સીતા સુંદરી, સાથે ચાલ્યા ભીલ રાજ;
ભારદ્વાજ મુનિને આશ્રમે, ગયા રામ મહારાજ.
ધન્ય ધન્ય દિવસ આજનો, ધન્ય ઘડી ધન્ય વાર;
પ્રાણનાથ પધારીયા, દયા કરી દેવ મોરાર.
સીતા સહિત વન આવીયા, તેનું કારણ કહો મહારાજ;
જાણુવા ઇચ્છું જીવન મારા, અવધ પતિ રઘુ રાજ.
માતા કેકૈ એમ માગીયું, મારા પિતા પાસે વચન;
ભરત ભાઇ બેસે ગાદીયે, રામ જાય વેગે વન.
પિતાનાં વચન પાળવા, વિપ્ર સાધુની કરવા વાર;
મુનિનાં દરશન કારણે, આજ આવ્યા વન મોઝાર.
હર્ષ શોક અતિ મનમાં, મુનિ બોલ્યા થઇને પ્રસન્ન;
પવિત્ર કીધાં પૃથ્વી પતિ, આજ હમારાં ભુવન.
ભૂનો ભાર ઉતારવા, વિપ્ર સાધુની કરવા વાર;
ધર્મ સ્થાપવા ધરણી વિષે, ભલે લીધો રામ અવતાર.
મોટપ આવે નહીં માપમાં, કોઇ કવિથી નહીં કહેવાય,
એવા પ્રભુ તમે એક છો, અનંત બ્રહ્માંડના રાય.
શેષ મહેશ ને શારદા, નિગમ નહીં પામે પાર,
યથાર્થ કોણ જાણી શકે, નરસિંહરામના આધાર.



સર્વ ભૂતનું બીજ તે, જે હું છું નિરધાર;
થાય નહિ મુજવીણુ એ, ભૂત ચરાચર સાર.

---

# ક્ષુધાની પરાકાષ્ટા.

## (સુદામા.)

જદુપતિ નાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણુ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફલ થાશે.

ઘેર બાળક બહુ, દુઃખ પામે સહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઉણા;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પુણ્યા.

જદુપતિ જાદવો ભકિતવશ માધવો, કરશે કરૂણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘનાશશે, નિર્ખતાં કૃષ્ણુને પ્રેમ આણી.

કૃષ્ણુને હળીમળી, શીઘ્ર આવો વળી, જાણુશે દુઃખ અંતર જામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી.

સાંભળો ભામની, કાન ધરી કામની, કવણુ કહાવું હું કૃપણુ પાપી;
ત્રિભોવનનાથ તે, મહિપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી.

દિવસ ઝાઝા થયા, બાળપણુને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બલ રંક હું ભિક્ષુક બાપડો, નવ લહું ચોકસી ખોટી ચુની.

ઉગ્રસેન અક્રૂર ઉદ્ધવ છે ત્યહાં, બળીભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જ્યહાં, ઉભો રહીશ કયહાં, કોણુ આવી મારો હાથ સ્હાશે.

જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણુ વદતો થકું, ધમણુ ધમતો રહું શ્વાસો શ્વાસે.

મૌન બેસી રહો, સુખ દુઃખ સહુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે, છોને લવતાં રહે, નરસૈંના સ્વામિનું બિરદ મોટું.

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભકિત ભૂધર તણી, તે હું પ્રીછવું સ્નેહ આણી.

નથી હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતિ, કોટિધ્વજ, મન નાણે રતી, શક્ર સરીખા તાંહી નહિરે સાટે.

બ્રહ્મણ્ય દેવ, દયાળ શ્રી કૃષ્ણુજી, નિજ જન જાણીને સુધ લેશે;
પ્રીતની રીત તે, જાય નહીં વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે.

નથી કાંઇ ઓઢવા, ભેટ લઇ જવા, કેમ કરી જાણુશે કૃષ્ણુ કામી;
દત્ત નથી આપણું, વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી.

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણુશે થોડું ઘણું ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણુસું સ્નેહ સાંધો.

ભિલડીનાં બોર તે ભાવે આરોગિયાં, જૂઠું આહિરનું અન્ન લીધું;
ભકત વિદૂરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું.

પેરે પેરે પાંડવ કષ્ટ નિવારીયાં, ભકત કારણુ કંઇ દુષ્ટ માર્યા;
ઉંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઇ કોટી તાર્યા.

ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે તાંહાં, આવી ઉભો રહે, ભકતના મનતણો ભાવ જાણે.

જાઓ વેગે કરી, નિરખો મુક્તિ પુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો.
નરસૈના નાથને નિરખો નિશ્ચય કરી, કામનીએ કંથને બાંહે ઝાલ્યો.

## વાલ્મિક આશ્રમ.

પ્રકૃતિ માયા જેનું નામ છે, જીવને અહંમમત્વ કરનાર;
તે પણ શક્તિ ઇશ્વરની, મુનિ જાણો નિરધાર.
આકાશ રહે વસ્તુ સર્વમાં, અગ્નિ રહે લોહ પાષાણ;
તેમ ઇશ્વર જીવમાં રહે, જુદા હોય પ્રસિદ્ધ પ્રમાણ.
એવો વિવેક રાખી મનમાં, ભજવા ઇશ્વર ભલી ભાત;
વાતો કરતાં વીતી ગઇ, પછી આનંદમાં રાત.
રજા લઇ રામ ચાલીયા, ગયા જમનાજીને તીર;
ચિત્રકૂટ પર્વત ઉપરે, રહે વાલ્મિક ગુણ ગંભીર.
શિષ્ય ભણે ઘણા સામટા, મેલી મોટપ ને માન;
ઇર્ષા નહી એક બીજા ઉપરે, ધરે ઇશ્વરનું ધ્યાન.
ફળ ફૂલ ફળે રત વિના, મનોહર પક્ષી કરે નાદ;
મૃગ રાજા મૃગ મારે નહી, નહીં કોઇને વાદ વિવાદ.
રામ લક્ષમણ સીતા સુંદરી, પ્રેમે લાગ્યાં મુનિને પાય;
આશીર્વચન મુનિ બોલીયા, જય રામ તમારો થાય.
પ્રીતથી પ્રભુને પૂજ્યા, હાથ જોડી બોલ્યા મુનિજન;
નરસિંહરામ નિર્ભય થયા, ભલે દીધાં દેવ દરશન.

## સુગ્રીવનો આશ્રમ

સમય જાણી આવ્યા મુનિ જન રે, આવ્યા રામને કરવા પ્રસન્ન રે,
તમારી માયા તણો નહીં પાર રે, મોટા મુનીશ્વરો પામે હાર રે.
માટે માયા રહિત કરો રઘુનાથ રે, માગું તમારી ભક્તિ તમ સાથ રે.
તથાસ્તુ કહ્યું રઘુરામે રે, ગયા નારદ પોતાને ધામે રે.
ચાલ્યા લક્ષમણ રઘુવીર રે, સુંદર શોભે શ્યામ ગૌર શરીર રે.
જૂએ રાજા સુગ્રીવ પ્રધાન રે, ચાલ્યા આવે છે કોઇ બળવાન રે.
જાશો વિપ્ર રૂપ ધરી હનુમાન રે, ચર્ચા જોવા તમે સાવધાન રે.
વિપ્ર રૂપ ધરી અંજની બાળ રે, જોયા રામ લક્ષમણ ભૂપાળ રે.
જેમ ચમક જોઇ લોહ ખેંચાય રે, તેમ હનુમાનનો જીવ જોડાય રે.
ચકોર જુવે ચંદ્રને જેમ રે, અંજની સુત જુવે રામને તેમ રે.
હિત હૈયામાંથી ઉભરાય રે, ઉમા સુખ કહ્યું નહીં જાય રે.
વિપ્ર જાણી નમ્યા રઘુનાથ રે, પડયા પગમાં જોડી બન્ને હાથ રે,
કર સાહી બેઠા કરે બલવાન રે, ભીડે છાતીમાં પોતે ભગવાન રે.
આનંદ થયો એ સમે અપાર રે, નરસિંહરામ નહીં ગણનાર રે.

# વૈભવની પરાકાષ્ટા.

## (સુદામા)

ચાલીયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો.
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધો તાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ ફૂટે.
માગીયું મેં નથી, શું કહું મુખથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ નાથે મને રંક સરજાવીયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો.
આવી ઉભો રહ્યો, કંઠ ગદ ગદ થયો, કોટી સૂરજ શશી જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણીને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે.
મંદિરે તેડીયા, ચાલીને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમ સિંહાસને લેઇ બેસાડીયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં.
તેલ ફૂલેલ મર્દન કરાવીયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચર્ણોદક શીશ લીધું.
પુનિત પીતાંબર, પહેરવા આપીયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સીધ્યાં.
કૃષ્ણે પલંગ પર પોતે પધરાવીયા, દધિસુતા વિંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી, નરસિંહનો નાથ પદ સેવ કરતાં.
ભાગ્ય જો જો બાઇ, કૃપણ ભિક્ષુક તણું, રૂકૃમિણી આદિ સૌ નારી બોલે;
હળદર જોગ્ય તે ભોગ પહોંચાડીયો, અજ અંબરીષથી અધિક તોલે.
આ કૃપણ રૂપ તો પ્રગટીયું કયાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો.
અંગ અતિ કમકમે, ધમણ મોહડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરિ, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો.
પહોડીને ઉઠીયા, સ્નાને બેસાડીયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપીયું, કનક કટોરે પાણી પીધું.
શ્રીમુખે બોલીયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહ ધર્મ કીધો;
કુશળ છે બાળ ગોપાળ તમ તણા, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો.
ગૃહસ્થના ધર્મમાં હું વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહી, કામિની કેફમાં હું જ ડુલ્યો.
સાંદીપનિગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો.

**અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે શું જ;**
**એક અંશથી સર્વ જગ, વ્યાપિ રહ્યો આ હું જ.**

---

અન્ન લીધા વિના ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું કે વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામિએ નજરે દીઠી.
છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઇએ તે આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે.
પણ ધાઇ લીધા હરિ, મુઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઈંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો, રૂક્‌મિણી કર ગ્રહ્યો શીશ નામી.
એક રહ્યાં અમો એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સ્હાયો ત્રીજી મૂઠી ભરતાં.
વનિતા વચન તે વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે, દુર્બલપણું ટાળીયું, ભૂખના દુઃખની ભીડ ભાગી.
વિપ્ર ચાલ્યા વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તેઃ કાંઇ નહીં, ત્રીઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયે જ ધરતો.
અષ્ટ મહાસિદ્ધિતણી, રિદ્ધિ નવનિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવીયો, અમ તણી ત્રીઠ તો નવ જાણી.
બાળ ગોપાળ જે, વાટ જોતાં હશે, તેને જોઇ અમો શું કહેશું;
મિત્ર મોહન તણું, હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું.
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મન માંહી ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભીયો, પીતાંબરી પણ લીધી ઉતારી.
ધન્ય તું ધન્ય તું, રાય રણ છોડજી, દીન જાણી મને માન દીધું;
નહીં મુજ જોગ તે, ભોગ પહોંચાડીયા, અજ અંબરિષથી અધિક કીધું.
કનકને આસને મુજને બેસાડીયો, રૂક્‌મિણી કૃષ્ણનો હાથ સ્હાતાં;
હેત કરી કરી હરિ, ચરણ તળાંસિયાં, ખટ રસ ભોજન ખાતે ખાતાં.
બાળ પણા તણો, સ્નેહ નવ વીસર્યો, મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડીયો કનક માચી.
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્ન જડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકાં આંહી લાવ્યો.
કનકની ભૂમિને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાનને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે.
સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગારને અંગ સુંદર ધર્યાં, દેવ વિમાનથી રહ્યા નિહાળી.
સહસ્ર દાસી મળી, દીસે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી હું, દાસી છું તમ તણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી.

ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખીયા, પુણ્ય પ્રગટ થયું, પાપ નાઠું;
તે થકી સમૃધિ આ, સકળ તે સાંપડી, મરી ગયું આપણું ભાગ્ય માઠું.
કૃષ્ણ કહેતાં તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચ્ચારતાં, રજની વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી.

——:o:——

યદ્યપિ વૈભવ ઇંદ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે, ભક્તિ ન ચૂકે, એવા સુદામા ઋષિ ભગવાન.
સુદામાનું ચરિત્ર સાંભળે, દુઃખ દરિદ્ર જાય;
ભવ દુઃખ વામે, મુક્તિ પામે, મળે માધવરાય.

## શ્રી ભગવાનુવાચ (શ્રી. ભ. ગી.)

જ્ઞાની અને અજ્ઞાની બંન્ને પુર્વ સંસ્કાર પ્રમાણે કર્મ કરે છે. અંતર એટલો કે જ્ઞાની ઇંદ્રિયોને વશ રાખી આસક્તિ વિના માત્ર ચેષ્ટા રૂપ કર્મ કરે છે, અને અજ્ઞાનીઓ તેમ કરી શકતા નથી તેથી વિષયના મોહમાં વધારે પીડાય છે. જ્ઞાની સ્વવશ છતે પૂર્વ સંસ્કારને મોટે બળે ચલિત થાય, તો પણ તે પાછા વહેલા ઠામ આવી જાય છે. માટે શાસ્ત્રમાં કહેલાં વિધિનિષેધવાળાં કર્મની શિક્ષાથી પ્રાણીઓએ પ્રયત્ને ઇંદ્રિયોને વશ રાખવી.



**અર્જુન મારાં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર;**
**અનેક વર્ણાકૃતિ વળી, નાનાવિધ નિરધાર.**

---

# તપની પરાકાષ્ટા.

## ( ધ્રુવજી. )

ધન્ય ધન્ય માતારે ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી;
રાજપાટ સુખ પરહરી, વેગે ચાલીયો વનજી.

---

અપરમા એમ બોલિયાં, ભુંડા એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટ તણા તું, જાને અકરની ઇયાંથી.

ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર.

વચન વનિતાનાં સુણી, ઉતર્યો મોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા માનભંગ.

ઋષિ કહે તું નિસર્યો ત્યારે, જાને મધુવન માંય;
જમનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય.

ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વન મોઝાર;
મધુવન પહોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ મન વિચાર.

ત્યાં જઇ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળ કંદ પ્રાસ;
ત્રીજે માસ છડે દીન એમ, ચોથે માસે જળના નેમ.

નેમ ધરીને નેહ થકી ભજે, ઇશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધિયા ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ.

ચરણ ચતુરભુજ ચિતમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વિત્યા ખટ માસ, હૃદયમાં ઓળખ્યા અવિનાશ.

અવિનાશીને ઓળખ્યારે, એમ ઉભો રાજન;
પૃથ્વી લાગી ડોલવા, ત્યારે ડોલીયું ઇંદ્રાસન.

ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠે ગયા;
જઇ કેશવને લાગ્યા પાય. મધુવનમાં કોઇ કષ્ટે કાય.

કાયા કષ્ટી વશ રાખવી, એ ઇંદ્રી મન અચેત;
અચરત એતો અતિ ઘણું, એમ બોલ્યા અમર ધરી હેત.

અમર કહે અમને બીક લાગી, રખે લીયે ઇંદ્રાસન માગી;
વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ તો એ ઇચ્છતો નથી.

નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યાં ચિત્તે મારાં, ક્ષણું અળગો ન મુજથી એહ.

**આદિત્ય, વસુ, રૂદ્રો, મરૂત, વળી અશ્વિનીકુમાર;**
**અદીઠ પૂર્વ આશ્ચર્ય બહુ, જે તું આણે ઠાર.**

મુજ થકી અળગો નહીં એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે એ મારૂં, કહોની એને કેમ વિસારૂં.

વિસાર્યો વિસરે નહીં, એને આપીશ અવિચળ અર્થ;
નામ નહીં લે તે તમતણું, કાંય બિહો છો વ્યર્થ.

ઇંદ્ર તણી આસના વાસના કરી, સુર થાનક મોકલીયા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરિ, વનમાં આવ્યા વેગે કરી.

કર્યો નાદ જ્યારે શંખનો, ત્યારે ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્રભરી નિહાળીને રે, પ્રેમસું પાયે લાગ્યા.

પ્રેમે કરી પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કર જોડી દાસ.

દાસ દયાળને વિનવે, તમો સર્વ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ.

સ્વરૂપ નામ તમારૂં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે પ્રણામ.

પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણિ હોય;
અદભુત શક્તિ આપની, તારો પાર ન પામે કોય.

પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર;
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇક એક માગ તું વર.

વર કેમ માગું વિઠ્ઠલા, હું તો કરીશ તમારી સેવા;
વિષય ભોગ સંસાર છે, એ તો સુપનાના સુખ જેવા.

સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો.

વેગળો વીરા ક્ષણું ન કરૂં વળી, તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ.

તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારી ન રહે લાજ;
લોક કહે રઝળીને મુવો, સ્વજનોમાંથી પડયો જુજવો.

પડયો સ્વજનથી જુજવો ત્યારે, સુરતિને દુઃખ થાય;
ઘેર જાને વીરા તુ, તારી વાટ જુવે છે માય.

માને બાપ તણાં દુઃખ કાપો, ઇહાંથી જૈને સૌને સુખ આપો;
મારી આજ્ઞા એવી છે આજ, છત્રીશ હજાર વર્ષ ભોગવ રાજ.

રાજ ભોગવી તું આવજે, તને મોકલીશ એક વિમાન;
તેમાં બેસી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ.
જાણુ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય;
છત્રીશ હજાર વર્ષ વહિ ગયાં, ત્યારે આવ્યું વિમાન ખાસ.
વિમાને બેસીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઈ, અવિચળ પદ તો પામ્યા તહીં.
જે ગાય ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન;

## ભજન.

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ દુઃખ.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. ,, ,,
પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. ,, ,,
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો. સતી મહા દુઃખ પામી. ,, ,,
રાવણ સરખો રાજીયો, જેની મંદાદરી રાણી;
દશે મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. ,, ,,
હરિશ્ચંદ્ર રાજા સતવાદીયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. ,, ,,
શિવજી સરખા સતા નહિં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. ,, ,,
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતર જામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈંયાને સ્વામી. ,, ,,



સકળ ચરાચર જગત તે, મુજ વપુમાંજ રહેલ;
જો તું હમણાં જો વળી, બીજું જે ઇચ્છેલ.

# દ્રૌપદીની પ્રાર્થના

દ્વારકાના વાસી રે, અવસરે આવજો રે, રાણી રૂક્ષ્મિણી કેરા કંથ;
દુષ્ટ દુર્યોધન રે, લાગ્યો મને પીડવા રે, પ્રભુ મારા ચોદશ ન્યાળું તારો પંથ.
સોડ તાણીને રે, શું રે સુતો સામળા રે, આળસ મોડી ને ઉઠો આજ;
લક્ષ્મીજી તળાંસે રે, પાવન તારાં પાવલાં રે, અમ પર મહેર કરો મહારાજ.
ગ્રાહ થકો રે, ગજ મૂકાવીયો રે, કીધી તમે સુધનવાને સહાય;
નૃસિંહ રૂપે રે, હિરણ્યકશ્યપુ હણ્યો રે, પ્રલ્હાદ ઉગાર્યો લાગ્યો પાય.
છપ્પન ક્રોડ રે, જાદવ તાહરા રે, સાથે બળીભદ્ર સરિખા ભ્રાત;
કાળી નાગ નાથ્યો રે, જરાસંધ જીતિયો રે, તે બળ કયાં ગયું મારા નાથ.
વસમી વેળાએ રે, વહારે ચઢો વિઠ્ઠલા રે, ધાજો તમે છત્રપતિ નિરધાર;
અસવારી કરજો રે, ગરૂડની ઉપરે રે, નરસંઇયો વિનવે વારંવાર.

---

કોણુ એ સમાનાં કામની, દત્ત ફળિયેલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા.
વહાલોજી ગયાતા વાડીયે, સર્વે સુંદરી સાથે;
શેલડીની છોલ ઉતારતાં, છરી એડી છે હાથે.
માનની મંદિર સિધાવિયાં, ચીથરડું રે લેવા;
દ્રૌપદીએ ચીરં વધેરિયું, હરિને હાથે બાંધેવા.
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીરં પૂરિયાં, સઘળી સભા રે દેખે.
ગરૂડે ચઢીને ગોવિંદ આવીયા, આવ્યા અંતર જામી.
ભક્ત ઉદ્ધારણુ ભૂધરો, મહેતા નરસૈંનો સ્વામી.

## પ્રભુ ભજન.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી રૂદેમાં રહેવું;
કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તે તો તજ્યાં પ્રાણુ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
જુવો જાનકી રામ રાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી;
ધરી ધૈર્યને જોગ જેવો ગુજાર્યો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી, જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
બડા હાથી હોદ્દે હતો બેસનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.



આ નિજ ચક્ષુ વડે મને, નથી જોવા તું જોગ;
દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઇશ્વરી યોગ.

# વાલ્મિકને ઋષિપદનું પૂછેલું કારણ.

ધન્ય ધન્ય રામ ધર્મ ધારી રે, ન્યાયકારી મૂર્તિ તમારી રે;
એવા સમર્થ તમે મહારાજ રે, સૂણો મારો ઇતિહાસ આજ રે.
પૂર્વે ભીલ તણો અવતાર રે, પાપ કરવામાં હું હુંશિયાર રે;
મારૂં જીવ કરૂં કાળો કહેર રે, વાટ પાડતાં નહીં મારે મહેર રે.
મળ્યા મને સપ્ત મુનિ જન રે, લુંટી લેવાનું મારૂં મન રે;
જીવ માર્યા હશે તેં અપાર રે, દુઃખ ભોગવીશ યમ દરબાર રે.
ઘેર જઇ પૂછજે સુત નાર રે, પાપ કરૂં તે કોણ ભોગવનાર રે;
પછી વિશ્વાસ રાખી મન માંય રે, સુત નારીને પૂછ્યું ઘર માંય રે.
તેણે ઉત્તર આપ્યો એમ રે, પાપ કરે તે ભોગવે તેમ રે;
વચન સુણી આવ્યો વૈરાગ રે, મળ્યા મુનિ ધન્ય મુજ ભાગ રે.
શાંત મૂર્તિ દીલ દયાવાન રે, દયા કરી આપ્યું મને જ્ઞાન રે;
રામ નામ જપજે આઠે જામ રે, સર્વ વ્યાપક રહે અક્ષર ધામ રે.
રામ રામ કહેતાં ભૂલ્યો ઉચ્ચાર રે, મરા મરા બોલું નિરધાર રે;
રટણ કરતાં મેલ્યાં અન્ન જળ રે, થયો અસમ્રથ નહીં બળ રે.
પછી ગયું શરીરનું ભાન રે, ઇશ્વર વિના બીજુ નહીં ધ્યાન રે;
પછી રાફડા ઘાલ્યા કીડે રે, બહુ પ્રકારે દેહને પીડે રે.
તે તો જાણિયું અંતર જામી રે, જગ વ્યાપક સચરાચર સ્વામી રે;
ઇશ્વર આવ્યા દેવા વરદાન રે, માગ માગ સેવક સાવધાન રે.
તમને વહાલું આપો પ્રાણપતિ રે, અહોનિશ નિર્મળ રહે મારી મતિ રે;
મને વિપ્ર મારા પ્રાણથી પ્યારા રે, થાશો વિપ્ર ઇશ્વર ભજનારા રે.
મરા મરા શબ્દ કર્યો ઉચ્ચાર રે, મરજો ભીલ દેહ નિરધાર રે;
તેથી વિપ્ર થયો મહારાજ રે, તે તો તમારી કૃપા રઘુરાજ રે.

## ભજન.

જો દેખો સો દુઃખીયા બાબા, સુખીયા નાહીં કોઇ રે.

જોગી દુઃખીયા, જંગમ દુઃખીયા, તપસીકુ દુઃખ દુના રે;
આશા મનસા સબ ઘટ વ્યાપી, કોઇ મહેલ નહીં સુના રે.

રાજા દુઃખીયા, પરજા દુઃખીયા, દુઃખીયા પર બેરાગી રે;
દુઃખકે કારણ શુકદેવને, ઉદરી માયા ત્યાગી રે.

સાચ કહેતો સબ જગ દુઃખીયા, જૂઠ કહે ન જાઇ રે;
બ્રહ્મા શંકર વિષ્ણુ દુઃખીયા, જીને સૃષ્ટિ બનાઇ રે.

ધુત દુઃખીયા, અબધુત દુઃખીયા, દુઃખીયા હે ધન રંકા રે;
કહત કબીરા વોહ નહીં દુઃખીયા, જીને મનકું જીંકા રે.

એમ કહી અર્જુનને, ઇચ્છથી રૂપ મહાન;
યોગેશ્વર હરિએ પછી, દેખાડયું રાજન.

---

# કળિકર્મની પરાકાષ્ટા.

## (દમયંતી ઉપર આળ.)

દમયંતી મંદિરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતી જોઇ વિસ્મય હવી, કહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા તારા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે;
છો ઇંદ્રાણી. બ્રહ્માણી, કે વૈષ્ણવી, કોણ કારણ રૂપ ધર્યું માનવી.
લૌકિક કષ્ટ વેઠો છો માત, કહો મન મૂકી જથારથ વાત;
બાઇ હું માનવી સર્વથા, કર્મ જોગે ભોગવવી વ્યથા.
એમ ઘણા દિવસ ગયા વહી, કળી ને મન ચિંતા થઇ;
કાંઇ વળી વિપત પાડું, એને માસી સાથે વઢાડું.
માસીની કુંવરી ઇંદુમતી, એક દિવસે નહાતી હતી;
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે.
મોતીનો હાર કંઠેથી કાહાડયો, ભીંતને ખીંટીએ વળગાડયો;
ગોખલામાં પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી.
ઇંદુમતીએ માંડયો શણગાર, જુવે તો નવ દેખે હાર;
અહીંયાં તહીંયા ખોળ્યો ઘણું, વિચાર્યું એ કૃત્ય દમયંતી તણું.
પૂછ્યું તેડીને એકાંત, બાઇ તુજપર આવે છે ભ્રાંત;
લાવ વહેલી કયાં મૂકી માળા, દમયંતીને લાગી જવાળા.
બાઇ મુને ના ચડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ;

ચતુર શિરોમણિ રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઇ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે.
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવર્તે, જો કીધું હોય હાસ.
હૃદય ફાટે કહે દમયંતી, અપવાદ દીધો એવો;
હાં હાં બાઇજી હાર તમારો, લીધો છે મેં દેવો.
સેવક સખીઓ એમ કહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

કાધી એ નિશ્ચે ચોરટી, રાજમાતા એ જણાવી રીસ રે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશ રે.

---

હો હરિ સત્ય તણા સંઘાતી, હરિ કંઇ કહીએ નથી સમાતી;
હરિ મારે કોણ જન્મનાં કરતુ, પ્રભુ ચોરી થકી શું નરતું.

હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુવો હું રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મૂકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો.
હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેની ને કોણ તણી, હરિ જુવો હું રાંકડી ભણી.
હરિ હું તારી સેવા ચૂકી, તો નજે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.
હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.
હરિ હું ભરથારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી;
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળ પત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો નિપુણ.
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલ વહારે મારી;
જો નહીં આવો જગદીશ, તો હું પ્રાણ મારો તજીશ.
એવું કહીને આંખે ભરીયું જળ, અમો અબળા તણું શું બળ;
એવું મનમાં ધરીયું ધ્યાન. સતીની વહારે ચઢયા ભગવાન;
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી.
કહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ;
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય.
બાઇ હાર તમારો જડજો, લેનારો તે ફાટી પડજો;
એવું કહેતામાં કળિજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટયો.
મહિં થકો પડયો નિસરી હાર, સતીની વહારે ચઢયા વિશ્વાધાર;
અંતરિક્ષથી અકસમાત, વરસ્યો હાર તણો વરસાત.
એક એક પેં અદકાં મોતી, રાજમાતા ટગ ટગ જોતી;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે.
બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ;
ઇંદુમતી થઇ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.



# પંપા સરોવરનું સ્નાન.

## દેવ લોકનું આગમન.

શબરીને મોકલાવી નિજ ધામ રે, ચાલ્યા લક્ષ્મણ ને રામ રે;
વન ગિરિ ગુફા ઝરણાં અપાર રે, પશુ પક્ષી કરે છે પોકાર રે.
રામ કહે લક્ષ્મણ ભાઈ રે, સીતા વિના લાગે દુઃખદાઇ રે;
રામ કરે એવો વિલાપ રે, સુણી લક્ષ્મણ પામે સંતાપ રે.
પ્રિય બંધુ છોડો તમે શોક રે, સીતા લાવીશ જીતી ત્રણ લોક રે;
શિવ કહે સુણો ઉમા દેવી રે, મનુષ્ય લીલા કરે ઇશ્વર કેવી રે.
જેને સંકલ્પે બ્રહ્માંડ થાય રે, લય કરે એક પળ માંય રે;
રામ લક્ષ્મણ થઇ ને ઉદાસ રે, આવ્યા પંપા સરોવર પાસ રે.
સુંદર શોભે સરોવર અનુપ રે, કમળ જુવે સૂર્યનું રૂપ રે;
અનેક પક્ષી કરે અતિ નાદ રે, જેમ વિપ્ર વેદ કરે યાદ રે.
ઝાઝું જળ જોઇ સુખી મીન રે, શીલ સંતોષથી સૂખી દીન રે;
નાહ્યા રામ લક્ષ્મણ વીર રે, બેઠા છાંયે વડ વૃક્ષ ગંભીર રે.
આવ્યા સ્વર્ગપુરથી સુરરાય રે, જય જય રામ તમારો થાય રે;
કરી સ્તુતિ ગયા નિજ ધામ રે, રાખી હૈયામાં છબી રઘુરામ રે.

## બ્રહ્મ ભજન.

મુરખે મારૂં મારૂં કરી જાણ્યું, બ્રહ્મનું ભજન રૂદે નવ આણ્યું;
જૂઠી માયાસું જોર કરીને, મરતાં સુધી તાણ્યું.—મુરખે.
સાંત્યું હશે તે સાંત્યું રહેશે, દાટ્યું રહેશે નાણું;
જાણ્યું જન્મારો જીવશું રે, અધવચ આવ્યું આણું.—મુરખે.
પાંચ લાખ તો પાંચ કમાણો, પામ્યો નહીં પાંચ પાણું;
હાંણ્યો નહીં કાંઇ માણ્યો નહીં, એમ કુટતી આવશે કાણ્યું.—મુરખે.
બહુ ધનીયાને ધનજ વહાલું, ધન જોબન નહીં તાહરૂં;
ભોજો ભગત કહે ભજો ઇશ્વરને, આગળની ઓળખાણ્યું.—મુરખે.

દિવ્ય પુષ્પને વસ્ત્રધર, દિવ્ય ગંધ લેપન;
અનંત સૌ આશ્ચર્યમય, ચૌદિશ મુખ સંપન.

# શ્રી કૃષ્ણ ઉવાચ.

## (ભગવદ્ ગીતા.)

"અહીં તેમજ ત્રણે ભુવનમાં એવું કાંઇપણ નથી, કે જે મારે પ્રાપ્ત કરવા યોગ્ય હોય, તે છતાં હું નિરંતર કામ કરૂં છું. કારણકે જો હું કામ ન કરૂં તો જગતમાં અવ્યવસ્થા થઇ જાય" તેટલાજ માટે તેમણે કહ્યું કેઃ—"જ્ઞાનીઓ (યોગીઓ) મારી સાથે રહી કામ કરે છે, અને સર્વ કાર્યને આકર્ષક બનાવે છે."

જગતનું કલ્યાણ કરવા રૂપ નવો હેતુ અત્રે માલમ પડેછે. લોક સંગ્રહાર્થે, લોક કલ્યાણાર્થે, અવતાર કામ કર્યાંજ કરે છે. આ વિશ્વના રક્ષક અને પોષક વિષ્ણુ આ કારણસરજ જગત સાથે સંબંધમાં રહે છે. કારણ કે તેમના વિના જગતના ચૂરે ચુરા થઇ જાય. કાર્ય કરવાનો આ નવો હેતુ જડયો; અને મનુષ્યને જ્યારે પોતાની દિવ્યતાનું એટલે સુધી ભાન થાય છે કે જગતના કલ્યાણાર્થે ઇશ્વરની સાથે તે કામ કરવા માડે છે, ત્યારે ફળની ઇચ્છા એ તેને માટે હલકી સ્થિતિ ગણાય; કારણ કે હવે ઇશ્વરના સાધન તરિકે કામ કરવાનું ઉચ્ચ પ્રયોજન તેને મળ્યું છે. માટે તમને જગત આપી શકે એવી કોઇપણ કીંમતી વસ્તુની લાલચ વિના, તમે એટલાજ અંતઃકરણથી, એટલાજ આત્મભોગથી, અને એટલાજ આત્મ સંયમથી, કામ કરી શકો એમ જો તમને ખાત્રી થતી હોય, તો ઇશ્વરને ખાતર કામ કરવા મંડી પડો અને ઇશ્વરી ઇચ્છાને તમારા જીવનનું સૂત્ર બનાવો. આવો મનુષ્ય, ફળની ઇચ્છા રાખતો નથી; કારણ કે તે પોતાને એક જીવન પરમાત્માના એક ભાગ રૂપ માને છે, અને જ્યાં સુધી ઇશ્વર કામ કરે છે ત્યાં સુધી તે પણ કામ કરે છે.

### બ્રહ્મ ભજન.

અમૂલ્ય અવસર તારે આ સમે, મનુષ્ય દેહ અવતારજી;
ભાવે ભજો પરિબ્રહ્મને, સદ્ગુરૂ તારે ભવ પારજી. અમૂલ્ય.

સત્ય માન્યો આ સંસારને, તેમાં સમજ્યો ન કાંઇજી.
કાળ લેશે જ્યારે કારમો, પડયો ભવકૂપ માંહીજી. અમૂલ્ય.

માત તાત ભ્રાત ભામિની, એ તારે કુડીયાં છે સાથજી;
અન્ય કારણ તું તો કારમો, કોઇ નહી ઝાલે તારો હાથજી; અમૂલ્ય.

કાયા માયા તારી કારમી, વણસતાં ન લાગે વારજી;
જીવ લેશે જ્યારે જમડા, કોઇ ન આવે તારી હારજી. અમૂલ્ય.

નાણું નાખે ટાણું નહીં મળે, રખે અવસર જાયજી;
ભાવે ભજો પરિબ્રહ્મ ને, મોક્ષ સુલભ થાયજી. અમૂલ્ય.

મહેર કરો પ્રભુ માહરા, હું છું દાસનો દાસજી;
જેઠા કહે કર જોડીને, રાખો ચરણની પાસજી. અમૂલ્ય.

# સુમંત પ્રધાને કહેલા સમાચાર.

## રાજા દશરથે કરેલું રૂદન.

પ્રધાન કહે સુણો ભૂપાલ, રામ બાળ નહીં કાળના કાળ;
નારદ શારદ શેષ મહેશ, જેનો હુકમ ઉઠાવે હંમેશ.

જેને હુકમે ઉગે નિત્ય ભાણ, જેને હુકમે રહે છે મેરાણ;
જેને હુકમે ધરા નિત્ય ધરે, જેને હુકમે તારાગણ ફરે.

તેણે હુકમ કર્યો એવી પેર, મારા પિતાની સેવા કરો ઘેર;
મારા વડીલોને કહેજો પ્રણામ, મારા પિતા ગુરૂ સુખ ધામ.

રામ લક્ષ્મણ સીતા જેહ, તમારે પ્રતાપે કુશળ તેહ;
પ્રિય ભર્ત ભાઈ કરે રાજ, ન્યાય નીતિથી કરવાં કાજ.

રાજા પ્રજા સર્વે સુખી થાય, એવો કરવો તમારે ઉપાય;
પ્રધાન કહે બોલ્યો જોડી હાથ, સ્વામિ સેવા કરવા લીયો સાથ.

મારા પિતાની સેવા થાય, પ્રધાન એજ માહારી આજ્ઞાય;
રામ સીતા લક્ષ્મણ વીર, ગયા વનમાં મહા રણધીર.

રૂદન કરતાં રાજા બોલ્યા વાણી, સુણો કૌશલ્યા આગળ એધાણી;
જાણ્યા વિના લીધા શ્રવણના પ્રાણ, અંધ તેનાં માબાપ પ્રમાણ.

રામદાસ રેવતી એ આપ્યો શ્રાપ, પુત્ર વિજોગે મૃત્યુ થશે આપ;
તેના શ્રાપનું આવ્યું એધાણ, નરસિંહ રામ કહે નિરવાણ.

## દાસ ભક્ત હનમાનજીએ પૂછેલું વનવાસનું કારણ.

સ્વામિ શિદ વેઠો વનવાસ, જાણવા ઇચ્છે તમારો દાસ;
મુનિ વેશ મુનિનો આહાર, નથી પગરખાં પગ મોજાર.
અવધપુર દશરથ ભૂપાળ, રામ લક્ષ્મણ તેના બાળ;
સાથે નારી હતી એક રૂપાળી, હરી ગયા અસુર તે બાળી.
તેને શોધતા ફરીયે મહારાજ, કહો આપનું વૃત્તાંત આજ;
તમે જાણુ છો જગના સ્વામિ, અજાણ થઇ પૂછો અંતર જામી.
તમ માયાથી ભૂલ્યો ભગવાન, વાનર રૂપ અંતર અજ્ઞાન;
માતા પિતા રાખે જેમ બાળ, તેમ કૃપા કરો દીન દયાળ.
એમ કરી પડે પગમોઝાર, રામ બેઠા કરે તેણીવાર;

## (હનમાનજીને ઉપમા).

પ્રિય કપિવર તમે કેવા, બંધુ મારા લક્ષ્મણ જેવા.
હાથ જોડી ઉભા હનુમાન, રામ વિના બીજું નહી ધ્યાન;
નાથ ગિરિ પર કપિપતિ એક, નામ સુગ્રીવ જાણે વિવેક.
તે પર કૃપા કરો કિરતાર, દાસ તમારો પ્રાણ આધાર;
મિત્રાચારી કરો તેની સાથ, નાથ કહ્યું જોડી બન્ને હાથ.
જેવી રીત જડે જનક કુમારી, તેમ કરશે સુગ્રીવ વિચારી;
રામ લક્ષ્મણને ખભે ચઢાવી, નૃસિંહરામ ગિરિપર મુક્યા લાવી.

ત્યાં જગ દશ્ય શરીરમાં, સકળજ એક સ્થાન;
નાના ભેદે આણુંને, રહેલું દીઠું જાણ.

# ભક્તજન નિરૂપણ.

જે જે ભક્ત જનોએ અજ્ઞાન રૂપિ ઉંઘમાંથી જાગી જ્ઞાન રૂપિ નેત્ર વડે જોયું તેમને અલખ એટલે નિર્ગુણ અને લખ એટલે સગુણ એવા પરમાત્માના ભજનમાં લેહ લાગી ગઇ. આવાં ભજનથી મીરાં, કરમા, શબરી, અને પુરી એ ભક્ત સ્ત્રીઓ એક પળમાં સંસાર સમુદ્રને પેલે પાર ઉતરી ગયાં.

સ્ત્રી વર્ગમાં હૃદયની અત્યંત કોમળતા, અને પ્રેમનું આધિક્ય હોય છે, તેથી સ્ત્રીઓ પ્રેમભક્તિમાં મુખ્ય અધિકારી છે (એટલે ભક્તિમાં સ્ત્રીઓનો પહેલો નંબર છે). પુરૂષ ભક્તોમાં પણ તેવોજ ભક્તિનો પ્રવાહ હોઇ શકે છે, તે ગોપીચંદ, ભરત, પીપો, સુરદાસ ને કબીરજીના દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે. ઉચ્ચ વર્ણમાંજ ભક્તો થઇ શકતા હશે, એ શંકા દૂર કરવાને હવે હલકી વર્ણોમાં થઇ ગયેલા ભક્તોના દાખલા તરિકે કુંભાર ગોરો, સદનો કસાઇ, ધનોજી જાટ, નાભો ઢાઢી, તથા બીજા ભક્ત વાલ્મિકીને ગણાવી હરિલીલાના વૈચિત્ર્યનો સુંદર ચિતાર આપે છે. ઉપલાં સર્વ દૃષ્ટાંતોમાં ઘણે ભાગે સાધારણ પંક્તિના મનુષ્યો છે, અને કેટલાક રાજવંશી છે, છતાં પણ તેમણે રાજકાજ છોડીનેજ ભક્તિ આદરી હતી. આ ઉપરથી કોઇ એવું અનુમાન કરે કે સાંસારિક કાર્યો સાથે ભક્તિનો નિર્વાહ કરવો અસંભવિત છે, તો તે પણ અયોગ્ય છે. ચિત્તની અત્યંત વ્યગ્રતા થવાનો જેમાં સંભવ છે એવો રાજ્ય કારભાર ચલાવતાં છતાં પણ રાજા જનકે ચિત્તની આસક્તિ પરમાત્માને વિષે રાખી, જીવન્મુક્તની પદવી પ્રાપ્ત કરી હતી. આવા કારણથી રાજા જનકને જેટલો ધન્યવાદ ઘટે છે, તેટલોજ બાળપણથીજ વૈરાગ્ય નિષ્ટ શુકદેવજી જેવા ભક્તિ યોગમાં મચી રહેલા અવધૂત દશાવાળા ભક્તને પણ ઘટે છે. આવા ભક્ત જનોનાં હૃદય કેવાં હશે, તેનું વર્ણન થઇ શકે એમ નથી. ઉપરના દૃષ્ટાંતોથી હિંદુઓજ ભક્ત થઇ શકે એવો સંશય ઉઠે તેનું નિરાકરણ કરવાને ઇંદ્રના જેવી સાહેબી અને અઢાર લાખ ઘોડા જેટલો રાજ વૈભવ છોડી, વિરક્ત થઇ કેવળ ભક્તિમાંજ જીવન ગાળનાર બલખ બુખારાના બાદશાહ થઇ ગયા છે. હરિ ભજનમાં નાત જાતનો નિયમજ નથી. ભક્તિ કરવાને કોઇ પણ વખતને અથવા કોઇપણ કાર્યને બાધ આવતો નથી. પ્રત્યેક અવસર અનુકૂળજ છે. ભલે કોઇ દાનવ હોય કે દેવ હોય, એટલે પ્રહ્લાદજીની માફક આસુરી યોનિમાં જન્મ પામ્યો હોય. તો પણ હરિનું ચિંતન કરનાર હરિજનને હરજી એટલે પરમાત્મા જેવાજ સમજવા. જીવ માત્રને હરિ ભજનનો અધિકાર છે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

આત્મજ્ઞાનથી જેમનું, નાશ થયું અજ્ઞાન;
તેને જણાવે સૂર્યવત, બ્રહ્મ રૂપ તે જ્ઞાન.

પરમાત્માના જ્ઞાને કરીને જે જીવોનું અજ્ઞાન નાશ પામ્યું છે, તેઓનું તે પરમ ઉત્કૃષ્ટ જ્ઞાન સૂર્ય સરખું પ્રકાશે છે.

---

ભિન્ન ભેદ જે જગત મેં, સો દુખે ઘટ મેર;
દુર દેખી દેહકી, અર્જુન દુખે ઓર.

# રાજા દશરથનો સ્વર્ગવાસ.

રામ રામ કહી પ્રાણ કર્યો ત્યાગ, સ્વર્ગપુર ગયા બડભાગ;
રાણી કૌશલ્યા સુમિત્રા નારી, રૂવે રાજાના ગુણ સંભારી.

બીજી નારી મળી બહુ રૂવે, છાતી કૂટી આંખે આંસુ લુવે;
કંઇક નારી કરે કલ્પાંત, રૂદન કરતાં વીતી ગઇ રાત.

આવ્યા વશિષ્ટ ગુરૂ પ્રધાન, ગુણવંતા આપે બહુ જ્ઞાન;
તેલ કોઠીમાં રાખ્યા રાજન, પછી તેડાવ્યા ભર્ત શત્રુઘ્ન.

સૂતા ભર્ત શત્રુઘ્ન જ્યારે, તેને સ્વપ્નું આવ્યું એવું ત્યારે;
જાણે પિતાનું મૃત્યુ આજ થાય, રામ લક્ષ્મણ સીતા વન જાય.

રૂદન કરે બહુ પુર વાસી, જાગ્યા ભર્ત થઇને ઉદાસી;
કરે વિચાર મનમાં મુંઝાય, સેવક આવ્યો તેડવાને ત્યાંય.

સેવક સાથે તરત થયા તૈયાર, બન્ને બેઠા રથ મોઝાર;
રસ્તે ચાલતાં અપશુકન થાય, ભર્ત શત્રુઘન મનમાં મુંઝાય.

કહે સારથિને તેણી વાર, જલદી ચલાવ ભાઇ તોખાર;
શું કરતા હશે મારા ભ્રાત, રામ લક્ષમણ સીતા માત.

શું કરતા હશે ભૂપાલ, આજ પડે છે પેટમાં ફાળ;
મારૂં થરથર ધ્રુજે અંગ, નરસિંહ રામ નહિં ઉછરંગ.

## સીતાજીનું વસ્ત્ર જોઈ રામ લક્ષમણનું રૂદન.

જોયા સુગ્રીવે હનુમાન વીર, રામ લક્ષ્મણ મહા રણધીર;
કપિપતિ કરે મન વિચાર, મારા ભાગ્યતણો નહીં પાર.

કપિપતિ પગે પડ્યા પ્રીતે, મળ્યા રામ લક્ષ્મણને હિતે;
હનુમાને કરી સર્વે વાત, રામ લક્ષ્મણ બેઠા ભ્રાત.

રામ સુગ્રીવે કરી મિત્રાઇ, અગ્નિદેવ સાક્ષી રાખ્યા ત્યાંઇ;
રામ કહે કેમ મિત્ર ઉદાસ, શિદ કર્યો ગિરિપર વાસ.

સુગ્રીવ કહે સંકટ અપાર, નથી અજાણ્યા પ્રાણ આધાર;
કહો આપનું સર્વે વૃત્તાંત, શિદ વનમાં ફરો મારા તાત.

કરી લક્ષ્મણે વાત વિસ્તારી, કપિપતિએ અંતર ઉતારી;
નાથ ગિરિ પર એકવાર, થયો રામ રામ એમ પોકાર.

રામ રામ બોલ્યા અમે વીર, એક અનુપમ નાખ્યું ચીર;
તેના દુઃખતણો નહીં પાર, વિલખતી હતી એમ નાર.

રામે માગ્યું ચીર જોવા કાજ, બીડી છાતીમાં રોયા મહારાજ;
રૂદન કરે લક્ષ્મણ વીર, સુગ્રીવ હનુમાન આપે ધીર.

જેવી રીતે આવે જનક કુમારી, સેવા કરશું તેમ તમારી;
મસ્તક જાતાં કરશું અમે કામ, ખુશી કરશું નરસિંહ રામ.

પામી વિસ્મય તે પછી, રોમ હર્ષ થઈ નાથ;
નમી મસ્તકથી દેવને, બોલ્યો જોડી હાથ.

# ભક્તિ માર્ગ નિરૂપણ.

ભક્તિ માર્ગીય સિદ્ધાંત એવો છે જે, અગ્નિના પુંજમાંથી જેમ ચિણગારીઓ છૂટી પડે છે, તેમ પરમાત્મામાંથી જીવો વ્યુચ્ચરણ પામ્યા છે, અર્થાત્ છૂટા પડયા છે. માટે જીવને તે પરમાત્માની પુનઃ પ્રાપ્તિને અર્થે જ્યાં સુધી અત્યંત પરિતાપ થાય નહી, ત્યાં સુધી તેની સ્વસ્વરૂપ સ્થિતિ થઇ શકે નહીં. આવા પરિતાપની પરાકાષ્ઠા, એટલે તન્મયતાએ પોંચેલા ભક્ત જનોની વિવિધ અવસ્થાઓનું દિગ્ દર્શન અનેક સ્થળે કરાવવામાં આવ્યું હોય છે. આ પરથી સારી રીતે સમજાશે કે તેમનામાં ભગવન્નામનું ઉચ્ચારણ કરવાના, તથા પરમાત્મા સંબંધી કાર્યમાં મશગુલ રહેવાના, જે નિયમો બંધાયા છે, તે તથા પરમાત્માનું ક્ષણભર પણ વિસ્મરણ ન થાય, એટલુંજ નહિં પણ તેના વિયોગની દુઃખ ભાવના ક્ષણ ક્ષણ વધતી ને વધતીજ જાય, એવા જે ઉપાયો યોજવામાં આવે છે, તે સઘળાનું મૂળ ઉપર બતાવેલી ભાવનાઓમાંજ છે.

નાત ન જાણો, જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર;
કર જોડી કહે નરસૈંયો, વૈષ્ણવ તણો મને છે આધાર.

માટે ગમે તે પ્રકારની ઉન્નતિ ઇચ્છનારે સર્વથી પ્રથમ મનોજય કરવોજ જોઇએ. એ વાતનો નિશ્ચય થતાં, મનોજય કેવા પ્રકારથી કરવો, તેજ વિચાર અત્રે પ્રાપ્ત થાય છે. તો તેનુ નિરાકરણ શ્રીકૃષ્ણ પરમાત્મા અર્ધ શ્લોકથીજ કરી આપે છે કે—

અભ્યાસેન તુ કૌંતેય, વૈરાગ્યેણચ ગૃહ્યતે

"અભ્યાસ (રટણા) અને વૈરાગ્ય (તૃષ્ણા ત્યાગ) થી મન પકડી શકાય છે" (વશ થાય છે.) જેણે પોતાના મનને ઉક્ત ઉભય પાંખ લગાડી રાખી છે, તેને ગમે તેવું આકરૂં અને અટપટું કાર્ય કરવામાં પણ કશી અડચણ પડતી નથી એ નિર્વિવાદ છે. અભ્યાસ અને વૈરાગ્યની પાંખ મનને લગાડવી એટલે એ ઉભયમય મન કરી નાખવું, અથવા તેના સ્વરૂપને સમજવું. અભ્યાસ (ભગવન્નામ સ્મરણ)ની એક પાંખ, તેની સાથે વૈરાગ્ય (તૃષ્ણા ત્યાગ)ની બીજી પાંખની અનિવાર્ય અગત્ય છે.

મન સબ પર અસ્વાર હયે, મનકે કારણ અનેક;
જો મન પર અસ્વાર હયે, સો લાખનમે એક.

### શ્રી ભગવાન ઉવાચ (શ્રી ભ. ગી.)

કીધું કર્મ ભોગવ્યાં વિના ક્ષીણ થતું નથી એ નીતિ બ્રહ્મજ્ઞાનીના કર્મને લાગુ પડતી નથી, કેમકે તે પોતે પોતાનાં સર્વ કર્મ સહિત બ્રહ્મજ છે. દેહધારી રૂપે તે પૂર્વજન્મનાં કર્મ ભોગવી લે, પણ ક્લેશ પામીને નહીં, અને દેહ પડ્યા પછી તો તેને ફરી જન્મ લેવાનોજ નથી.

એકાંતિ, મિતભોજિ શુભી, અલ્પ પાન, વાણી, દેહ
આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ પર એહ.

# ઇશ્કે હકિકિ.

## ગજલ.

તુઝે હય શૉક મીલને કા, તો હરદમ લૌ લગાતા જા;
જલાકર ખુદ નુમાઇ કો, ભસમ તન પર લગાતા જા.
પકડ કર ઇશ્ક કે ઝાડુ, સફા કર એ જરે દીલ કો;
દુંઇ કી ધૂલ કો લે કર, મુસલ્લે પર ઉડાતા જા.
મુસલ્લા ફાડ તસબે તોડ, કિતાબાં ડાલ પાનીમેં;
પકડ દસ્ત મેં પરસ્તોં કા, ગુલામ ઉનકા કહાતા જા.
ન મર ભૂખા ન રખ રોજા, ન જા મસજીદમેં સીજદા કર;
વજુકા તોડ દે કૂજા, શરાબેં શૉક પીતા જા.
ન હો મુલ્લાં ન હો બ્રંમન, દુઇ કો છોડ કર પૂજા;
હુકમ હય શાહ કલંદર કા, અનલ હક તું કહાતા જા.

## પ્રભુ ભજન.

હું તો પ્રેમની જોગન, પિયુને શોધવા ચાલી.
શોધવા ચાલી–પિયુને શોધવા ચાલી—હું તો૦
પ્રેમની કફની ધરી ને, પ્રેમની ઝોળી;
અંગે ભભૂતિ પ્રેમની, બસ પ્રેમથી ચોળી—હું તો૦
કરૂં સાધના શૃંગારની, કરૂં શ્યામનું દર્શન;
રટું મંત્ર કરમાળા બસ, બસ પ્રિયતમ પ્રિતમ—હું તો૦

## હરિ ભજન.

નિડર બનો તુમ હર મીલનકો, હરિહર મળશે પળમે.
દેખો બાદલ જલ થળમે જી.
નિડર બનન કો સંત સમાગમ, ઢુંડો ઘટઘટ કે દરપનમે.—દેખો.
છોડ દીયો સબ પરપંચ મનસે, વાસ કરો બન બન મે.—દેખો.
જહાં દેખો વહાં નિર્ગુણ બ્રહ્મ હયે, શાંતિ લાવો આપનમે.—દેખો.
ક્યા સોયા હય સમજ દીવાને, દીલ ધોઇ નાખો બ્રહ્મ જળમે.—દેખો.
જપ હોવે જબ રામ નામકી, સુબંભ થાય દર્શનમે.—દેખો.

## શ્રી ભગવાન ઉવાચ (શ્રી ભ. ગી.)

જીતી તેણે સૃષ્ટિ અહિં, જેનું મન છે સમ;
બ્રહ્મ વિશે સ્થિત તેજ છે, સમ નિર્દોષજ બ્રહ્મ.

જેનુ મન સમતામાં રહ્યું છે, તેણે અહિંજ સંસારને જીત્યો છે. સમનિર્દોષ એવું બ્રહ્મ છે, તેથી સમવૃત્તિ પુરૂષ બ્રહ્મને વિષે રહ્યા છે.



બ્રહ્મ ભૂત આનંદી થઈ, ન શોચે ઇચ્છે કાંઈ;
પામે ઉત્તમ ભક્તિ મુજ, સમ થઈ સૌની માંહિ.

# અહં બ્રહ્માસ્મિ નિરૂપણ.

અહંબ્રહ્માસ્મિને પહોંચેલાને ઘરે નથી, ધને નથી, સંગે નથી, જગતે નથી, પુત્રે નથી, અને દારાએ નથી. તે મહાત્મા સંસારમાં રહ્યા છતાં સંસારથી મુક્ત અને જળ કમળ વત્ સંસારમાં રહી સાંસારિક વિષયોથી અલિપ્ત હતા. વૈકારિક વિષયો તેમની આગળ દાસવત્ થઈ જાય છે. તેમની આત્મસત્તા પરમ શ્રેષ્ટ હોય છે. તેઓ કનક, કાન્તા, અને કીર્તિના ત્યાગી હોય છે. તેમણે મનથી સંસાર માત્રનો ત્યાગ કરેલો હોય છે. પદાર્થ માત્ર ઉપર વિરાગ કરેલો હોય છે, અને " સંકલ્પ માત્રનો સંન્યાસ કરેલો હોય છે. એવા પુરૂષમાં અને પરમાત્મામાં અંતરજ નથી.

જે વૈરાગ્ય દેખાડે કરી, તેતો મન કેરી મશ્કરી,
જે ઉપને સાચો વૈરાગ્ય, અંતર બહાર સર્વસ્વ ત્યાગ.

કહેવાનું તાત્પર્ય એ છે કે જેઓ ત્યાગીનો વેશ ઉપર ઉપરથી ધારણ કરે છે, પણ અંદરખાને સંસારના ખટરાગોમાં માર્યા મારે છે, તેઓ જનક અને વસિષ્ઠના ઓઠાં નીચે રહી સંસારમાં વિચરતા, કાદવથી લપટાયલા અલ્પ જીવડાઓજ છે. તેમજ પાંજરાંમાં પુરાયલા અને મુખે રામ નામ બોલતા શુકલાઓજ છે.

આત્મ તત્વ પ્રાપ્ત કરી સ્વસ્વરૂપ જાણે, તેજ અહંબ્રહ્માસ્મિનો અધિકારી છે.

સુફી (આત્મજ્ઞાની) મનસુરની પરમ ધાર્મિક આત્મ શોધનમાં મચેલી અનલ નામની પરમ ધાર્મિક અને પરમ પવિત્ર ભગિની હતી. તે સદા ધર્મ ગ્રંથમાંના ઇશ્વર વચનનો પાઠ કરતી હતી. તેમાં ઇશ્વરનું એવું વચન આવ્યું કે, 'મને પ્રાપ્ત કરવો હોય તો મારા બંદાનો સંગ કર'! આ વચનથી 'અનલ'નાં નેત્ર ખુલી ગયાં. તેણે ધર્મ શાસ્ત્રોનો અને ક્રિયા વિધિનો ત્યાગ કીધો, અને ઇશ્વરના 'બંદાની' શોધની પ્રવૃત્તિમાં પડી. કેટલેક કાળે 'હક' નામધારી એક સાંઇ તેના નગરમાં જઇ ચઢ્યો, તેને 'અનલ' મળી, અને તેની પાસેથી આત્મ તત્ત્વ પ્રાપ્ત કરી સ્વસ્વરૂપ જાણી. 'હકના' સદ્બોધથી 'અનલ હક' એટલે અહંબ્રહ્માસ્મિનો જાપ જપવા લાગી.

મલીન વાસનાઓનો પરાજય કરવા માટે પ્રણવધ્વનિના તાનમાં ગુલતાન થવાનો પ્રયત્ન થવો જોઇએ. અને દ્વૈત (ભેદભાવ)ની ધૂળને વાળી ઝાડી હૃદય મંદિરને સ્વચ્છ કરી અદ્વૈતના ઇશ્કમાં મસ્ત થવું જોઇએ. એ મસ્ત થવું તેજ અહંબ્રહ્માસ્મિ.

### શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

પવિત્ર નહીં આ લોકમાં, અર્જુન જ્ઞાન સમાન,
યોગી કાળે મેળવે, નિજમાં પોતે જ્ઞાન.

આ જગતમાં જ્ઞાન સરખું પવિત્ર બીજું કંઇજ નથી.

જેવું તેં આ રૂપ મુજ, [illegible] જોયા જેહ,
હેતે પણ એ રૂપનું, નિત દર્શન દેજેહ.

# પિતાના શોક સમાચાર.

## ભરતભાઇએ કરેલું રૂદન.

આવ્યા ભાગોળે બેઉ ભાઇ ભડ, ભાળે ભયંકર અયોધ્યા ઉજડ.
પછી નગરમાં આવ્યાં બન્ને બાળ, જોઇ હાટડે પડી હડતાળ.
જોઇ શેરી બજાર ને ચોક, રૂદન કરે પ્રજા થોકે થોક.
પછી આવ્યા દરબાર મોજાર, નહીં વાજે વાજીંત્ર નિરધાર.
કવિ ગુણી જન નહીં ગાય, મેડી મંદિર મહેલ ખાવા ધાય.
દાસ દાસી આંખે આંસુ ભરે, ભર્ત ભાઇને જોઇ દીલ ડરે.
ભર્ત ભાઇ મન કરે વિચાર, શું બન્યું હશે આજ કીરતાર.
આવતા જોયા પોતાના બાળ, ઉછરંગે દોડી તતકાળ.
ખાંતે બેસાડ્યા ખોળા મોજાર, માતા કૈકેને હર્ષ અપાર.
માતા મારી ક્યાં છે મારા તાત, રામ લક્ષમણ સીતા માત.
બોલી કુબડી આંખે આંસુ પાડી, વિધાતાએ થોડી વાત બગાડી.
તમ પિતાએ કર્યો સ્વર્ગ વાસ, નહીં થાશો ભર્ત ભાઇ ઉદાસ.
વૃદ્ધ અવસ્થા ઘણું જીવ્યા રાય, સુખ ભોગવી ગયા સ્વર્ગ માંય.
તમ જેવા સુત જેને ચાર, નહીં એવા કોઇ નસીબદાર.
પિતા પિતા કરીને પોકાર, ભર્તભાઇ રૂદન કરે અપાર.
છેલ્લી વારે સેવા નહીં કરી, નરસિંહરામ નહીં મળે ફરી.

## સુગ્રીવે કહેલો પોતાનો વૃત્તાંત.

હસી બોલ્યા રામ રણધીર, કહો તમારૂં વૃત્તાંત વીર.
નાથ વડીલ વાલી મુજ ભાઇ, પ્રીતિ કહી નહીં મુજથી જાઇ.
મય દાનવ સુત માયાવી, આવ્યો કીસકંધા જોર જણાવી.
અર્ધ રાત્રે આવી ગર્જના કીધી, સુણી વાલીએ મારવા દોટ દીધી.
બંધુ સાથે ચાલ્યો મહારાજ, અસુરને મારવા હું કાજ.
જોઇ હમારી ભુજાનો પ્રહાર, નાઠો અસુર પામીને હાર.
પાછળ દોડ્યા અમે બન્ને વીર, ગયો ગિરિ ગુફામાં રણધીર.
વાલી કહે અહિં રહેજે અર્ધ માસ, મારી અસુર આવીશ તારી પાસ.
નહીંતર જાણજે મેં ખોયા પ્રાણ, જઇ કિસકંધામાં કરજે જાણ.
વાલી ગયો મારવાને કાજ, એક માસ ત્યાં થયો મહારાજ.
મૃત્યુ પામ્યો અસુર તેણી વાર, નીકળ્યું રૂધિર ગિરિગુફા બહાર.
માર્યો મારો બંધુ બળવાન, મને મારશે અસુર અજ્ઞાન.
ગિરિ ગુફાનું બંધ કરી બાર, આવ્યો શિલા દઇ કિસકંધા મોજાર,
પુરવાસી પ્રધાન સહિત, રાજગાદી આપી કરીને પ્રીત.
અસુર મારી વાલી આવ્યો ઘેર, મને મારતાં આણી નહીં મહેર.
નારી સુત સર્વે હરી લીધું, નરસિંહરામ એવું દુઃખ દીધું.



વેર, તપે, દાનથી, પૂજાથી પણ તેમ;
નહીં દેખાતા લક્ષ્ય તું, તે જોયુ છે જેમ.

---

# આધ્યાત્મિકજ્ઞાન (શકિતનુ પરિબળ.)

## (ઇશ્વરી માર્ગ)

બલ્ખ બુખારાનો બાદશાહ રાજપાટ છોડીને ફકીર બની ઇશ્વરના ઇશ્કમાં તલ્લીન બની ગયો હતો. એક વખત તે સમુદ્રને કીનારે એક ફાટેલો ડગલો શીવતો બેઠો હતો, તેવામાં તેની આગલી રૈયતમાંનો એક ઉમરાવ ત્યાંથી પસાર થતો હતો. તે ઉમરાવના મનમાં એવો વિચાર આવ્યો કે અફસોસ! પહેલાં જે એક બાદશાહ હતો તે આ કેવા હલકા કામમાં ગુંથાઇ ગયો છે? બાદશાહે તે ઉમરાવનો વિચાર સમજી લીધો, અને તે ઉમરાવને એક મોજેજો (ઇશ્વરી ચમત્કાર) કરી બતાવ્યો. તેણે પોતાના હાથમાંની સોય દરીયામાં ફેંકી દીધી, અને પરવરદેગાર પાસે દુવા ગુજારી કે એ સોય દરીયામાંથી નીકળી ને મારા હાથમાં આવે! તરતજ દરીયાની સપાટી ઉપર હજારો માછલીઓ દરેક પોતાના મોઢામાં એકેક સોનાની સોય લઇને ઉભી થઇ, અને બોલી કે આ ખુદા તરફથી મોકલેલી સોય તું લે. હવે બાદશાહે પેલા ઉમરાવ તરફ નજર કરીને કહ્યું કે આગળ હું જે નાચીઝ દુન્યવિ સલતનત ધરાવતો હતો, તેના કરતાં શું આ ખુદાઇ (ઇશ્વરી) સલતનત ચઢીયાતી નથી? હાલમાં તેં જે જોયું તે મારી આધ્યાત્મિક શકિતનું નિર્જીવ પરાક્રમ છે. મારી શકિતના બાગનું જાણે તે એક ઝીણું પાંદડુંજ છે. તો હવે તું વિચાર કર કે તે બાગ કેવો હશે!!? માટે તું પણ આ માર્ગ ઉપર ચઢી જા. *

ઇશ્વરની અગાધ અને મહાન્ રચનાઓ (સૃષ્ટિઓ) ની આગળ આપણી પૃથ્વીની રચના અલ્પ માત્ર અને એક રજકણ જેટલીજ છે. અર્થાત્ આપણને મહા વિસ્તારવાન લાગતી આ પૃથ્વી તો ઇશ્વરની કૃતિનો એક કેવળ તુચ્છ ભાગ છે.

### ભજન.

સિંચ સુધારસ સેર પ્રેમની, સિંચ સુધારસ સેર.
સ્નેહના મેહ તું પ્રેર, પ્રભુ હો પ્રેમના મેહ તું પ્રેર.
સ્વાર્થ સભર સંસારમાં હા! સ્નેહ તણો દુષ્કાળ.
રસ તરસ્યાં અહીં તરફડે છે, વ્હાલા પ્રભુ તુજ બાળ. પ્રે૦ સુ૦
સ્નેહ સિંચનથી શુષ્ક જીવન છે, બનશે રસ તરબોળ.
રસ સરિતામાં સ્નાન કરંતાં, કરશે છે કલ્લોલ. પ્રે૦ સુ૦
વ્હેશે પ્રવાહો રસ સરિતાના, સ્વાર્થ સરે સંસાર.
શુષ્ક સૃષ્ટિ આ સુંદર બનશે, લીલી લીલી કુંજાર. પ્રે૦ સુ૦

---

બહુ દેખાવા તરવથી, થયા મહેનત લેશ;
સફળ જવાના કુંજ છું, વાહિત જાનની ભેશ.

# શત્રુઘ્ને દાસીને આપેલું ઇનામ.

મારા પિતાએ છોડ્યા જેમ પ્રાણ, કહો પ્રસિદ્ધ વાત પ્રમાણ.
પ્રિય બંધુ મારા લક્ષ્મણ રામ, ક્યાં છે પ્રાણ પ્યારા સુખધામ.
રામ લક્ષ્મણ ગયા વનવાસ, માગ્યાં વરદાન રૂડાં રાજા પાસ.
ચૌદ વર્ષ કરો તમે રાજ, આજ ઇશ્વરે કર્યું આપણું કાજ.
પછી પિતાનું દુઃખ ગયું દૂર, રામ વિજોગે દુઃખ ભરપુર.
રામ રામ કરીને પોકાર, પડ્યા ભૂમિ પર તેણીવાર.
પડતાં મૂર્છા આવી ભરત ભાઇ, તેની પીડા કહી નહીં જાઇ.
ભરતભાઇના સુણી સમાચાર, ઉઠી મંથરા સજી શણગાર.
પૂજા સામગ્રી હાથમાં ધરી, આવે પ્રેમથી પગલાં ભરી.
મુખ હસે મન મલકાય, આજ ભરતભાઇ રાજા થાય.
મારા જેવું કોણ કરે કામ, આજ મળશે મોટું ઇનામ.
સર્વે દાસીથી વધશે મુજ માન, ભરતભાઇ ગણશે બુદ્ધિવાન.
આવતી જોઇ શત્રુઘ્ન વીર, મારી પાટું પછાડી રણધીર.
માર્યો પગના બહુ પેંજાર, નાક કાપવા થયા તૈયાર.
ભરતભાઇની મૂર્છા ઉતરી, વાર્યો વીરને સામી દ્રષ્ટિ કરી.
ઘણી શિક્ષા કરી નહીં કાપો નાક, નરસિંહરામ દાસી એતો રાંક.

## રામચંદ્રજીએ સુગ્રીવને બતાવેલું પોતાનું પરાક્રમ.

તેની બીકે ગિરિપર વાસ, અહોનિશ રહે એનો ત્રાસ.
આંહિ માતંગ મુનિનો શ્રાપ, નહિં આવી શકે વાલી આપ.
એક બાણે લેવા મારે પ્રાણ, સુણો સુગ્રીવ ચતુર સુજાણ.
ભવ બ્રહ્માને શરણે ભલે જાય, નહીં છોડું માર્યો વિના કપિરાય.
મિત્ર માટે મસ્તક જે દેનાર, તે તો જાય સ્વર્ગ લોક મોઝાર.
સુગ્રીવ કહે નહીં મરે વાલી, અર્ધ બળ આવે સામું ભાળી.
વળી સર્વ તાડ વિંધાય એક હાર, ઇંદ્ર સુત ત્યારે મરનાર.
તાડ દેખાડો સુગ્રીવ વીર, એમ બોલ્યા રામ રણધીર.
સર્પ પર પગ રામે દીધો, સર્પ ચાલ્યો અને થયો સીધો.
એક હાર થયા સાત તાડ, એક બાણે વિંધ્યાં રામે ઝાડ.
સુગ્રીવ કહે મહા બળવાન, ભાવે ભેટ્યા ભલે ભગવાન.
સુગ્રીવ, જાણી તમારી ચતુરાઇ, બળ બુદ્ધિ જોઇ તમે ભાઇ.
જોઇ ચમત્કાર વધી પ્રીતિ, બોલ્યો સુગ્રીવ ન્યાયની નીતિ.
નથી શત્રુ વાલી મારો ભ્રાત, રામ એ રહે ભલે રળીયાત.
બહુનામી બંધુએ દુઃખ દીધું, નરસિંહરામ તમારું સુખ કરી લીધું.



મત્કર્મી મત્પરમ, મુજ ભક્ત સંગવિણ જેહ;
રહિત વૈર સૌ પ્રાણીમાં, પામે મુજને તેહ.

# જીવન્મુક્ત અને વિદેહમુક્ત દશાનું નિરૂપણ.

## ( રાજા જનકે માગેલો ખુલાસો. )

જીવન્ મુક્ત બહારથી વિવૃત્ત અને અંતરથી નિવૃત્ત હોય છે.
વિદેહ મુક્ત અંતર અને બહાર બન્નેથી નિવૃત્ત હોય છે.

વિદેહ મુક્તને જગતનું સુખ, દુઃખ રૂપ ભાસ્યું, તેથી તેના ભયથી જગત પ્રતિ દૃષ્ટિજ કરતો નથી. જીવન્ મુક્ત જ્યાં જુવે છે ત્યાં પરમાત્મતત્વજ જોય છે, માટે અંતરથી નિવૃત્ત રહી જગતમાં વિવૃત્ત રહે છે. જેમ અખૂટ દોલતવાળો પાઇને અલ્પ ગણે છે, તેમ જીવન્ મુક્ત જગતના સુખને અલ્પ ગણે છે. તેને એમ થાય છે કે એ સુખ ભોગવવાથી લાભે શું અને નહીં ભોગવવાથી હાનિએ શું ? એ વિચારથી બાહ્ય વૃત્તિનો વેગ આકર્ષણ કરતો નથી, તેમ અંતરના નિશ્ચયને ડગાવતો પણ નથી. અર્થાત્, જીવન્ મુક્ત, કલ્પિત પ્રારબ્ધ પુરૂષાર્થને અધીન, કલ્પિત પરમાણુ જન્ય શરીર વર્તિ, કલ્પિત સુખ લેવામાં નિસ્પૃહ રહે છે. જો કે સ્વસ્વરૂપમાં તો તે એકજ છે.

વિદેહ મુક્તને બાહ્ય દૃષ્ટિથી પ્રતીત થતું જગત્ કોઇપણ પ્રકારે આનંદદાઇ જણાતું નથી. એટલે તેની જેવી અંતર વૃત્તિ નિવૃત્ત થઇ છે, તેવી બાહ્ય વૃત્તિ પણ નિવૃત્ત છે. અથવા કૃતાકૃત્ય થઇ જડવત્ વિચરે છે, તે વિદેહ મુક્ત છે.

જીવન્ મુક્ત અને વિદેહ મુક્તમાં ફેર એટલોજ કે એક અંતર વૃત્તિએ નિવૃત્ત છે અને બીજો અંતર અને બાહ્ય બંને વૃત્તિએ નિવૃત્ત છે. દૃશ્ય–કલ્પિત જગતની પ્રતીતિ બેઉને સમાનજ છે. તથાપિ સુખ લેવાનાં સાધનો જીવન્ મુક્ત પાસે છે, અને વિદેહ મુક્ત પાસે નથી. વિદેહ મુક્તે સાધન ગુમાવી સાધ્યજ સિદ્ધ કીધું છે, અર્થાત્ દશ ઇંદ્રિયો અને અંતઃકરણના સમુદાયવાળા નાશવંત શરીર રૂપ સાધન વડે સ્વરૂપાનુસંધાન કરવા સમર્થ થવાય છે, તે કલ્પિત સાધન વિદેહ મુક્તને નહીં જેવાં છે; અને જીવન મુક્તનાં તે સાધનો અણુજતાં કાયમ રહી સ્વરૂપાનુસંધાન કરાવે છે, તેથીજ તે કલ્પિત સુખનો અણુજતો ભોગ કરે છે. વિદેહ મુક્ત હઠ–બળથી, અને જીવન્ મુક્ત કળથી પરમપદ પ્રાપ્ત કરેછે. દેખતાને બધો ભય હોય છે, આંધળાને કશો ભય હોતો નથી, તેથી દેખતો તે જીવન મુક્ત છે, અને આંધળો તે વિદેહ મુક્ત છે. જેમ જાગૃત થતાં સ્વપ્ન અસત્ય છે તેમજ આત્મપદમાં જાગૃત થતાં આ સર્વ વિશ્વમાત્ર અસત્યજ છે.

જીવન્ મુક્તને પ્રારબ્ધ ક્ષીણ થતાં સુધી ભોગ ભોગવવા પડે છે, અનેવિદેહ મુક્તને કાંઇજ રહેતું નથી. કારણકે તેના શરીરનો પાત થયો છે. અર્થાત્ જીવન્ મુક્તના ચિત્તના સરૂપનો નાશ થયો છે, અને વિદેહ મુક્તના ચિત્તનો અરૂપ પણ નાશ થયો છે.

## શ્રી ભગવાનુવાચ. ( શ્રી ભ. ગી. )

જે અસક્ત બહિઃ વિષયમાં, અંતર પામે સુખ;
બ્રહ્મ યોગી તે મેળવે, સુખ અવિનાશી અચૂક.

બાહ્ય વિષયમાં જેનું મન આસક્ત નથી, અંતઃકરણમાં જે સુખ તેને જાણે, તે જ્ઞાની અક્ષય સુખને પામે છે.

[illegible] દુઃખને, [illegible] કરો [illegible];
આવે [illegible] છે, સાંભળો કે હું [illegible].

---

# કૈકૈ માતા પ્રત્યે ભરતજીનો ધિક્કાર.

ફટ ફટ ભુંડી તને ધિક્કાર, માતા મારી મારી નાખું રે.
મારા પિતાને તું મારનાર, માતા મારી મારી નાખું રે.
ખેંચી ખડગ કાપું તુજ શરીર, માતા મારી મારી નાખું રે.
મને જાણજો રામનો વીર, માતા મારી મારી નાખું રે.
મારે લેવું મારા પિતાનું વેર, માતા મારી મારી નાખું રે.
આજ કરવો મારે કાળો કેર, માતા મારી મારી નાખું રે.
મારૂં જોર શી રીતે જણાય, માતા મારી મારી નાખું રે.
માતા મારતાં અન્યાય ગણાય, માતા મારી મારી નાખું રે.
કોણ શત્રુ કોનું છેદું શીર, માતા મારી મારી નાખું રે.
નથી રહેતી આજ ધારણ ધીર, માતા મારી મારી નાખું રે.
મારા બંધુને તું કાઢનાર, માતા મારી મારી નાખું રે.
તારી જીભ કાપું નિરધાર, માતા મારી મારી નાખું રે.
કાપું શીર કરૂં ચૂરે ચૂર, માતા મારી મારી નાખું રે.
મને જાણજો હરિનો હજુર, માતા મારી મારી નાખું રે.
રામ અર્થે આપવા મારે પ્રાણ, માતા મારી મારી નાખું રે.
નહિંતર વાજે આકારી બાણ, માતા મારી મારી નાખું રે.
રામ લક્ષ્મણ સીતા માત, માતા મારી મારી નાખું રે.
ધર્મ ધુરંધર મારા તાત, માતા મારી મારી નાખું રે.
તેને દીધું દુષ્ટ બુદ્ધિ તેં દુઃખ, માતા મારી મારી નાખું રે.
નથી જોવું પાપણી તારૂં મુખ, માતા મારી મારી નાખું રે.
મારે લેવું છે બંધુનું વેર, માતા મારી મારી નાખું રે.
હું તો મરીશ ખાઇને ઝેર, માતા મારી મારી નાખું રે.
કતો કરૂં અગ્નિમાં પ્રવેશ, માતા મારી મારી નાખું રે.
મારા બંધુ બાવા બાળે વેશ, માતા મારી મારી નાખું રે.
હાય હાય છાતી નહીં છેદાય, માતા મારી મારી નાખું રે.
હજી જીવ કેમ નહીં જાય, માતા મારી મારી નાખું રે.
ક્રોધ આવ્યો પછી ખેંચ્યો કટાર, માતા મારી મારી નાખું રે.
નરસિંહ રામ મરવા તૈયાર, માતા મારી મારી નાખું રે.

## બ્રહ્મ ભજન.

બ્રહ્મ ભજન કર હેતમાં, ચિતમાં અચેત નર ચેત;
આ અવસર ચેત્યો નહી, મુખમાં પડી રેત.—બ્ર.

કાયાનું કાંઇ ન નીપજે, મૂઢ મિથ્યા અહંકાર;
તનનાં ત્રણ વાનાં થશે, કીટ, વીટ, કે ખાર.—બ્ર.

રહ્યા ન કોઈ રહેશે નહીં, શશી ને સૂરજ વંશ;
ખટપટ કરતાં ખપી ગયા, કંઇ કૌરવ ને કંસ.—બ્ર.

જેનું ચિત્ત પરિબ્રહ્મમાં, તે નર અમર જાણ;
પ્રીતમ તે પરમાત્માજે, બ્રહ્મ હૈયામાં આણ.—બ્ર.

સુખ દુઃખ સમ ગણનાર જે, ધીર પુરૂષને એહ;
કરે નહીં નશ્વર વ્યથા, પામે મોક્ષ જ તેહ.

---

## દુઃખ સુખ નિરૂપણ (દુઃખમાં ઇશત્વ રહેલું હોય છે).

શ્રી ઇશ્વર અખંડ સુખ આપવા અર્થેજ દુઃખ આપી આપણને શુદ્ધ કરે છે. એ યથાર્થ જાણનાર મનુષ્ય દુઃખથી વિકળ થતા નથી. દુઃખ નિરંતર ઇશ્વરનું સ્મરણ કરાવનાર હોવાથી તથા વૈરાગ્ય આદિ અનેક સત્ લક્ષણો તથા સદ્ વિચારોને આણનાર હોવાથી ઇશ્વરના અનુગ્રહથીજ તે આવે છે. આ પ્રમાણે દુઃખ એ વિચારવાન્ સદ્‌વિવેકી મનુષ્યનું જેટલું હિત કરે છે, તેટલું સુખ કરતું હોય એમ ભાસતું નથી. અને તેથીજ આપણે ઇશ્વરના અનુગ્રહના પાત્ર મનુષ્યોને ઘણીવાર દુઃખમાં વિંટાઇ ગયેલા જોઇએ છીએ.

સત્યયુગ હોય કે કળિયુગ હોય, તોપણ સન્માર્ગે ચાલનાર મનુષ્યને આરંભમાં વિપત્તિ આવ્યા વિના રહેતીજ નથી. કારણ કે સન્માર્ગે ચાલનાર મનુષ્યનું સત્વરહિત સાધવા માટે વિશ્વની સમગ્ર સત્તાઓ એકત્ર થાય છે, અને દુઃખ વડેજ આ હિત સધાતું હોવાથી તે સત્તાઓ તેને જ્યાં ત્યાંથી દુઃખના પ્રસંગો ઉભા કરે છે. આથી એમ સમજવાનું નથી કે તે સજ્જન મનુષ્યને દુઃખથી છુંદી નાખવામાં આવતો હશે. તેને દુઃખ આપવામાં આવે છે, પરંતુ તે સાથે તેનું પ્રતિક્ષણ રક્ષણ કરવામાં આવે છે. તમને દુઃખ પ્રાપ્ત થાય તો તમે તમને ભાગ્યહિન ના માનતા, પરંતુ ઇશ્વરના અનુગ્રહ પાત્ર માનજો. વળી દુઃખ, આનંદનાં સઘળાં પરિણામો ઉત્પન્ન કરે છે, અને ક્રોધાગ્નિની જ્વાળાઓ શીતળ બનાવે છે. સંસારમાં વિવિધ સ્થિતિઓના અનુભવ વડે મનુષ્યને જે જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે, તે જ્ઞાન દુઃખ વડે જેવું સત્વર સધાય છે, તેવું અન્ય કશા વડે સધાતું નથી. 'સુખમાં જે જ્ઞાન હજારો વર્ષે પણ મનુષ્યને થવાનો અસંભવ હોય છે, તે જ્ઞાન દુઃખમાં એક ક્ષણમાં થાય છે. દુઃખ આ પ્રમાણે મનુષ્યનું અત્યંત હિત કરનાર છે. સદાચારે ચાલનાર મનુષ્યોને, ઇશ્વર ભકતોને, અને સત્ પુરૂષોને ઘણીવાર દુઃખના પ્રસંગો આવેલા જોઇને સામાન્ય મતિના મનુષ્યો આશ્ચર્ય દર્શાવે છે, પણ તેઓને વિચારની શુદ્ધિ થતાં દુરાચરણ આપોઆપ અટકે છે, અને સદાચાર આપોઆપ સધાય છે.

એકલી ગરીબાઇ નહીં પણ ગરીબાઇની સાથે નિષ્ફળ યાતનાઓ ભોગવવી; અને એ રીતે ગરીબાઇના સખત દુઃખનો છેલ્લી હદ સુધીનો અનુભવ લેવો, એ ચમત્કારને વાસ્તે હોય છે. નળ રાજા ઘણું દુઃખ પામ્યો શા માટે? હરિશ્ચંદ્ર રાજાએ દુઃખની છેલ્લી હદ દીઠી શા માટે? નરસિંહ મહેતાને કષ્ટ પડયું શા માટે? ઇશ્વરના અલૌકિક સંબંધના સુખને અર્થે.

### શ્રી ભગવાનુવાચ ( શ્રી ભ. ગી. )

વિષય ભોગ જે તેજ છે, કારણ દુઃખનાં સાર.
તે આદ્યંત જ વાતમાં, ન વિવેકી રમનાર.

હે પાર્થ! વિષયજન્ય ભોગ જે નાશવંત છે, તેજ દુઃખકારક છે. બુદ્ધિમાન તે વિષયને વિષે ક્રીડા કરતો નથી;

# કૌશલ્યા માતાએ ભરતજી પ્રત્યે બતાવેલો પ્રેમ.

## ભરતજીએ બતાવેલી વિશુદ્ધ ભાવના.

પ્રધાન પગે લાગીયા, ગુરૂ વશિષ્ઠ આપે જ્ઞાન;
ક્રોધ તમારે કરવો નહીં, ધરવું ઇશ્વરનું ધ્યાન.

ગુરૂને પણ પગે પડીને, ગયા કૌશલ્યા માતાને ઘેર;
રામ રામ કહી રોયા ઘણા, પછી પૂછી પિતાની પેર.

રામ જેવા સુત જાણીને, લીધા માતાએ હૈયા મોઝાર;
ખોળે બેસાડ્યા ખાંતે કરી, પછી કર્યો વાતનો વિસ્તાર.

જેવી રીતે કૈકેએ માગીયું, તેવી રીતે કહી સર્વે વાત;
રામ લક્ષમણ ગયા વનમાં, એમ કહી રોયાં પછી માત.

ગળાં કાપવાં ગાયનાં, વિશ્વાસીને ઝેર દેવાય;
એ પાપ આવે મારા અંગમાં, મારી સંમતિ હોય મારી માય.

માત પિતા ગુરૂ વિપ્રને, મારતાં પાપ જે થાય;
તે તો આવજો મુજ અંગમાં, મારી સંમતિ હોય મારી માય.

ગામ બાળવું ગર્ભ પાડવો, વેદ છોડી વામ માર્ગે જાય;
એ પાપ આવજો મુજ અંગમાં, મારી સંમતિ હોય મારી માય.

ઇર્ષા અવિદ્યા જીવ હિંસા, ચોરી ને વ્યાભિચાર થાય;
નરસિંહરામ આવે અંકમાં, મારી સંમતિ હોય મારી માય.

# સુગ્રીવે બતાવેલો શ્મશાન વૈરાગ્ય.

સુગ્રીવ કહે સ્વામી તમે સાંભળો, સંસાર આ સ્વપ્ના જેવો સદાય જો.
મોટા મહીપતિ મહી મેલી મરી ગયા, ધન સંપત્તિ સાથે ગઇ નહીં જરાય જો.—સુ૦
શત્રુ મિત્ર સુખ દુઃખ સર્વે સંસારમાં, મોહ માયા મમતા અભિમાન જો.
મારૂં તારૂં માણસને મરે નહીં, જેના અંતરમાં અવિદ્યા અજ્ઞાન જો.—સુ૦
કાયા કંચન જેવી કામ આવે નહી, અંતે બળશે મસાણુની માંહાંય જો.
ધર્મ અધર્મ સર્વ જોવાશે જીવના, હિસાબ ગણીને હરિ દરબારમાં જવાયજો.—સુ૦
સેવક થઇ સેવા કરીશ તમતણી, અહોનિશ રહીશ તમારી પાસ જો.
નરસિંહરામના નાથ તમ વિના, નહીં ગમે સુત નારી ને આવાસ જો.—સુ૦



પણ અચિંત્ય કુદરત મુખ, સ્થિર અક્ષર અવ્યક્ત;
આત્મા વ્યાપક સર્વને, જાણનારા બે જાત.

---

# સત્ પુરૂષની કસોટી અને પ્રભાવ.

ભાઇ તારા માર્ગમાં મુશ્કેલીઓ ઘણી જાતની આવશે. તારૂં કાર્ય કઠીણુ છે. તારા પોતા ઉપર તને પ્રેમ છે, તે કરતાં પણુ વિશેષ પ્રેમ જન સમાજ માટે રાખવાનો છે. તિરસ્કાર તો તારા હૃદયમાં જોઇએજ નહીં. આટલું કર્યા પછી પણુ એ પ્રેમથી બંધન ન થાય તે સંભાળવાનું છે. મનુષ્યોને ચહાતાં કે તેની સેવા કરતાં, સહજ બદલો મળે એવી પણુ ઇચ્છા રહી ગઇ, અથવા માત્ર તારા કાર્યની યોગ્ય કિંમત કરે એવી પણુ વૃત્તિ જો રહી ગઇ, અથવા તારી સેવા કે સ્નેહના બદલામાં તારા તરફ સહજ ભાવની પણુ આશા રહી ગઇ, તો તે આશા વગેરે તારા ઉત્તમોત્તમ સુખમાં પણુ નિરાશાનું બીજ વાવશે. સ્વાર્થ અને અહંતા ગયા વિના સત્ય સુખની આશા વ્યર્થ છે.

ભાઈ! તારે મનુષ્યો તારી શું કિંમત કરે છે તે તરફ દૃષ્ટિ રાખવાની નથી, તારે તો તારૂં કાર્ય ઇશ્વરની આજ્ઞાને અનુસરીને છે કે નહીં તેજ જોવાનું છે. દુનિયા એવી છે કે, જ્યાં સુધી તું મનુષ્યથી ન ખમી શકાય તેવાં દુઃખો, અપમાનો, નિરાશાઓ, વગેરે સહન કરવાની પંક્તિમાં દાખલ થઇશ, ત્યાં સુધી તારી કસોટી કરશે. અને તેવી કસોટી વિના તારી લાયકાત પણુ કેમ સમજાય? માટે જો તેં લડાઇ શરૂ કરી છે, અને માયાને જીતવા નિશ્ચય કર્યો છે, તો સુખ દુઃખમાં, લાભ અલાભમાં, જય પરાજયમાં સમતા રાખતાં શીખી જા. અને જ્યારે નજીકમાં નજીકના સ્નેહી તરફથી કારમો ઘા વાગે, ત્યારે જાણજે કે લડાઇનો બારીકીનો વખત છે (નિવૃત્ત થવાનો).

જેનો કોઇ બેલી નથી તેનો ઇશ્વર બેલી છે. દેવની કૃપા આગળ મનુષ્યની દુર્બુદ્ધિના અનેક ઉપાયો કોઇપણુ કાળે કારગત થતા નથી. જ્યાં સાચી શ્રદ્ધા, અને સાચી ભક્તિ છે, તે સ્થળેથી ભય, જેમ સૂર્ય ઉદય થતાં અંધકાર અદૃપાઇ જાય છે, તેમ વિલાઇ જાય છે.

તમારા સ્વરૂપમાં સ્થિતિ કરો, તમારો ભય નાશ થશે. તમે પરમેશ્વરનાજ પુત્ર છો, અને તેથી તમારૂં નિરંતર આ વિશ્વમાં રક્ષણુ થાય છે, એવી શ્રદ્ધાને સેવ્યા કરો, અને જે દુઃખ છે તે દુઃખ નથી પણુ, સુખનોજ બીજો છેડો છે, સુખમાંજ તે લઇ જનાર છે, એવા વિવેકને હૃદયમાં આરૂઢ કરો, એટલે જગત જેને દુઃખ કહે છે, એવી સ્થિતિમાં પ્રસન્નવદન રાખી પરમાનંદનો અનુભવ કરશો. તમે જાતે સુખ સ્વરૂપ છો, તમને દુઃખ સ્વરૂપ કરવા ત્રિભુવનમાં કોઇ સમર્થ નથી. સત્પુરૂષો, વિઘ્નોના ઉપરા ઉપરી પ્રહાર થતાં પણુ પોતાના સત્પુરૂષાર્થના કાર્યને છોડતા નથી.

મહાચરણુવાળા પુરૂષોની વિપત્તિઓ બહુ કરીને ક્ષણિક હોય છે. અને સૂર્યના તેજથી જેમ તારાઓ અસ્ત થાય છે, તેમ નિસ્તેજ મનુષ્યો ઝાંખા પડી જાય છે, એવું સત્પુરૂષોનું તેજ હોય છે.





# કૌશલ્યા માતાએ ભરતજીને આપેલો દીલાસો.

## વશિષ્ઠજીએ કરાવેલી ઉત્તર ક્રિયા.

રામ રામ કહી રૂવે ઘણું, ભરત પાડીને તાણી પોકાર;
કૌશલ્યા માતાએ ભીડીયા, હિત આણી હૈયા મોઝાર.

નિર્મળ તમારૂં મન છે, નિર્મળ તમારો સ્વભાવ;
રાજ કરો રૂડી રીતથી, પ્રજા પાળો દીલ દરીઆવ.

દોષ નહીં કૈકે માતનો, કર્યાં કર્મ ભોગવાય;
સુખ દુઃખ આવે સંસારમાં, ભૂપ ભિખારી રંકને રાય.

મંત્રી સહિત ગુરૂ આવીયા, બહુ પ્રકારે આપે જ્ઞાન;
ધીરજ રાખી ધર્મ ધારવો, ભલું કરશે ભગવાન.

પિતા તમારા વૃદ્ધ જ્ઞાની, શૂરવીર સત્ય પાળનાર;
સુખ ભોગવી સંસારનાં, ગયા દેવપુર મોઝાર.

પિતા દેહની ક્રિયા કરો, સપુત પુત્રનું એ કામ;
વચન સુણી ગુરૂ દેવનાં, ઉત્તર ક્રિયા કરી તમામ.

સ્નાન કરીને શુદ્ધ થયા, વિપ્ર સાધુ જમાડયા અપાર;
દાન દીધાં ભલી ભાતથી, તેનો કોણ ગણે સુમાર.

વશિષ્ઠ મુનિ મંત્રી સહિત, ભરી સભા રાજ મોઝાર;
પ્રજાને બોલાવી પ્રેમથી, નરસિંહરામ નિરધાર.

## વાલીને મારવાનું વચન.

ભવ કહે ભવાની સુણો, માયા રહિત બોલે સુગ્રીવ;
નટ નચાવે જેમ પૂતળાં, તેમ ઇશ્વર નચાવે જીવ.

મિત્ર મારે દુઃખ કાપવું, મારૂં વચન વૃથા નહીં થાય;
ત્રિયા રાખી તમ તણી, તેણે કર્યો અતિ અન્યાય.

જોબન મદ રાજ મદ, કુટુંબ મદ કરનાર;
લક્ષ્મી મદ એવો લેખવો, અહંકાર અંધિ આણનાર.

મદ આવે નહીં મનમાં, જેના અંતરમાં અહોનિશ જ્ઞાન;
રંક ટળી રાય થાય છે, થાય રાય રંક સમાન.

મિત્રનું દુઃખ મટાડવા, કરવા અનેક ઉપાય;
જોખમ ભલે થાય જીવને, હિંમત હારે નહીં જરાય.

મિત્રનું દુઃખ તૃણ સમ, જાણે મેરૂથી અધિક એહ;
એવા નર આ લોકમાં, પરલોકમાં સુખ ભોગવે તેહ.

બાણ લઇ રામ બોલીયા, ચાલો સુગ્રીવ કપિરાજ;
વાલીને રોળું રણ વિષે, કરવા તમારૂં કાજ.

સુગ્રીવ ગાજ્યો શહેર બારણે, સુણી વાલી મહા બળવાન;
નરસિંહરામ નરેશ તો, ગણે સુગ્રીવ તૃણ સમાન.

સર્વ કર્મ અર્પિ મને, મત્પર જે રહેનાર;
ધરતાં ધ્યાન ભજે મને, અનન્ય યોગે સાર,

---

# સંતોષનું નિરૂપણ.

સંતોષ રૂપ અમૃતથી તૃપ્ત થયેલા અને શાંત ચિત્તવાળાઓ જે સુખ ભોગવે છે, તે સુખ, ધનમાં લુબ્ધ થયેલા અને આમ તેમ વલખાં મારનારા શી રીતે ભોગવી શકે?

જે જીવો સંતોષી નથી, તે જીવો લાવા લૂંટારાની માફક હોડધામજ કરતા રહે છે, અને ગમે તેટલું પ્રાપ્ત કરે છે, તથાપિ તેઓની તૃષ્ણા સંતોષાતી નથી. અને જેને સંતોષ નથી તેને પારલૌકિક સાધન સિદ્ધ કરવાનું સ્વપ્ન પણ ક્યાંથી હોય? તે તો લૌકિક જંજાળમાંજ અમૂલ્ય મનુષ્યદેહ એળે ગુમાવી દે છે. રળવું, વાવરવું, સંઘરવું, ખાવું, પીવું, ખેલવું, અને સહેવું, અન્યની અધિકતા જોઇ ઇર્ષા કરવી, પોતાની અધિકતાથી અહંકારને જગાડવો, નવો ખટરાગ જગાડી રગડવું અને રગડાવું, પ્રાપ્ત પદાર્થ ઉપર સંતોષ ન માનવો, તેમજ અપ્રાપ્યને માટે વલખાં મારવાં, અસંતોષમાં ગુંચાઇને વધારે ને વધારે ખાડામાં પડવું, એ આ જગતના અલ્પજ્ઞ જીવોની નિત્યની ક્રીડા છે.

અજ્ઞાની જીવોનો સ્વભાવ એવો પ્રબળ હોય છે કે, પ્રાપ્તિમાં તૃપ્તિ નહીં, પણ નૂતન નૂતન તૃષ્ણાની જાગૃતિ થવા દેવી, અને અપ્રાપ્ય અને દુર્લભ ગણાતા નાશવંત પદાર્થ ઉપર પ્રીતિ મેળવવી; તે મેળવવાની આશા તૃષ્ણામાં મોહાંધ થઇ અધોગતિના ખાડામાં પડી તેમાંજ કૃતાર્થતા માનવી; એ આશા તૃષ્ણા એવી ખાઉધરી છે કે તેમાંજ કૃતાર્થતા માનનારાને, તે ગોથાં ખવરાવીને એવો તો મોહિત કરી દે છે કે તે જીવ નથી આ લોકના સુખને પામતો, કે નથી પરલોક માટે પુણ્ય પુંજનો સંચય કરી શકતો.

> નાહ માયા મરે ના મન મરે, મર મર જાય શરીર,
> આશા તૃષ્ણા નહીં મરે, કેહ ગયે દાસ કબીર.

ભર્તૃહરિ કહે છે કે "મન સંતોષ પામેલું છે તો પછી કોણ પૈસાદાર અને કોણ ગરીબ છે?" મોહમદિરાથી ઉન્મત્ત બનેલાં સ્ત્રી પુરૂષો તૃષ્ણાની તાણમાં તણાય છે, અને કર્તવ્ય કોરાણે મૂકે છે. એટલુંજ નહીં પણ શાંતિ મેળવવાનાં ફોકટ ફાંફાં મારી આવ્યાં તેવાંજ ઠાલે હાથે કરતારની કોરટમાં હાજર થાય છે. સ્વલ્પ સમય આ ફાની દુનિયામાં ગાળવાનો છે, તેમાં અનેક અધર્માચરણો મૃગજળ જેવી શાંતિ મેળવવા તેઓ કરે છે. પોતે દુઃખી થાય છે, અને બીજા જીવો જે તેમના સંસર્ગમાં આવે છે, તેમને તેઓ દુઃખમાં નાખે છે. જે માણસ સંતોષમાં પોતાનું જીવન ગાળે છે, તે કદી દુઃખી થતો નથી, કારણ કે એમનાં સુખ દુઃખ ક્ષણ ભંગુર હોય છે. જેના મનને સંતોષ છે તેને સર્વ દિશામાં સંપત્તિ છે.

> પેટ કરાવે વેઠ, જગતમાં પેટ કરાવે વેઠ.
> ખળખળતા આ દરીઆ વચ્ચે, છે સંતોષનો બેટ.
> તે ઉપર જઇ તું બેસ જીવડા, સંચર સ્વર્ગે ઠેઠ.—જગતમાં.





ગુર્જરમાં સત્વર તેમનો, ઉતર્યો હું ઠાઠ;
સહુ મુક્ત સંસારથી, તરત થયું નિરધાર.

---

## ભરતભાઈને રાજ ઉપદેશ.

ભરતભાઈને તેડાવીયા, રાજ સભામાં રૂડી રીત;
ગૃહસ્થ પધાર્યા બીજા ગામના, પરસ્પર કરી પ્રીત.

મંત્રી સહિત ગુરૂ બોલીયા, ભરતભાઈ કરો તમે રાજ;
પિતાનાં વચન પાળવાં, ઉત્તમ કરવાં કાજ.

પ્રજા પીડાશે તમ તણી, ધરણીમાંથી જાશે ધર્મ;
વિપ્રની વાર કોણ કરશે, નિત ઉઠી કરે ખટકર્મ.

વચન સુણી વિવેકનાં, ભરત બોલ્યા જોડી હાથ;
ગુરૂ લાવું રામ રાજ્યમાં, નહિંતર જઈશ એમની સાથ.

બંધુ મારા બાવા થયા, જોગી વેશે વનમાં જાય;
રામને તજી રાજ કરૂં, ભાર નહીં ઝીલે પૃથ્વીમાય.

ચર્ણ સેવક હું રામનો, રામને હુકમે ચાલનાર;
ગુરૂ મંત્રી પ્રજા સહિત, જાઉં રામ પાસે નિરધાર.

હર્ષ ભરી સભા ઉચરી, ધન્ય ધન્ય તમારી ટેક;
તમ તોલે ત્રણ લોકમાં, નહિં જાણે કોઈ વિવેક.

કૈકે માતાએ કેવું માગીયું, કેવો ભરત ભાઈનો પ્રેમ;
સર્પમાંથી મણિ નીકળ્યો, નરસિંહરામ કહે એમ.

## વાલીનો સંહાર.

સરખું રૂપ બન્ને વીરનું, પ્રિય પડી નહીં પિછાણ;
તેથી અટકયો એ સમે, નહીંતર લેત એના પ્રાણ.

દાસ જાણી દયા કરી, હરીએ નાખ્યો હૈયામાં હાર;
બળવાન બન્ને બીડીયા, ભલા ભડ લડનાર.

વાલી વધ્યો વીરને મારતાં, જુવે ઝાડ આડા રઘુવીર;
મિત્રને મદદ આપવા, સાત તાડ વિંધી નાખ્યો તીર.

વાલી પડયો પૃથ્વી ઉપરે, થયો બેઠો વાનર ભૂપ;
નેત્ર નિરખે નાથને, શોભે સુંદર સ્વરૂપ.

હિત ઘણું હૈયા વિષે, મુખે બોલે વચન કઠોર;
અપરાધ વિના મને મારીયો, જેમ મારે પારધી મોર.

સુગ્રીવ મિત્ર તમ તણો, મને ગણ્યો શત્રુ શ્યામ;
ન્યાય તમારો નવ રહ્યો, સમ દૃષ્ટિ નહીં રઘુ રામ.

રામ કહે કપિરાજને, નહીં અન્યાય અમારો એક;
સુગ્રીવને શિક્ષા કરવી, વડો રાખીને વિવેક.

નિર અપરાધી તેની નાર છે, જોર થી કર્યો વ્યભિચાર;
અન્યાય તમારો અતિ ઘણો, નરસિંહરામ નિરધાર.



# વેદ નિરૂપણ.

આદિ વેદ ચતુર કહે, ઋગવેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વ;
જે જોઈને સહુ ગ્રંથ કર્તા, મૂકે મનનો ગર્વ.
અંતર શુદ્ધિ કર્મથી થઈ, લહે અદ્વૈત જ્ઞાન;
એ સાર છે ચારે વેદનો, "સુખ ન નિવૃત્તિ સમાન".
આયુર્વેદ ને ધનુર્વેદ, ગાંધર્વ ને અર્થ વેદ;
ઉપવેદ એ શું અન્ય વર્ણું, લહી ન ધરશો ખેદ.
આયુ તણો વૈરાગ્યમાં, પરિણામનો અભિપ્રાય;
ઔષધિ રોગ મટાડશે, પણ વળી વળીને થાય.
વળી ધનુ અસ્ત્ર ને શસ્ત્ર વિદ્યા, યજુ તણો ઉપવેદ;
રક્ષાર્થ ક્ષત્રિય ધર્મ વર્ણ્યો, શસ્ત્રાસ્ત્રનો બહુ ભેદ.
સ્વર, તાલ, ગીત ને મૂર્છના, છે નૃત્ય વાદ્ય વિસ્તાર;
સમાધિ સિદ્ધિ પ્રયોજન, ગાંધર્વ વેદ વિચાર.
સ્વર સાધતાં આનંદ આવે, વિસરે સહુ ભોગ;
અંતઃકરણ એકાગ્ર થાતાં, જ્ઞાનમાં ઉપયોગ.

પરમેશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે, ખોટું કશું થતુંજ નથી, એ વિચાર વડે પરમેશ્વરનેજ પોતાના નેતા (દોરનાર) સ્થાપી, મનુષ્ય જ્યારે ભય અને શંકાના વિચારોથી રહિત થાય છે, ત્યારે શાંતિ અને સુખના પ્રસંગો આપો આપ તેના તરફ આકર્ષાઈ આવે છે અને અન્ય મનુષ્યોને કંપાવી નાખનાર ભયના પ્રસંગોથી તેનું અનાયાસ રક્ષણ થાય છે. પોતાના વિચારો છોડી દઈ મનુષ્ય જ્યારે પરમાત્મામાં સ્થિર થાય છે; અને જાગૃત છતાં મનની સુષુપ્તિ જેવી અવસ્થા ભોગવે છે; ત્યારે પરમાત્મામાંથી તેને જે જોઈએ તે મળે છે. શ્રદ્ધા, સુખ, શાંતિ, જ્ઞાન, પ્રાણી માત્ર પ્રતિ પ્રેમ, વગેરે સર્વ શુભ તેને પ્રાપ્ત થાય છે. સ્વરૂપમાં આવી યથાર્થ વિશ્રાંતિ એ આ મૃત્યુ લોકમાં સર્વ વ્યાધિને ટાળનારૂં અમૃત છે, ચિંતા માત્રને દૂર કરનાર સમર્થ મંત્ર છે તથા સર્વ ઇચ્છિતાર્થને અર્પનાર સુરતરૂ છે (કામધેનુ છે). સુખ મેળવવાનો ઉપાય જ્ઞાન છે એ સર્વશાસ્ત્રો એક અવાજે કહે છે.

## શ્રી ભગવાનુવાચ. ( શ્રી ભ. ગી.)

જેટલા અર્થ (કાર્ય પ્રયોજન) કૂપાદિકમાં (ક્ષુદ્ર જળાશયો) તેટલા મોટા જળાશયમાં રહ્યા છે. (તેમ) જેટલા અર્થ (કામ્ય ફળ) સર્વે વેદને વિષે તેટલા તે બ્રહ્મ નિષ્ઠને પ્રાપ્ત થાય છે.

[illegible] ભુજમાં રામ [illegible], કર બુદ્ધિ શુભ [illegible];
રહેશે ભુજમાં આ [illegible], નહીં સંશય તે [illegible].

# વનવાસમાં ભરતભાઈએ લીધેલી
## રામચંદ્રજીની ભેટ.

ભીલ રાજા કહે ભરતભાઇ સાંભળો, આજ અજોધ્યામાં થયો ઉત્પાત જો;
રામ જાતાં જન કોઇ રાજી નહીં, પ્રજા તમારી કરે કલ્પાંત જો.—ભીલ.
રાજા દશરથ સ્વર્ગપુર પધારીયા, ગયા વનમાં રામ લક્ષ્મણ વીરજો;
ધીરજ શી રીતે આપણે ધારીયે, જેમ જીવે નહીં મીન ખૂટે નીરજો.—ભીલ.
વીર વિજોગે વચન છાતી છેદે ઘણી, રોયા ભરત શત્રુઘન પ્રધાન જો;
અજોધ્યા વાસી ભીલ હવે ઘણું, ગુરૂ વશિષ્ઠ આપે અતિ જ્ઞાનજો.-ભીલ.
સુખ દુઃખ હર્ષ શોક આ સંસારમાં, કર્મ પ્રમાણે આવે અને જાયજો;
પુણ્ય પાપ જોવાય પૂર્વ જન્મનાં, તે પ્રમાણે ઇશ્વર આપે ન્યાયજો.—ભીલ.
ધીરજ ધરી ધર્મ નિત્ય ધારવો, કરવાં પરઉપકારનાં કામજો;
નરસિંહરામ નર નારી સુખી રહે, તેને રીઝે અંતે રઘુરામજો.—ભીલ.

---

ભીલ રાજા બોલ્યા જોડી હાથ રે, મારી સેવા સ્વીકારો મારા નાથરે.
તમો ભાવતાં જમો ભોજન રે, એટલે માને હમારૂં મન રે.
મારો વીર આજ મુનિ વેશ રે, નહીં જમાય ભોજન નરેશ રે.
ફળ ફૂલ કંદ મૂળ આહાર રે, કર્યો ભરત આદિક તેણી વાર રે.
ગુહ રાજા સહિત થયા તૈયાર રે, ગયા મુનિના આશ્રમ મોઝાર રે,
પ્રેમે લાગ્યા ભારદ્વાજને પાય રે, સવારે ગયા ચિત્રકૂટ માંય રે.
સ્ફાટિક શિલા પર બેઠા રામ રે, જેને જોઇ લાજે કોટિક કામ રે.
લક્ષ્મણ વીરે જાણી વાત રે, સૈન્ય સહિત આવે ભરત ભ્રાત રે.
હાંક મારી લીધાં હથીયાર રે, નેત્ર રાતાં થયાં તેણી વાર રે.
કરી ગર્જના મેઘની પેર રે, આજ ઉંધું કરૂં અયોધ્યા શહેર રે.
મારૂં ભરત શત્રુઘન વીર રે, જેમ અગસ્ત પીયે સિંધુ નીર રે,
જન એક જીવતો નહિં જાય રે, આજ્ઞા આપો તમે રઘુરાય રે.
ભરત શત્રુઘન આપણા ભ્રાત રે, ભુજા કાપે જીવે કોણ તાત રે.
નથી જોઇ તમે એની રીતિ રે, બંધુ પર એને કેવી પ્રીતિ રે.
એક જોજનથી કરે પ્રણામ રે, રામ રામ રટણ આઠે જામ રે.
મુનિ વેશ મુનિનો આહાર રે, નરસિંહરામ પહેરે ન પેંજાર રે.

### શ્રી ભગવાનુવાચ. (શ્રી ભ. ગી.)

અહીંજ સહન કરી શકે, જીવતાંજ નર જેહ;
કામ ક્રોધના વેગને, યોગી સુખીયો તેહ.

# કર્મનું સામ્રાજ્ય.

પરમેશ્વરને ત્યાં પોપાંબાઇનું રાજ્ય નથીજ. વકીલો અને બેરીસ્ટરોના ખોટા પુરાવાથી ત્યાં જીતી જવાનું નથી. કર્મના ગહન અનિવાર્ય નિયમ આગળ તેઓની ચપળતા અને કુશળતા, જેમ બિલાડી આગળ ઉંદરનો લપકાપાટ ક્ષણમાં સાતમે પાતાળ પેસી જાય છે, તેમ અદૃશ્ય થઇ જાય છે. ગામમાં અને નગરમાં, દેશોમાં અને પ્રજાઓમાં, સ્વલ્પમાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સર્વ સ્થળે કર્મનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે.

ગમે તે સ્થળે અને ગમે તે પળે (સમયે) કર્મનું ફળ કર્મ કરનારને મળેજ છે. મન વાણી અને કાયા વડે શુધ્ધ રહો, શુધ્ધ વિચાર સેવો, શુધ્ધ બોલો, અને નિર્દોષ શુદ્ધ વર્તન રાખો; નિંદ્ય વિકારોને હૃદયમાં કદી પણ પ્રવેશવા દેશો નહીં.

અસત્ય બોલવાથી અને છળ કપટ કરવાથી જગતમાં વ્યહવાર સુખ સાધી શકાય છે એવું ઘણા માને છે, અને તેથી વ્યહવારમાં અસત્ય બોલવું, પોતાના જાતિ બંધુઓને ઠગવા, અને જે તે રીતે પોતાનું ઘર ભરવું, એવો બોધ આપે છે, અને તેઓ વ્યહવાર કુશળતા કહે છે. પણ આ પ્રમાણે માનવું એ મોટામાં મોટું અજ્ઞાન છે. તેનું ફળ દુઃખ અને સંતાપ વિના બીજું કશુંજ પ્રગટતું નથી. આવાં આચરણો સેવી મનુષ્યો ભલે પોતાને ડાહ્યા અને કુશળ ગણે, પણ તેમને કર્મના નિયમોનું જ્ઞાન (ભાન) નથી. સમય આવ્યે તેમને સ્પષ્ટ થયા વિના રહેતું નથી, કે જેને તેઓ શીતળ જળાશય માનતા હતા, તે અત્યંત તપાવેલા સીસાના રસનો કુંડ છે. કરેલાં કર્મનાં ફળ કોઇને પણ મળ્યા વિના રહેતાંજ નથી.

સુખ દુઃખાદિ સર્વ દ્વંદ્વો, કર્મ રૂપ રેંટમાળ સાથે જોડાયલા ઉંચે નીચે જનારા રેંટમાળના ઘાડવાઓ જેવાં છે.

આ પ્રમાણે આ જગનગરના જીવો કર્માંધીન થઇ અંતે લક્ષ ચોરાશીની રેંટમાળમાં પડીને જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે.

## ભજન.

બંદે ક્યા ગુમાના કરના, આખર માટીમેં મીલજાના જી.
એક સર ઓઢે દોસર ઓઢે, ઓઢે મલ મલ જીણા;
જરી બાફ ચોતારા ઓઢે, નહીં જીવન કી આશા. બંદે.
હાથી ઘોડા માલ ખજાના, ઉડત તબલ નીશાણા;
કાળી પીળી બેરખ ચલતી, તે નર કંઇ સમાણા. બંદે.
જાયા તે તો જાયા જાણો, કોણ રંક કોણ રાણા;
કહત કબીરા સુનો ભાઇ સાધુ, છોડ દો અભિમાના. બંદે.

# પિતાના મૃત્યુના સમાચાર સાંભળી ત્રિપુટીએ કરેલું રૂદન.

## રામચંદ્રજીએ કરેલી ઉત્તર ક્રિયા.

રામ રામ કરીને પોકાર, ભરત ભાઇ પડ્યા પગ મોઝાર.
રૂવે ઘણું કરે કલ્પાંત, જીભ કપાણી નહીં મારી માત.
શત્રુઘ્ન રૂવે વીર સાથ, નહીં સોંપ્યા પિતાએ મારા હાથ.
મેલી ચાલ્યા તમે મારા વીર, નહીં જીવે મીન ખૂટે નીર.
ત્યારે રામને ચિંતા થાય, શું કરે છે આપણા પિતાય.
ગુરૂ વશિષ્ટની જાણી વાત, દોડ્યા રામ લક્ષ્મણ બન્ને ભ્રાત.
પ્રેમે કરીને ગુરૂને પ્રણામ, હાથ જોડી બોલ્યા પછી રામ.
મારા પિતા કુશળ આજ, સુણવા ઇચ્છે સેવક મહારાજ.
તમારે વિજોગે રઘુ વીર, સ્વર્ગપુર ગયા રણુ ધીર.
રામ રામ સીતા બોલી ભૂપાળ, દેહ છોડી દીધો તત્કાળ.
રામ લક્ષ્મણ સીતા નાર, દુ:ખી થઇ રૂવે છે અપાર.
ગુરૂ વશિષ્ઠે જ્ઞાન આપી, સમસ્તનો શોક નાખ્યો કાપી.
સ્નાન કરાવી ગુરૂ બોલ્યા એમ, ફળ ફુલ અહાર કરવો તેમ.
કહ્યું તે પ્રમાણે રામે કીધું, ગુરૂ વચન શિર ચઢાવી લીધું.
પ્રીતે મળ્યાં કૌશલ્યા માત, ગાય જોઇ વચ્છ જેમ રળીયાત.
સીતા લાગ્યાં સાસુને પાય, નરસિંહરામ રજની વીતી જાય.

## સુગ્રીવે બતાવેલી પોતાની અધમતા.

સુગ્રીવ કહે સ્વામિ સાંભળો, પ્રભુ પ્રાણુ પ્યારા રે;
અવગુણ હમારા અનેક, મિત્ર મન મારા રે.
મોહ, માયા, મમતા મટે નહી, પ્રભુ પ્રાણુ પ્યારા રે;
નહીં ધર્મ વૈરાગ્ય વિવેક, મિત્ર મન મારા રે.
શીલ સંતોષ સ્વભાવ નહીં, પ્રભુ પ્રાણુ પ્યારા રે;
નહીં પર ઉપકાર થાય, મિત્ર મન મારા રે.
અવિદ્યા અજ્ઞાન અંતર રહે. પ્રભુ પ્રાણુ પ્યારા રે;
એવી માયા તમારી રઘુરાય, મિત્ર મન મારા રે.
મોટા મુનીશ્વર દીલ ડરે, પ્રભુ પ્રાણુ પ્યારા રે;
ચંડેલ વાનર અમારી જાત, મિત્ર મન મારા રે.
પ્રભુ તમે પુરા પરમાર્થી, પ્રભુ પ્રાણુ પ્યારા રે;
નહીં જોઇ વાલા જાત કુજાત, મિત્ર મન મારા રે.
વાલીને ત્રાસે દુ:ખ દરિયો, પ્રભુ પ્રાણુ પ્યારા રે.
ભરિયો અંતરમાં આઠે જામ, મિત્ર મન મારા રે;
દિન બંધુ તમે દયા કરી, પ્રભુ પ્રાણુ મારા રે.
નરસિંહરામના તમે રામ, મિત્ર મન મારા રે.

# પુનર્જન્મનું નિરૂપણ.

આ જન્મમાં મનુષ્યોના જેવા આચાર વિચાર શુદ્ધ અશુદ્ધ હોય છે તેવુંજ તે સુખદુઃખ આ સંસાર વ્યહવારમાં ભોગવ્યા કરે છે, અને છેવટે પુનર્જન્મ પણ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ યોનિમાં થાય છે. એ વાત નિર્વિવાદ છે, સત્ય છે. તેમ છતાં જો કોઇ મનુષ્ય આચાર વિચાર અશુદ્ધ રાખતો છતાં સુખ ભોગવતો હશે, તો તેને અપવાદ આપવો ઘટે છે. (પુર્વજન્મનું સંચિત સમજવું.)

પુણ્યની અધિકતાએ દેવશરીરમાં, પુણ્ય પાપની સમાનતાએ મનુષ્ય શરીરમાં, અને પાપની અધિકતાએ પશુયોનિમાં જીવ અવતરે છે.

એ પ્રમાણે કર્માધીન જીવાત્મા નાના પ્રકારનાં શરીરો ધારણ કરે છે. જો કોઇ મુમુક્ષુ (મોક્ષની ઇચ્છા રાખનાર સાધુ સંત) મરણ સમયે કોઇ પણ પ્રકારના સંકલ્પ વિકલ્પ યુક્ત હોય છે, તો તે જીવાત્મા (આત્મા) તે તે સંકલ્પ વિકલ્પવાળી યોનિમાં સહ્ય અવતરે છે. અને તે યોનિમાં પરિપકવ થઇ તે તે મનોકામના પૂર્ણ કરી ફરી જ્યારે સંકલ્પ વિકલ્પ રહિત દેહને તજે છે તોજ મોક્ષ ગતિને પામે છે.

પૂર્વે કોઇ એક મહાન યોગેશ્વર કે જે આ સૃષ્ટિમાંની તમામ વાસનાઓથી નિવૃત થયેલા હતા; મરણ સમયે તેમની દૃષ્ટિ એક બોરડી ઉપરના પાકા લાલ રંગના બોર ઉપર પડી, તો તેટલા માત્રથી તેમને કિટક (કીડા) યોનિમાં અવતરી તે બોરમાં પ્રવેશ કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવી પડી. અને બાદ મોક્ષ ગતિને પામ્યા હતા.

આ પ્રમાણે થવાનું કારણ ચક્ષુ ઇંદ્રિય હતી. માટે મુમુક્ષુ જને અંત સમયે દરેક ઇંદ્રિયોને પોતાના નિવૃતિ બળથી બંધ રાખવી જરૂરની છે.

પૂર્વે સેવાજ એક તપસ્વીને મરણ સમયે કર્ણેન્દ્રિયે દગો કર્યો હતો. તે વખતે ચમારને ત્યાં ભજન થતું હોવાથી કાનમાં તેનો પડઘો પડવાથી તે યોગી ચમારને ત્યાં અવતર્યા હતા. જેઓ પાછળથી પણ ભજનમાં ગુલતાન બની મોક્ષ ગતિને પામ્યા હતા. (જુવો રોહીદાસ ભક્તનો દાખલો).

## ભજન.

મુરખો કાલની વાતો કરે, માથે કાળનું ચક્કર ફરે.
કોને કહેવા તું કહી સંભળાવે, પોતે કરતાં નવ ડરે;
વિષય વિકારમાં ફરે વળખતો, પારકા ઘરમાં ભરે. મુ૦
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું આચરે;
છળ છેતરને દગાબાજી, પારકા ધનને હરે. મુ૦
ધર્મને માર્ગે કુંડો નાવે, પાપમાં પગલાં ભરે;
તેણુ ચોરાસી સહી ફરી, જીવ અલ્પ થઇ અવતરે. મુ૦
સુખની માયા સાંતી રહેશે, કાં વેશ્યા ભોગો માં મરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિણ, ધુંધ હાથે મરે. મુ૦

[illegible] આશ્ચર્ય છે, કહી [illegible] મહિમા;
સાવધાન થઈ પૂરી રે, સર્વ કર્મ ફળ ભોગ.

---

# ભરતભાઈનું રૂદન.

## રામચંદ્રજીએ આપેલો બોધ.

સવારે ભરત બોલ્યા જોડી હાથ, અજોધ્યા ચાલો મારા પ્રાણનાથ.
રાજા રામ કરો તમે રાજ, હું સેવક તમારો કરૂં કામકાજ.
મને મોકલાવ્યો મારે મોસાળ, વાંસેથી થયો પિતાનો કાળ.
વીર જેવા વીરનો વિજોગ, એથી વિશેષ શું બીજો રોગ.
પડયા પર પાટું પ્રાણનાથ, નહિં ખમાય જોડી કહું હાથ.
નહીં રાખ્યું ઇશ્વરે મને મોત, દુઃખ દરીયો નહીં હું જોત.
અક્કલ હીણી મરી નહીં માત, વીરનો વિજોગ મને નહીં થાત.
એમ કહી રૂવે ભરત ભાઇ, તેની પીડા કહી નહીં જાઇ.
ભીડયા ભરતને છાતી મોઝાર, આંસુડાં લુવે પ્રાણ આધાર.
ગદ ગદ કંઠે બોલે રામ, ધર્મ ધારવો એ આપણું કામ.
તમને આપ્યું પિતાએ રાજ, મને વનનું સોંપ્યું ભાઇ કાજ.
આપણે પિતાનાં વચન પળાય, એવો કરવો આપણે ઉપાય.
જો પિતાનાં વચન મિથ્યા થાય, જરૂર યમપુરીમાં જવાય.
શિવ કહે સુણો ઉમા દેવી, આપે ઇશ્વર બોલે વાણી કેવી.

## કપિરાજાઓને સુગ્રીવે કરેલો હુકમ.

સૈન્ય સહિત રાજા આવીયા, સર્વ દેશના કપિરાય;
પ્રીતે પ્રભુને પાય પડે, જય રામ તમારો થાય.

અસંખ્ય વાનર વીર છે, નહિં આવે ગણતાં પાર;
શિવ કહે ઉમા સાંભળો, મૂર્ખ બને ગણનાર.

સુગ્રીવ કહે સર્વે સાંભળો, સેવક સખા બળવાન;
રામચંદ્રજીનું કારજ કરવું, રાખવું હમારૂં માન.

મિત્ર માટે માથું જે દીયે, સેવક સ્વામી સારૂં મરનાર;
સ્વર્ગ લોકે સુખ ભોગવે, આ લોકમાં જશ અપાર.

ગજ ગવાક્ષ કપિરાયને કહે, જાઓ તમે પૂર્વ દેશ;
શોધી લાવો સીતા માતને, રાજી રહે અવધ નરેશ.

તારા સુત સુષેણને કહે, તેડાવી પોતાની પાસ;
ઉત્તર દેશ જાઓ આ સમે, થઇ રૂડા રામના દાસ.

વસંતશત વીરને કહે વળી, તમે જાઓ પશ્ચિમ મોઝાર;
શોધી લાવો સીતા માતને, રૂડી રીતે આપો સમાચાર.

રામ રૂપ હૈયે ધરી, સૈન્ય સહિત ચાલ્યા કપિરાય;
ગિરિ ગુફા ઝરણાં જુવે, નરસિંહરામ રામ ગુણ ગાય.

---

શ્રેષ્ઠ જ્ઞાન અભ્યાસથી, તેથી ધ્યાનજ શ્રેષ્ઠ;
ત્યાગ કર્મ ફળ તેથી પછી, શાંતિ તેથી તુરત.

# સદ્વર્તનનો પ્રભાવ.

સદ્વર્તન મનુષ્ય જાતનો શિરોમણિ મુગટ છે. માણસની જીંદગીનું સાર્થક સદ્વર્તનથી થાય છે. સદ્વર્તન એ માણસની મોટામાં મોટી જાગીર જાણવી. 'સદ્વર્તન-વાળો માણસ' એ શબ્દોમાંજ તે માણસનો મોટો દરજ્જો રહેલો છે, અને એવા માણસો ઉપર સૌ લોકોની પ્રીતિ થાય છે. તે પ્રીતિજ એની મોટી ઇસ્કામત સમજવી. એવો માણસ ગમે તેવે ઠેકાણે પડ્યો હશે, તો પણ તે ઠેકાણાને તે પોતાની સારી ચાલથી દીપાવી મૂકશે. એવા માણસની સાંસારિક હાલત ગમે તેવી હશે, તોપણ તે પોતાની સ્થિતિને ઉન્નત કર્યા વિના રહેશે નહીં. દ્રવ્ય કરતાં સદ્વર્તનની સત્તા વધારે ચાલે છે, અને કીર્તિ મેળવવાને માટે અદેખા માણસો તરફથી જે દુઃખ વેઠવું પડે છે, તે સારી વર્તણુકવાળા માણસને વેઠવું પડતું નથી, છતાં ઇર્ષ્યા વિનાની સઘળી આબરૂ તેને મળે જાય છે. સદ્વર્તનના અંગમાં એવી સત્તા રહેલી છે, કે તેની અસર થયા વિના રહેતી નથી. કારણ કે પોતાની ઇજ્જત આબરૂ જાળવવામાં, પોતાનું પ્રમાણિકપણું અડગ ટકાવી રાખવામાં, અને એક રહેણીએ ચાલવામાં જે માણસ કસોટી ઉપર ચઢીને શુદ્ધ કંચન જેવો ઠર્યો હોય, તેનેજ સદ્વર્તનવાળા માણસની ઉપમા આપી શકાય; અને અમુક માણસમાં ઉપર જણાવેલા ટેક, સાચવટ, અને એક રહેણીના ગુણો છે એમ માલમ પડે, એટલે માણસ જાત તેને સહેજે માન આપેજ અને તેના ઉપર વિશ્વાસ રાખેજ.

વાણીમાં અને કરણીમાં એક સરખું પ્રમાણિકપણું, એજ સદ્વર્તનનું મૂળ સમજવું. વળી એક નિષ્ઠાથી સાચવટને વળગી રહેવું, એ સદ્વર્તનનું એક ખાસ લક્ષણ છે.



[illegible]
[illegible]

---

# સત્સંગનું માહાત્મ્ય.

માનવનું સુધરે મન, જો સતસંગ મળે,
જાણીને કરજો જતન, તનના તાપ ટળે.

તાપ ટળે ને પાપ બળે છે, લહે ધર્મનો મર્મ જો;
વિદ્યા વિનય વિવેક વધારે, કરતાં ઉત્તમ કર્મ.—જો સતસંગ.

પારસનો ગુણ કહે છે પ્રાણી, લોહનું કંચન થાયરે;
તે તો સારા જનની સંગે, પશુ બુદ્ધિ પલટાય.—જો સતસંગ.

કામધેનું કોઇ જુગમાં કેવી, પૂરણ કરતી કામરે;
દેવ ગાય એ દુનિયા માંહે, બ્રહ્મ વિદ્યાનું નામ.—જો સતસંગ.

કલ્પવૃક્ષ ચિંતામણિ કહીયે, આગળ હુતા એહરે;
એવા ગુણ છે બ્રહ્મ વિદ્યામાં, તમે સમજજો તેહ.—જો સતસંગ.

બાવન અક્ષર બાવના ચંદન, નહીં બીજું નિર્ધારરે;
અક્ષર પ્રભુ સર્વેની અધે, તે જાણો ઓમકાર.—જો સતસંગ.

આંખ્યો છે એ અંતઃકરણને, વિદ્યા અને વિવેકરે;
વચન પ્રકાશ વડે જો ઉઘડે, ઉપજે સુઝ અનેક.—જો સતસંગ.

કાગતણા કુકર્મ તજાવે, હંસ તણો ગુણ હોયરે;
સર્વ સાર પયપાન કરી લે, તુચ્છ તજે જેમ તોય.—જો સતસંગ.

શીલવંત જો ધર્મ આચરે, સ્વર્ગ તણા તે વાસીરે;
એવા નરની સેવા સારૂ, કરીયે તીરથ કાશી.—જો સતસંગ.

સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાયરે;
એવા નરને બાહાને બીજા, ઢોંગી ધુતી ખાય.—જો સતસંગ.

પામરને નવ હોય પરીક્ષા, છળાથી તે છેતરાયરે;
અંધો અંધ તણો કર ઝાલે, તે બંને અથડાય.—જો સતસંગ.

પેટ કાજ પાખંડી સઘળા, લે સાધુનો વેશરે;
કાગ કોકીલા સરખા રંગે, લક્ષણ ન મળે લેશ.—જો સતસંગ.

પ્રથમ પરીક્ષા પ્રીતે કરીયે, વળતી કરીયે સંગરે;
કહે છોટમ સજ્જનને મળીયે, ઉલટ આણી ઉમંગ.—જો સતસંગ.

---

અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાળુ ચાર;
ક્ષમાવાન સુખ દુઃખ સમ, નિર્મમ નિરહંકાર.

# દેવોને થયેલી ચિંતા.

## ભરતજીની બુદ્ધિમાં શારદાએ કરેલો પ્રવેશ.

આપ્યું પિતાએ તમને રાજ, કરો દેશમાં પરમાર્થ કાજ.
ચૌદ વર્ષ રહેવું મારે વનવાસ, પિતા વચન પાળવા ઉલ્લાસ.
નહિ પિતાનાં વચન લોપાય, સત્યવાન કુળ આપણું ગણાય.
સેવક કરે નહીં કદી રાજ, તમારી સેવા તણું મારૂં કાજ.
સેવા કરીશ તમારી સાથ, નહિતર મોત થાશે મારે હાથ.
પિતાનાં વચન પાળવા કાજ, વનમાં સિધાવું તમે કરો રાજ.
મુનિ વેશ મુનિનો આહાર, રહેવું બ્રહ્મચર્યે નિરધાર.
ચૌદ વર્ષ જ્યારે વીતી જાય, તમ દર્શન કરીશ રઘુરાય.
સાથે લીયો નહિંતર કરો રાજ, પ્રિય બંધુ પ્રાણુ તજું આજ.
ના કહો તો પ્રાણુ મારા જાશે, તમ વિના ઘડી નહી રહેવાશે.
વચન સુણી સુરને ચિંતા થાય, રખે રામ વનમાં નહીં જાય.
નહીં મરે અસુર ભૂપતિ, પીડા પામે છે ગૌબ્રાહ્મણુ અતિ.
સુરપતિ લાગ્યા શારદાને પાય, કરો પ્રવેશ ભરત બુદ્ધિ માંય.
જેથી રામને જાવા દે વન, સુખી થાશે ગૌબ્રાહ્મણુ હરિજન.
એને રોમે રોમે રમે રામ, નહિં થાય મારાથી એવું કામ.
શિવે બાળ્યો અનંગ અજીત, નરસિંહરામ નહીં કરે ચિંત.

## સુગ્રીવે હનુમાનજીને કરેલું ફરમાન.

સુગ્રીવે ચિતમાં સંભારી ને, બોલાવ્યા અંગદ હનુમાન;
નળ નીલ કપિરાજ ને, જાંબુવાન બળ બુદ્ધિવાન.

વીર વચન અમારાં પાળવાં, જાઓ દક્ષિણુ દેશ મોઝાર;
શોધ કરો સીતા માતનો, વળી નહીં લગાડો વાર.

તન મન ધન અરપણુ કરે, કરે હરિનું હિતથી કામ;
આ લોકમાં સુખ ભોગવે, અંતે પામે હરિનું ધામ.

અવસર આવો આવે નહીં, જપ તપ વ્રત કરે જન;
પ્રગટ પ્રભુ મળે નહીં, ભલે વેઠે વેગે ફરી વન.

રામનું કારજ કરવું, ધરવું રામનું ધ્યાન;
હુકમ ઉઠાવો મારો હેતથી, તમે બળ બુદ્ધિના નિધાન.

વીર વહેલા તમે આવશો, લઈ રૂડા સમાચાર;
મુદત આપી એક માસની, મુદત વીત્યે મરનાર.

હુકમ શિર ચઢાવીને, પ્રભુને પડીને પાય;
મુખે વાણી એમ બોલતા, જય જય તમારો રઘુરાય.

પાછળથી પવન સુત, પગે પડે વારંવાર;
નરસિંહરામના નાથ તો, જાણે એજ કામ કરનાર.

સર્વ મનોગત કામને, ત્યજે પાર્થ જ્યારેહ
રહે ખુશ પોતે આત્મમાં, આત્મજ્ઞાની તેહ.

# આત્મજ્ઞાન દશા.

અતિ ઉત્તમ આત્મજ્ઞાન દશા જેને આવેરે,
મટે દેહતણું અભિમાન, ફરી નહીં આવેરે.

વળી સંત સમાગમ નિત્ય, રૂડો કરી જાણેરે,
છેલ્લી ભક્તિમાં પૂરણ પ્રીત, મહા સુખ માણેરે.

મન માંહી સંતો સદાય, ભલી રીતે ભાવેરે,
એતો કદી ઉદાસી ન થાય, અખે સુખ આવેરે.

ચાર લક્ષણમાં જેનું ચિત્ત, તેના તાપ ટળીયારે,
એતો ત્રણે ગુણેથી અતીત, મહા પદે મળીયારે.

તજે આપોપું આઠે પોહોર, અતિશ ઉમંગે રે,
હરવેળે હરિની હોર, રહે રૂડે રંગે રે.

બાઇ, ભાઇ, કે રાગી વેરાગી, વસ્તી વનવાસી રે,
લગની જેને આ રીતે લાગી, તેને નિત કાશી રે.

ઋષિરાજની સમજે રીત, મતામત મેલી રે,
એના ઉપર પૂરણ પ્રીત, બદ્રીનાથ બેલી રે.

---

શંભુ સગુણ ઉપાસું મેં બનમે, સાતો પેખા નિર્ગુન મેરે તનમેં.
જીસ્કે કારણ ફિરૂં મેં દિવાના, સોહીનાથ મેરે દિલમે જાના.
છોડી દેહ કે ધર્મ અનિત્ય, ભયો અબ મેં ઉપાધિ રહિત.
શુદ્ધ હૃદય ભયો જબ મેરો, હુવો અનુભવ જ્ઞાન ઉજેરો.
જ્યોતિ અખંડ નિરાકાર રૂપ, જાકુ વદે સુરાસુર ભૂપ.
સુદ્ધ સત્ય નિરંજન દેવ, તીન ગુનસેં ન્યારો અહમેવ.
અબ કાયકુ ફીરૂં મેં ઉદાસી, મુજકો યહિ ગંગા ઔર કાશી.
જ્ઞાન અક્ષુસે ગુરને દિખાયા, ઠોર ઠોર વ્યાપક મેંહી છાયા.

---

આત્મ તત્ત્વ શોધોરે, જ્ઞાની જન ગોતો ઘરમાં,
બોલે તે નહીં બીજો રે, ઓળખી લેજો અંતરમાં.

વિશ્વંભર દરિયો સભર ભરિયો, માંહે રવિ શશિ તેજની જ્યોતિ,
શરા પૂરા એ જળમાં ઝંપલાવે, કોઇ મરજીવા લાવે મોતી.
પહેરે કોઇ પનોતીરે, અખંડ ચુડલો કરમાં—આત્મ૦

કાગડાં, બગલાં, હોલાં કાઢે, હરિયો તો જડે નહીં ક્યારે,
માન સરોવર માંહિ મુક્તાફળ, કોઇ હંસ ચરે તેને ચારે.
ખીર ને નીર ભેળાંરે, જુજવાં કરી પીએ પળમાં—આત્મ૦

સદ્‌ગુરૂ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ,
દરપણુમાં તન દરશે પોતાનું, એમ માંહેથી મળે મહારાજ.
પોતાને પોતે પરખો રે, ભરો સભરા ભરમાં—આત્મ૦

---

સંત મળે સાચારે, અગમની તે ખબર કરે,
ભાવે ભેટું તેને રે, સરવે મારૂં કાજ સરે.
કોને કહું ને કોણુ સાંભળશે, અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર.
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં—સંત૦

સદગુરૂએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ,
ક્યાં ક્યાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—સંત૦

## ભજન.

મુરખાની દાઢી થઇ છે ધોળી, મુરખે જોયું ન હૈયું ખોળી.
ખાંતે કરીને ખડ વઢાવ્યું, વાંહે પડી રહી પ્રાળી.
ભાવ હતો ત્યારે વેચી ન શકયો, પીઠ પડી છે મોળી. મુ૦

ઘાંચીને ઘેરે બળદ સરજીયો, ચાલ ચાલી છે મોળી.
ચાલી ચાલીને એના ટાંગારે દુખશે, મરશે કાંધળો ધોળો. મુ૦

દરીયાના બેટમાં બગલો સરજીયો, ચાંચ રાખે બહુ પોળી.
ભક્ષ ન મળ્યો ત્યારે બગલો, મુવો સમુદર ઝોળી. મુ૦

વારતાં વારતાં વારે ચઢીયો, માલ લાવ્યો છે ઓહળી.
ભોજો ભગત કહે એને મારું ભાર પડશે, તીર, બરછી ને ગોળી. મુ૦

[illegible] નિત [illegible], [illegible] [illegible] [illegible]
[illegible] [illegible] મુનિ, રે, પ્રિય ભરત [illegible] [illegible]. *

---

# શારદાએ ફેરવેલી ભરતભાઇની મતિ.

## રામચંદ્રજીએ આપેલી ચરણ પાદુકા.

કહે શારદા સુણો સુરપતિ, આજ ફેરવું ભરત ભાઇની મતિ.
જાવા હશે તો પ્રાણ મારા જાશે, ગૌ બ્રાહ્મણ સંત સુખી થાશે.
એમ કહી ધર્યું રામનું ધ્યાન, ભર્તભાઇ પાસે આવ્યાં સાવધાન.
ભરત ભાઇને વિચાર થાય, નહીં વીરનાં વચન લોપાય.
ચૌદ વર્ષ રહીશ બ્રહ્મચારી, પ્રિય બંધુ સુણો પ્રતિજ્ઞા મારી.
ચૌદ વર્ષ પછી દિન પહેલો જાય. ત્યારે મળશો તમે રઘુરાય.
નહીંતર અગ્નિમાં કરીશ પ્રવેશ. સુણો પ્રતિજ્ઞા મારી નરેશ.
મુનિ વેશ મુનિનો આહાર, રહીશ રામ અયોધ્યાથી બહાર.
રામે આપ્યો રાજરીતિનો ઉપદેશ, ન્યાય નીતિમાં રહેવું હમેશ.
ચોર સાહુકારને પારખી લેવા, ગુન્હેગારને દંડ પણ દેવા.
તમે જાણો છો ભર્ત મારા ભાઇ, સુણી વાંચી જન સુખી થાઇ.
વીરા વચન નહીં લોપું લગાર, તમે મારા પ્રાણના આધાર.
તમ વચન પાળવા પાછો જાશ, પ્રિય બંધુ રહીશ ઉદાશ.
ચર્ણ પાદૂકા તમારી જેહ, આપો સેવા કરવા મને તેહ.
રત્ન જડિત પાદૂકા રામે લીધી, લઇ ભરત ભાઇને દીધી.
ચર્ણ પાદુકા શીર ચડાવે, નરસિંહરામ છાતીમાં દબાવે

## જટાયુએ સીતાજીની આપેલી બાતમી.

અનુજ ક્રિયા કરી રૂડી રીત રે, કપિ પાસે બેઠા આણી હિત રે.
સુણો કપિ પ્રથમની વાત રે, જટાયુ ને અમે બન્ને ભ્રાત રે.
ઉડયા આકાશે જોવા સૂર્યમંડળ રે, ભરપુર જોબન ને બહુ બળ રે.
ઘણા જોજન ઉડયા આકાશે રે, અનુજ હટયો તેજ પ્રકાશે રે.
ગર્વ આણી ગયો સૂર્ય પાસ રે, તેનુ તેજ જોઇ થયો નિરાશ રે.
બળે પાંખ અગ્નિ અંગ મોઝાર રે, પીડા થાય પાડું પોકાર રે.
ચંદ્ર માં મુનિ શાંત સ્વભાવ રે, દયાવાન દીલ દરીયાવ રે.
બહુ પ્રકારે આપીયું જ્ઞાન રે, નિત્ય ધરવું ઇશ્વરનું ધ્યાન રે.
ત્રેતા યુગ રામનો અવતાર રે, નિશાચર હરશે તેની નાર રે.
તેના દૂત ફરે ગોતવા કાજ રે, સિંધુ ત્રટે આવશે કપિરાજ રે.
તેને દેખાડશો સીતા માત રે, પાંખ ઉગશે થાશો રળીયાત રે.
એટલા માટે આ સ્થળે નિવાસ રે, તમને મળવાની મારે આશ રે.
પાંખ આવી પીડા થઇ દૂર રે, મને મળ્યા હરિના હજુર રે.
ત્રિકુટ ગિરિ પર લંકા ગામ રે, તેનો રાજા રાવણ નામ રે.
તેણે હરી જનક કુમારી રે, રહે બાગમાં રામ સંભારી રે.
તે તો મારી નજરે દેખાય રે, નરસિંહરામ બેઠાં સીતા ત્યાંય રે.



જેથી લોક તપે નહીં, લોકોથી તપે જેહ;
ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રિય મુજ તેહ.

---

# ગુરૂ પરીક્ષા.

ભજો તમે સદ્‌ગુરૂ સાહેબને મનથી રે લોલ;
તો તો તમે તરી તે જાવ ભાઇ તનથી રે લોલ.
આનંદની વરસાવી જેણે વરષા રે લોલ;
જેણે કરી તમને આત્મારામ દરશા રે લોલ.
ભાઈ તને ગુરૂની કુંચી દેખાડું રે લોલ;
લક્ષણ રૂડે પ્રકારે લેખાડું રે લોલ.
પડે અજ્ઞાન તલવારના ઝટકા રે લોલ;
તોયે ખરા ગુરૂ ન જાય કદી ફટકયા રે લોલ.
હિંમત શૂરાની માને સહુ સાચી રે લોલ;
ગુરૂની દૃઢતા આગળ લાગે કાચી રે લોલ.
એઠા ધ્યાને તે દૃઢ મન ધારી રે લોલ;
ચળે નવ, વરસે તે બાર મેઘ વારિ રે લોલ.
કદી અગ્નિ ઝગે રૂપ ચાર આઠે રે લોલ;
પડે શીતડી તે ઘણે ઘણે ઠાઠે રે લોલ.
કદી ખોલડું તે બળી થાય ખાખ રે લોલ;
તોહે ધીરજની દાખે એક દાખ રે લોલ.
એવી ઇંદ્રી તે સહુ જેની કેદ રે લોલ;
જેની કાઢી નાખેલી સહુ ખેદ રે લોલ.
જેનું અડગ અચળ મન સાચું રે લોલ;
એવા ગુરૂ નહીં તેનું જાણો કાચું રે લોલ.
જેણે પરંપરાથી લીધું જ્ઞાન રે લોલ;
તે તો જ્ઞાનીઓમાં પામ્યા માન રે લોલ.
જેની બુદ્ધિ નિર્મળ જેવી આરશી રે લોલ;
બાપુ તજેલી જેણે સહુ પારથી રે લોલ.

---

ભજન સુણો તેનું રે, પ્રભુ જેહ છે જોગી;
મન જેનું નિર્મળ રે, નહીં તનના રોગી.
ઉપાધિ રહિત હે! ઈશ્વર મોટા, સ્વયં પ્રકાશ અનુપ,
આત્મારામ અખંડ સુહાગી, અજ્ઞાની કે ભૂપ;
સમાસાગર આમા રે, અજોગી અને ભોગી.—ભજન.

અનુભવાત્મક આનંદ રૂપા, અજર અમર અવિનાશ,
મોક્ષ રૂપ છો સર્વમાં વ્યાપક, આદિ પુરૂષ પ્રકાશ;
અમર અજ દેવા રે, છેલતણી છોગી.—ભજન.

આવા નામ જપે નિશદિન તો, આનંદમાં રંગરોળ,
દ્વૈત ભાવ ન મુખથી દર્શે, અદ્વૈતનો એક બોલ;
જ્ઞાની તો એહ પૂકારે, સાંખ્ય યોગ કેરા યોગી.—ભજન.

સર્વનો સાર લઇ કર્યો નિશ્ચે, આત્મારામ છે પાસ,
માળા તુળસી મનની કરી છે, ફૂલ પાન સુવાસ;
બાપુ સંત એવા રે, ભજો તો મુક્તિ હોગી.—ભજન.

મઢી જુવો એની રે, જોશો નહીં માંહી બીજું;
(એક) આપ ને પુસ્તક પડ્યું રે, ટોળું સંતનું ત્રીજું.

વસ્તીમાં વાસ કરે નવ વિઠ્ઠલ, જેજેના નવ શબ્દ,
પૂજા કરાવે નહીં પરમેશ્વર, કશામાં મન નહી લબ્ધ;
ગુરૂ એવા કોઇ રે, જોઇ હ્રદયે બીજું.—મઢી ૧.

તમે પાત્ર ન ભાળો ગુરૂજી પાસે, એક પાત્ર ધરે ગુરૂ દેવ,
પેટ પાત્ર તો રચ્યું પહેલેથી, તેની જેવી તેવી કરે સેવ;
ધન્ય ગુરૂ દેવા રે, તન મનથી રીઝું.—મઢી ૨.

પુસ્તક, સંત વસે ગુરૂ નિકટ, તેમાં નહીં સંતાપ,
આવી મળ્યું તો પુસ્તક વાંચે, શિષ્ય પૂછે તો કેડે તાપ;
જપું જાપ તેનો રે, બીજા પર હું ખીજું.—મઢી ૩.

ધન જોઇએ નહીં સેવા કાજે, મન જોઇએ નિશ્ચિંત,
પ્રશ્ન પૂછે તેની કથા ચલાવે, નિર્મળ થાય જેમ ચિત;
બાપુ સંત એવા રે, ઢોંગીને જોઇને સીજું.—મઢી ૪.



ઉદાસીન, શુચિ, દક્ષ વળી, મત વ્યથ નિસ્પૃહ તેહ;
ત્યાગી સર્વ આરંભનો, પ્રિય ભકત મુજ તેહ.

# ભરતભાઇનો વિલાપ.

ભરત ભાઇ કહે પ્રિય સાંભળો, દુખનો દરીયો ભરીયો ભરપુર જો;
એ આવીને અંગમાં મારા ઉતરીયો, લોચન ગયા પછી ઉગે જેમ સૂર જો.—ભ.
ધન્ય ધન્ય ભાગ્ય લક્ષ્મણ ભાઇનાં, અહોનિશ સેવા તણું લિયે સુખ જો;
અભાગણીના ઉદરમાં અવતર્યો, વીરાં વિજોગે દોહલું પામીશ દુઃખ જો.—ભ.
ચૌદ વર્ષે વીરા વેલેરા પધારશો, નહિંતર અગ્નિમાં કરીશ પ્રવેશ જો;
પ્રતિજ્ઞા મારી પ્રભુ તમે પાળશો, યાદ રાખશો અયોધ્યા નરેશ જો.—ભ.
નિરઅપરાધીને માર મારવો, શરણાગતનો કરવો ત્યાગ જો;
એહ પાપ આવજો મારા અંગમાં, જો નહીં મેલું શરીર મારાને આગ જો.—ભ.
માત પિતા ધર્મ ગુરૂ દેવ આપણા, ત્યાગ કરે જે જે પાપ થાય જો;
તે સર્વે રહેજો મારા જીવમાં, અવધ્ય વિત્યે ન મળું જો રઘુરાય જો.—ભ.
વચન આપી ફરીજનાર ને, ચોરી વ્યભિચારી કરનાર જો;
નોકરી કરીને ધણીનું બુરૂં વાંચવું, એવાં પાપ આવજો અંગ મોઝાર જો.—ભ.
પ્રતિજ્ઞા મારી પ્રભુ જૂઠી નહીં પડે, જીવન મારા આપશો જીવિત દાન જો;
નરસિંહરામના નાથ વેલા વળજો, આઠે પોહોર ધરીશ તમારૂં ધ્યાન જો.—ભ.

## હનુમાનજીનું પરાક્રમ.

હાંક મારી બોલ્યા હનુમાન, હિંમત હૈયે હવે ધારીરે.
શત જોજન સિંધુ તૃણ સમાન, હિંમત હૈયે હવે ધારીરે.
કર્યું શૈલ જેવડું શરીર, હિંમત હૈયે હવે ધારીરે.
મારે માથે ધણી રઘુવીર, હિંમત હૈયે હવે ધારીરે.
સુણો સુણો યુવરાજ આજ, હિંમત હૈયે હવે ધારીરે.
કરવું મારે રાજા રામનું કાજ, હિંમત હૈયે હવે ધારીરે.
આજ અસુરની રાણી રંડાય, હિંમત હૈયે હવે ધારીરે.
નહીં જાણુશો અભિમાન જરાય, હિંમત હૈયે હવે ધારીરે.
લઇ લંકા નાખું સિંધુ મોઝાર, હિંમત હૈયે હવે ધારીરે.
મારૂં રાવણને એક ઠાર, હિંમત હૈયે હવે ધારીરે.
એકને હાથે અનેક મરનાર, હિંમત હૈયે હવે ધારીરે.
નહીં જીવે અન્યાય કરનાર, હિંમત હૈયે હવે ધારીરે.
લાવું સીતા માતને રામ પાસ, હિંમત હૈયે હવે ધારીરે.
આજ અસુર થાશે નિરાશ, હિંમત હૈયે હવે ધારીરે.
મારી ભુજાનું જાણું જોર, હિંમત હૈયે હવે ધારીરે.
નહીં જીવે વૈરી આગળ ઠોર, હિંમત હૈયે હવે ધારીરે.

મારે લેવું રાજા રામનું વેર, હિંમત હૈયે હવે ધારીરે.
આજ થાશે લંકામાં કાળો કેર, હિંમત હૈયે હવે ધારીરે.
આજ અસુરની પડશે રાત, હિંમત હૈયે હવે ધારીરે.
આજ થયો સુરનો પ્રભાત, હિંમત હૈયે હવે ધારીરે.
આજ દેવેં દેશે નગારે ધાય, હિંમત હૈયે હવે ધારીરે.
આજ અસુરનાં વાજાં બંધ થાય, હિંમત હૈયે હવે ધારીરે.
બાળ બ્રહ્મચારી હોય મારૂં અંગ, હિંમત હૈયે હવે ધારીરે.
નરસિંહરામ રાખું રૂડો રંગ, હિંમત હૈયે હવે ધારીરે.

## ઋષિરાજની શીખ.

માયા માયા કરતો મૂરખ, કામ કરી નવ બેઠો રે;
સંત સભામાં સ્નેહ નવ રાખ્યો, પાપ સભામાં પેઠો રે.
અલ્પ જીવનની આશા લાંબી, કૌતક આતે કેવું રે;
ફાંસી દેતાં ચઢ્યું ફુલેકું, આ જગનું સુખ એવું રે.
તરૂવર ઉપર મધનું ટીપું, જીભડી જૂદી થાશે રે;
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશે રે.
કીડા વલુંદ્યું કુતરૂં દોડે, જંપે નહીં તે જરીયે રે;
વિષય વળુદ્યો વળખા વેણે, ડુબ્યો દુઃખને દરીયે રે.
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલે રે;
ઝડપ કરીને મનીએ ઝાલ્યો, ફાડી કાળજ ફોલે રે.
ભાદરવાનો ભીંડો તેતો, વિલાઇ જાશે વહેલો રે;
ધન જોબનના ધમધમાટમાં, ગર્વ કરે તે ઘેલો રે.
ખારા રણમાં ખૂટલ પ્રાણી, મૃગજળ દેખા મોહ્યો રે;
ઋષિરાજની શીખ ન રાખી, અજગર આંચળ દોહયો રે.
માથા ઉપર મોત ભમે છે, પડાક પકડી જાશે રે;
મનનાં ધાર્યાં મનમા રહેશે, અવળ પડશે આશે રે.
કયાંથી આવ્યો કયાં જવાનો, તપાસ કરને તેનો રે;
શોધી કાઢને સદ્ગુરૂ જોશી, ઉકેલ પાડે એનો રે.
સો મણ તેલે સુઝ પડે નહીં, છતે દીવે અંધારૂં રે;
જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં, વળગ્યાં હું ને મારૂં રે.
ડહાપણુ બધા જગનું ડોહોળ્યું, નજર નિમંળી નાખી રે;
વાટે ઘાટે વહતો હેંડયો, ફોગટ ફજેતી ફાવી રે.
અખોરિયાને સુઝ ન આવે, ભટકે ભૂંડે ઠામે રે;
વંઠેલ જીવને વિચાર નાવે, કરતાં કાળુ કામે રે.

આન પૂંછડી સોયે વરસે, કાઢી તોયે વાંકી રે;
ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભૂંડી વાણી ભાખી રે.
કાશી જાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગૈ વહાલી રે;
ઋષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલી રે.
અનંત જન્મનું અજ્ઞાન વળગ્યું, દેખ્યા દુઃખના દહાડા રે;
સ્વપ્ને સાચા સદ્‌ગુરૂ ન મળ્યા, વંઠલ મળીયા વાંઢા રે.
એ માટે આથડે અભાગી, ચોરાશીને આંકે રે;
અશુભ કર્મનો પાર નહીં આવ્યો, છળમાં હજીએ છોકે રે.
કોઇક પુણ્યના જોગે કરીને, નરતન મળિયું નાવ રે;
ખેવટીયાને ખોળી જુવે તો, લાખેણો છે લાવ રે.
રસ્તે જાતાં રતન ચિંતામણુ, મળીયું જેને માણી રે;
ભીખારણુ થૈ સ્વપ્ને ભોગી, રાજા કેરી રાણી રે.
જાગી જુવે તો ઝુંપડી દીઠી, એઝલ ન મળે એકે રે;
મનખા ટાણું મટી જશે તો, દુઃખના દરિયા દેખે રે.
અકરમીને અમૃત લાધ્યું, પીતાં આળસ આણી રે;
ઢળી ગયું ને રૂવે ધ્રુસકે, કામ થયું ધૂળ ધાણી રે.
આ ભવ હારે એતો એવો, ભાગ્ય વિના ભમરાળ રે;
ઋષિરાજ કહે ચેતીને રહેજે, કોપી રહ્યો છે કાળ રે.
ખટ જોજનની ખેપ કરીને, ગોધે પેંચી ઘાણી રે;
સદ્‌ગુરૂ વિના સાધન શીખ્યો, પથ્થર ઉપર પાણી રે.
દમડા માટે દેશ વિદેશે, ચિંતા લઇને ચાલે રે;
ઉંટ હોઠની આશા જેવી, શિયાળુવાને સાલે રે.
દેશ ભુલી ને અવળે દેશે, ધમ ધમ કરતો ધાયો રે;
મનમાં જાણે મંજલ કરૂં છું, દેખીતો છે ડાહ્યો રે.
પરગામ જેને છોભો પડીયો, પનોતી પગને પૂણી રે;
સદ્‌ગુરૂ કેરા સંગ વગર તો, અક્કલ કહેવી ઉણી રે.
સાધન કરતાં ખાશી વીત્યાં, સમજણુ હજી અધ છેટે રે;
અંતર દૃષ્ટિ જરા ન આવી, ભગવત કયાંથી ભેટે રે.
ચતુરાઇમાં શિદને ચમકે, સુગરી તુજથી સારી રે;
મધનો પૂડો માંખ બનાવે, જાળી જગથી ન્યારી રે.
રામ ચરણુમાં રઢ નવ લાગી, ફાંફાં મારીં ફોક રે;
ઋષિરાજની શીખ રાખજે, સમાધ જાશે શોક રે.

રહિત રંગ રાગ ને વળી, માન અપમાને આપ;
શત્રુ મિત્ર, શોકાભ્યુદયમાં, સુખ દુઃખે નિરધાર.

---

# ભરતભાઇની વિદાયગીરી.

## વલ્કલ પહેરીને રામ રટણ.

સૈન્ય સહિત પાછા વળ્યા, ભરત શત્રુઘન વીર;
કૌશલ્યા આદિ માત છે, ગુરૂ વશિષ્ઠ ગુણ ગંભીર.

સર્વેને અયોધ્યામાં રાખીને, કહીને યથા યોગ્ય કામ;
માતા ગુરૂની રજા લઇને, ભર્ત ગયા નંદી ગામ.

સુંદર સિંહાસન બનાવીને, રામ પાદુકા ધરી પ્યાર;
પધરાવી સિંહાસન ઉપરે, ભર્ત ભાઇ કરે નમસ્કાર.

પુષ્પ ધૂપથી પૂજન કરે, કરે આરતિ ધરીને ઉમંગ;
વલ્કલ વસ્ત્ર પહેરીને, બ્રહ્મચર્ય રાખે અભંગ.

ફળ ફૂલના આહાર કરે, ધરે રામનું અહોનિશ ધ્યાન;
પાદુકા સેવે પૂરા પ્રેમથી, મેલી મોટપ ને માન.

શિવ કહે શિવા સાંભળો, થઇને બહુ રળીયાત;
જન્મ મરણ જોખમ મટે, રામ ચરિત્ર પરમ ઉદાર.

રામ રામ રટણ કરે, ધરે શ્રી રામનું ધ્યાન;
નરસિંહરામ એવા નર તો, ગણવા દેવ સમાન.

## રામ ભકત વિભીષણ.

વિભીષણ વિપ્ર જોઇને, ઉર આનંદ નહી માય;
અર્ધ રાત્રે મળ્યા એકઠા, મોટા મુનીશ્વર જગરાય.

ભવ બ્રહ્મા વિષ્ણુ વળી, જગ કારણ તારણ નાથ;
તેમાંથી તમે કહો કોણ છો, કરગરી કહું જોડી હાથ.

મનવૃત્તિ ખેંચાય માહરી, પ્રીત પૂર્વની જણાય;
ચમક જોઇ લોહ ચળે, તેમ જીવ મારો જોડાય.

સેવક સદા રાજા રામનો, રાજા રામનું કરવા કામ;
જગત જનેતા જડે નહીં, ફરૂં ગોતવા તમારૂં ગામ.

હનુમાન મારૂં નામ છે, મર્કટ અમારી જાત;
સુગ્રીવ રાજા અમ તણો, કહો આપનું વૃત્તાંત ભ્રાત.

વિભીષણ મારૂં નામ છે, પ્રગટ પ્રભુ ભજનાર;
દાંત વિષે જીભ જેમ રહે, તેમ અસુરમાં રહેનાર.

અશોક બાગ બહુ શોભતો, તેમાં રહે સીતા માત;
અશોક વૃક્ષ આગળે, કરે બહુ કલ્પાંત.

રટણ કરે રાજા રામનું, રામ વિના નહીં બીજું ધ્યાન;
નરસિંહરામ નિર્ભય રહે, તજી ખાન અને પાન.

સમ નિંદા સ્તુતિ, મૌની વળી, સંતોષી [illegible] જેહ;
રહિત વાસગૃહ સ્થિરમતિ, ભક્તિમાન [illegible] તેહ.

# જ્ઞાન વાટિકા.

અહો હો હો! શી પરમ પ્રભુની લીલા વિસ્તરી રહી છે! આ પત્રે પત્રે પરમાત્મા બિરાજી રહ્યો છે! વૃક્ષે વૃક્ષે વિશ્વવિહારી વસેલો છે! પુષ્પમાં જનાર્દન બિરાજે છે! મોગરામાં મધુસૂદન મહેકી રહ્યો છે! આહ આહ આહ! જ્યાં જોઉં છું ત્યાં મારો વહાલો કનૈયો રમી રહ્યો છે! એ પરમાત્મા વિશ્વપતિને હું પ્રણામ કરૂં છું.

ભજ ભાવ રાખી ભગવાન નામ, સૌ થાય સહ તો સફળ કામ;
દિલ શુદ્ધ રાખી જો થાય દાસ, પ્રભુ દૂર છે નહીં, છે તુજ પાસ.
તું જીવ સર્વને મિત્ર જાણ, પૂર્ણ પ્રકાશથી પ્રેમ આણ;
ભીતરથી તોડ તું વેર ભાવ, તજ દ્વેષ ક્લેશકારી બનાવ.

---

ક્ષમા રૂપિયું ખડગ ધરી, ધરી ધીરજની ઢાલ;
દુર્ગુણ રૂપિ દુશ્મનોને, ઝપટ જીતવા ચાલ.

શુદ્ધ અંતઃકરણ રાખી કોઇ પણ કાર્ય કરવાથી પ્રભુના પ્રેમને પમાય છે.

વિવેક વડો વિદ્યા થકી, તનથી વહાલી લાજ;

કાજળથી કાળો કપુત; દાન દૂધની ઉજળું; નમ્રતા નિર્મળ નીર થકી; અજ્ઞાન નિશાથી ઘોર; ગુણ આભૂષણથી ભલો; દાન થકી રૂડી ક્ષમા; ક્ષત્ર (હાતી) ભલો બ્રાહ્મણ થકી.

જેને ભેદભાવના સિદ્ધ છે, તેના હાથમાં ગિરનારની અમર કૂપી છે, અને હિમગિરિના મહાત્માના શિષ્ય સુવિચાર શર્માનો સ્પર્શ મણિ છે. તે જે ઇચ્છે તે મેળવવા સમર્થ છે. ધારે તે કરવાને બળવાન છે. જેને સમષ્ટિનું આ ગૂઢતત્ત્વ સમજાયું છે, તે શી રીતે અસમર્થ હોય!

સમુદ્રનું પાન કરવું સહેલું છે. મેરૂને ઉખેડીને મહાસાગરના તળીયામાં ડુબાવી દેવો સહેલ છે, દાવાનળનું પ્રાશન કરવાને પણ જીવ સમર્થ થઇ શકે છે; પણ ચિત્તનિગ્રહ કરવો એ બહુજ વિષમ છે. એટલા માટે પ્રત્યેક જીવે શ્રી હરિના રૂપમાં લીન બની, પ્રાણ જેવા બળને નિગ્રહ કરી, વૈરાગ્ય આદિ સાધનો પ્રાપ્ત કરવામાં મચ્યા રહેવું અને ચિત્તજય કરવો. હરિ

ન્યાય દર્શનના મતાનુસાર સંસાર દુઃખમય અને અશાશ્વત (ક્ષણભંગુર) છે. સુખ પણ ગૌણ રૂપે દુઃખાનુસક્ત છે, એટલે દુઃખનોજ અંશ છે.

[illegible]
[illegible] પામે પ્રીતિથી, મુજ ભક્તિ [illegible] તેહ.

# ઉદ્ધવ ગીતા.

## ગોપીઓની પ્રેમ ભક્તિ.

સુણી ઓધવ ગોપીની વાણી રે, બોલ્યા ઉર ધરી સારંગપાણિ રે.
પ્રેમે ભીનાં તમારાં વચન રે, સુણી મગન થયું મારૂં મન રે.
તમને દર્શનની ઘણી પ્યાસ રે, પૂરી કરશે મોહન સર્વ આસ રે.
મુને કહ્યો છે શ્રીકૃષ્ણે સંદેશ રે, તમને અતિ સુખનો ઉપદેશ રે.
તમે સર્વે કૃતારથ માત રે, પૂજ્યાજોગ સૌને સાક્ષાત રે.
વાસુદેવ પ્રગટ પ્રભુ જેહ રે, તે શું તમને છે અચળ સ્નેહ રે.
તપ હોમ ને જપ વ્રત દાન રે, ગ્રંથ પઠન ને સંયમ ધ્યાન રે.
કરી સાધન અનંત અપાર રે, ભક્તિ કૃષ્ણની સાથે ઉદાર રે.
પરમાત્મા કૃષ્ણને સંગ રે, પ્રેમ ભક્તિ છે તમને અભંગ રે.
પ્રેમ લક્ષણા ભક્તિ છે સાર રે, માગે મુનિવર વારંવાર રે.
પતિ પુત્ર સ્વજન ધન ધામ રે, દેહાદિકથી થયાં નિષ્કામ રે.
સર્વે ત્યાગી વર્યા ગિરધારી રે, થઇ છે ત્રિભુન જીત તમારી રે.
તમે પ્રભુમાં દેખાડી છે પ્રીત રે, મુને કીધો છે પરમ પુનિત રે.
મુક્તાનંદને વહાલે કર સાઇ રે, સર્વે કમળા સમાન છે બાઇ રે.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

દેખુંછ દેવો તમ દેવ દેહે, બીજાં બધાં પ્રાણી વિશેષ જેહે.
બ્રહ્મા વળી જે કમળાસની તે, સર્પો બધા દિવ્ય ઋષિ વળી જે.

---

સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખે રે.
પ્રીત સહિત નિત્ય નેહ ધરી, હરિ રૂપ હૃદયામાં રાખે રે.
કોય કહે સુધા રહે સિંધુમાં, કોય કહે શશીમાં છે સહી રે.
કો કહે વનિતા વદન રહે, જ્યમ કહે છે ત્યમ વાત નહીં રે.
સાગરમાં હોય તો ન હોય ખારો, શશિકળા કયમ ઝાંખી હોય રે.
પિયુ પ્રેમદાને વદન વસે તો, પતિ પોતાનો નાશ ન હોય રે.
પ્રેમ પિયુખ મુખ વસે વૈષ્ણને, પ્રેમ ધરે તેને રસ પાય રે.
કહે પ્રીતમ પીતાં હોય અમર, જનમ મરણનું જોખમ જાય રે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

અંતર સુખી આરામિ જે, અંતર દૃષ્ટિ સાર;
બ્રહ્મ સ્થિત તે મોક્ષને, પામે છે નિરધાર.

અંતરમાં સુખ જેને, અંતરમાં વિશ્રાંતિ જેને, અંતરમાં જ્યોતિ (જ્ઞાન પ્રકાશ) જેને, તે યોગી (ચિત નિગ્રહવાળો) બ્રહ્મરૂપ થઇ બ્રહ્મમાં લીનપણું પામે છે.

# જ્ઞાન વાટિકા.

બાહ્યવારની અનેક પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહ્યા છતાં પણ વિશ્વમાં વિહરતા પ્રાણીના હૃદયમાં એક જાતની નૂતન ભાવના, કોઈ પણ સમયે, એકાંતમાં, કે દોડ ડાહી દુનિયાની દોડા દોડમાં પણ પ્રગટ્યા વગર રહી શકતી નથી. આ દુઃખદ સંસારની રાગ દ્વેષ અને કલેશવાળી સ્થિતિનો ત્યાગ કરી, કોઈપણ ઉચ્ચત્તર સ્થિતિમાં પ્રવેશ થાય તોજ જન્માનું સાર્થક છે.

આ દુનિયામાં આપણી સ્થિતિ ગમે તેવી ગરીબ હોય, તો પણ જો આપણે સરળ, પ્રમાણિક અને સારી રીતે ચાલીયે તો આપણા મનમાં જે શાંતિ રહે છે, તે શાંતિ, દુનિયાના બીજા કોઇપણ સુખથી પ્રાપ્ત થતી નથી. અથવા નાશ પામતી નથી.

રાક્ષસો (દુષ્ટો) ની દુનિયા વચ્ચે નૈસર્ગિક દૈવી સંપત્તિના ઉપાસકનું વલણ રાખનાર પ્રહ્લાદનો વિજય જમાનાઓને દૃષ્ટાંત લેવા લાયક પાઠ ભણાવી રહ્યો છે. સંસ્કાર જન્ય પવિત્ર તરંગ, અને જન્મ પ્રતિ જન્મમાં મેળવેલ સંપત, ગમે તેવા સંયોગોમાં દૈવી બળના અધિકારી બનાવે છે.

મનુષ્ય જો ઘરમાં પણ જીતેંદ્રિય થઇને પરબ્રહ્મના સ્વરૂપમાં નિમગ્ન રહે તો ગૃહસ્થાશ્રમ પણ તેનું કલ્યાણ કરે છે. ઇંદ્રિયોને તથા કામાદિક શત્રુઓને જીતવા માટે ગૃહસ્થાશ્રમ રૂપિ કિલ્લામાં રહીને ધીરે ધીરે પ્રયત્ન કરવો એજ સર્વથા ઇષ્ટ, પ્રથમ, અને ઉત્તમ કર્તવ્ય છે. પરમાત્માની સર્વ આજ્ઞાઓનું પાલન કરતો જે મનુષ્ય આ પ્રમાણે પોતાનું કાર્ય સાધી લે છે, તેનેજ ભગવાનનો ભક્ત જાણવો.

આનંદજ પ્રેમનું પ્રતિફળ છે, અર્થાત્ જ્યાં આનંદ નથી, ત્યાં પ્રેમ પણ નથી. તમે જ્યારે પોતાના પતિ ઉપર, પોતાની પત્ની ઉપર, સર્વ જગત્ ઉપર, અને બ્રહ્માંડ ઉપર પ્રેમ કરવાને તૈયાર થશો, ત્યારે તે પ્રેમથી તમને કોઈ પણ પ્રકારના શોક કે સંશયની બાધા થનારી નથી. તેમ કરતાં જો તમને સ્વાર્થની ભાવના ન થાય, તો તમે સર્વથા અલિપ્ત સ્થિતિમાં છો એમ સમજવું.

કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, મત્સર, આશા, તૃષ્ણાનો જડ મૂળથી ત્યાગ કરો. તેમજ અક્રોધ, વૈરાગ્ય, જીતેંદ્રિયપણું, નમ્રતા, ક્ષમા, દયા, શાન્તિ, સમતા, અમાત્સર્ય (દ્વેષ રહીતપણું) આ સદ્ગુણોનું ગ્રહણ કરો. એજ તમારે માટે મોક્ષ છે.

[illegible]

# ઓધવજીનો સંદેશો.

તમે સાંભળો મારી વાત રે, કહ્યું શ્રીમુખે જે સાક્ષાત રે.
લાગ્યો હરિનો સંદેશો હું એહ રે, સુણો એક મને કરી સ્નેહ રે.
હું છું હરિનો ઐકાંતિક દાસ રે, સદા રહું છું શ્રીકૃષ્ણની પાસ રે.
મને પૂછવામાં ન કરશો લાજ રે, તમ સારૂ મોકલ્યો છે મહારાજ રે.
તમને કહ્યું છે શ્રીકૃષ્ણજી એમ રે, સર્વે સાંભળજો કરી પ્રેમ રે.
મારો સર્વે પ્રકારે વિજોગ રે, તમને થયો નથી સંજોગ રે.
જેમ પંચમહાભૂત છે જેહ રે, વ્યાપ્યા સર્વે આકારમાં તેહ રે.
મન ઇંદ્રિયો પ્રાણમાં એક રે, હું છું વ્યાપક સમજો વિવેક રે.
મારા તેજમાં સર્વે આકાર રે, સર્જું પાળું હરૂં બહુ વાર રે.
માયા ગુણને હું પ્રેરી કરાવું રે, સર્જું વિશ્વ બંધમાં ન આવું રે.
હું છું સર્વેમાં સર્વથી ન્યારો રે, જાણો મુજ થકી સર્વ પસારો રે.
મુંમાં મનડું બંધાણું છે જેનું રે, સહિજે સિધ્યું કારજ સર્વે તેનું રે.
મુંમાં મન દૃઢ બાંધવા કાજ રે, વસે વનમાં તજી સુખ સાજ રે.
મુક્તાનંદના નાથની વાણી રે, સર્વે ઉર ધરો પરમ શાહાણી રે.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

અનેક બાહુ મુખ નેત્ર પેટ, દેખું તમોને બહુ રૂપ નેટ;
ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ, દેખું ન આદિ મધ્ય અંત રૂપ.

---

આનંદ કારી અચલ વિહારી, ગિરિવર ધારી ગોકુલ ચંદ રે.
સુખ સાગર નાગર ગુણ આગળ, ગોપીવર ગોવિંદ રે.
ઇંદ્ર કમળભૂ શેષ સનકાદિક, નિગમ નિરંતર ગાય રે.
અગમ અપાર હરિનો મહિમા, કોણે કળ્યો નવ જાય રે.
ચિંતામણિ સુરધેનુ કલ્પતરૂ, જે સેવે શુદ્ધ ચિત્તે સાર રે.
રિદ્ધ સિદ્ધ મુક્તિ ચતુરધા દાસી, સુખ રાશિ હરિનામ ઉદાર રે.
પાપ તાપ દીનના ટાળે, અખંડ અભેપદ પામે રે.
કહે પ્રીતમ પ્રભુ નામ સમરતાં, અનેક આપદા વામે રે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

ક્ષીણ પાપ, સંશય રહિત, વળી મન વશ કરનાર;
ઋષિઓ પામે મોક્ષને, સર્વ તણા હિતકાર.

ક્ષીણ થયાં છે પાપ જેનાં, ભેદ બુદ્ધિરૂપ સંશય છિન્ન થયા છે જેના, વશ કીધાં છે ચિત્ત જેણે, એવા પ્રાણી માત્રને માટે હિતમાં રાચનારા તે ઋષિઓ બ્રહ્મ નિર્વાણ પામે છે.



# જ્ઞાન વાટિકા.

જો હૃદય પવિત્ર હોય તો શત્રુ મિત્ર બને છે, વાઘ પણ ફાડી ખાતો નથી, અને સર્પ ડંસ કરી શકતો નથી. આવા પુરૂષ સમીપ ઝેર, અમૃતમાં રૂપાંતર પામે છે, અને બીજાને અઘટિત જણાતું યોગ્ય બની જાય છે. વળી દુઃખ આનંદનાં સઘળાં પરિણામો ઉત્પન્ન કરે છે, અને ક્રોધાગ્નિની જ્વાળાઓ શીતળ બને છે. સર્વ મનુષ્યો તેને જીવની પેઠે ચાહે છે. કારણ કે પ્રત્યેક હૃદયમાં એકજ તત્ત્વ વિલસે છે. વૃદ્ધો કહે છે કે નારાયણ જ્યારે આપણા ઉપર આશીર્વાદ અને કૃપા પ્રસાદો વરસાવે છે, ત્યારેજ ફક્ત આપણને આવા અનુભવો થાય છે.

પ્રાકૃત મનુષ્યોના સદ્ વિચાર, તપેલી લોઢી પર પડેલા જળના કણ જેવા છે. તે કણને ઉડી જતાં વિલંબ લાગતો નથી, તેમ સદ્ વિચારને નાશી જતાં વાર લાગતી નથી.

ક્રિયા માત્રનું મૂળ વિચાર છે. વિચાર અને ક્રિયા એ મનરૂપી વૃક્ષનાં મૂળ છે. ભય, શોક, ચિંતા, આદિના વિચારો શરીરને જડ કરનારા છે. એથી ઉલટું આશા, નિર્ભયતા, ઉત્સાહ વિગેરેના વિચારો શરીરને ચૈતન્યમય કરનારા છે.

સ્ત્રીનો સોહાગ પતિવ્રતાપણું એ છે. પુરૂષનો સોહાગ પત્નીવ્રતપણું છે. જેમ પોતાનો પતિ ગુજરી જતાં સ્ત્રીને વૈધવ્ય આવે છે (અભાગી થાય છે), તેમજ પોતાના પતિને મૂકીને પરપુરૂષનો સંગ કરે છે, તે સ્ત્રીનો પતિ જીવતા છતાં તેનો સોહાગ ઉતરી જાય છે. અર્થાત્ અનેક દુઃખો તેને આવીને હાકમાર કરે છે. તેજ પ્રમાણે પુરૂષે પરસ્ત્રી સંગ કરવાથી તેની પણ તેજ દશા થાય છે. (અર્થાત્ અભાગ્યો બને છે.)

ઉપરથી તલવારની ધાર જેવા, અને ક્રૂર વિકરાળ સર્પ જેવા, પરંતુ અંદરથી સાક્ષાત્ દ્રાક્ષના માધુર્યનો પાઠ આપનાર ગુરૂ જેવા અવર્ણનીય સજ્જનોનો જય જય કાર છે.

દુરીજન કી કરૂણા બુરી, ભલો સજ્જન કી ત્રાસ;
સૂરજ જબ ગરમી કરે, તબ બરસન કી આસ.
સત્ સંગત મેં ચઢ્યો રી—જગમેં [illegible] કહાયો;
મન કછુ નહીં પલટાયો—[illegible] પાયો [illegible]

[illegible]

## શ્રી કૃષ્ણ વચન.

વળી કૃષ્ણજી કહે છે વચન રે, સર્વે સાંભળજો એક મન રે,
મન મુજમાં આરોપવા કાજ રે, ત્યાગી સેવે છે સંત સમાજ રે.
સાંખ્ય યોગ વેદાંત વિચાર રે, તપ ત્યાગ દમાદિ પ્રકાર રે.
સર્વે મન વશ કરવાને એહ રે, તેમાં લેશ નથી સંદેહ રે.
જેમ નદીઓનો સિંધુમાં અંત રે, રહેણિ મનના નિરોધ અજંત રે.
વસ્યો તમથી હું વેગળો જ્યારે રે, વધ્યો પ્રેમ અપાર તમારે રે.
પ્રેમે મન તો રહ્યાં મારી પાસ રે, તમને એજ સમીપ નિવાસ રે.
મું માં મનને બંધાવાને પ્યારી રે, વસ્યો વેગળો સમજી વિચારી રે.
જ્યારે દૂર પતિ જેનો જાય રે, તેનું મન પિયુ સંગ પ્રોવાય રે.
તેવો દૃષ્ટિ ગોચર પતિ સંગે રે, નોય વનિતાના માનને પ્રસંગે રે.
સુણો ગોપિકા મનડાં તમારાં રે, મારા રૂપથી રહે નહીં ન્યારાં રે.
એવો કીધો ઉપાય મેં સાર રે, તમે લેશોમાં અવળો વિચાર રે.
વ્રજ વનિતા તો પ્રાણ છો મારા રે, ગુણ ભૂલું ન લેશ તમારા રે.
મુક્તાનંદનો વહાલો જાણ રે, મીઠું બોલી હરે મનના પ્રાણ રે.

### અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

ગદા વળી ચક્ર મુકુટવાન, ચોમેર તેજી બહું કાંતિમાન;
દેખું અનિરીક્ષ વળી અમેય, પ્રદીપ્ત અગ્નિ રવિપેઠ એય.

---

ઓરા આવો ને સુંદર શ્યામ, એકાંતે મળીયે રે;
વહાલા દીન જાણીને દયાળ, અઢળક ઢળીયે રે.
વારી મૂરતિ તમારી માવ, વસી દીલ મોરે રે.
હું તો જોઇને થઇ ગુલતાન, ફુલો ફેરે તોરે રે.
વહાલા તમને મળ્યાના છે કોડ, કરીયે વાતું રે.
વાલા તમ વિના પળ એક, નથી રેહેવાતું રે.
તમે દીલડાના દરિયાવ, કે છેલ છોગાળા રે.
મારા મનના માન્યા મોરાર, છો મરમાળા રે.
આવી તમ સાથે અલ બેલ, પ્રીત બંધાણી રે.
મુખ લાવણ્યતા જોઈ માવ, હું લોભાણી રે.
તમે મોટા થઇ મહારાજ, શું લલચાવો રે.
વહાલા બ્રહ્માનંદના નાથ, હસીને બોલાવો રે.



[illegible]

# જ્ઞાન વાટિકા.

મહા પુરૂષોના યત્નની સિદ્ધિ તેમના સત્ત્વ (શુદ્ધ સાત્વિક મનોબળ) ઉપર આધાર રાખે છે, સાધન ઉપર નહીં.

સ્ત્રીના સંગી છતાં શ્રીકૃષ્ણ બ્રહ્મચારી ગણાયા છે, અને તેથી રામ કૃષ્ણના ઇશ્વરત્વમાં તમને વ્યામોહ તથા ભ્રમ સ્ફુર્યા કરે છે. પણ સદ્‌વિવેકીઓ જાણે છે કે રામ અને કૃષ્ણ તેમની આ સ્થિતિમાં માત્ર તમારી જીવત્વની વ્યવહારિક દષ્ટિએજ બન્યા હતા. ઇશ્વરત્વ (તત્ત્વ) દષ્ટિએ તો તેઓ નિર્લેપ, નિઃસંગ, અને અવિક્રિય હતા.

ઇશ કોટિમાં શ્રી રામ, કૃષ્ણ, શંકરાચાર્યાદિ—લીલા વિગ્રહો.

શ્રી વસિષ્ઠ, મન્વાદિ અદષ્ટ વિશેષ જન્મ તનુઓ—સ્વભાવત જ્ઞાન.

શ્રી શુકદેવ વામદેવાદિ યોગી મહાત્માઓ—ગર્ભમાંજ જ્ઞાન.

જીવ કોટિમાં પણ ધ્રુવ પ્રહ્લાદાદિ પુરૂષ વરો—કિશોર વયમાંજ જ્ઞાન.

જીવ કોટિમાં હસ્તામલકને આત્મસાક્ષાત્કાર થયો હતો. ઇશ્વરાદિ ઇશ કોટિમાં તથા તે ઇશના ભૂલોકમાં પ્રાદુર્ભાવ પામેલા તનુઓમાં, જ્ઞાન, સ્વભાવસિદ્ધ હોય છે. એ વિષયમાં યોગીઓનો અનુભવ તથા સત્‌શાસ્ત્ર પ્રમાણ છે.

યથાર્થ જ્ઞાન થવામાં વિષયો પ્રતિ વિરાગ, એ પ્રથમ અને અનિવાર્ય સાધન છે. તમને સમજાશે કે અંતર તથા બાહ્ય ઇંદ્રિયોની ધમધમાટ બંધ પડે છે, અને તમે એકાગ્રતાવાળી શાંત સ્થિતિમાં આવો છો, ત્યારે આત્મામાંથી જે સ્ફુરણ થાય છે, તે કેવળ સત્યથી પૂર્ણ હોય છે.

સુખના સ્વર્ગમાં આરોહણ કરવાની નીસરણી એકજ છે. અને તે મન, વાણી, તથા શરીરનો વિશુદ્ધ આચાર છે. આ નીસરણીએ ચઢવાનું કાર્ય બહુ કઠીણ છે. તેનાં પગથીયાં સરળ નથી. કોઇ ઠેકાણે, તો કોઇમાં આખો પગ ગરકી જાય એવાં મોટાં મોટાં ગુપ્ત બાકાં છે. સહજ બિસાવધ રહેતાં, ચઢનારનો પગ સરીને નીચે આવે છે. અસંખ્ય મનુષ્યો તેના ઉપર ચઢ્યા છે, અને અસાવધાનતાથી પડ્યા છે અને હાડકાં ભાંગ્યાં છે.

સાહેબ કા ઘર દૂર હયે, જૈસી લંબી ખજુર;
ચઢે તો ચાખે પ્રેમરસ, પડે તો , ચકનાચૂર.

[illegible]

# શ્રી કૃષ્ણને ગોપીઓની પ્રાર્થના.

ઓધવજી અમે બોલીયાં, વળી જોડીને સર્વે હાથ;
અમે તમારી દાસીઓ, પ્રભુ તમે અમારા નાથ.

દાસ જાણી દયાળ અમને, આપો નિકટ નિવાસ;
આદિ પુરૂષ જેમ ભક્તને, નિત્ય રાખે ચરણની પાસ.

પતિ પુત્ર સંબંધિની સેવા, એજ હમારો મોટો ધર્મ;
ધર્મ જાણમાં અધિક છો, પ્રભુ તમે બતાવો મર્મ.

અમે તમારાં વચન સર્વે, માન્યાં સત્ય સ્વરૂપ;
તમેજ સૌના આત્મા, તમે પતિ પરમ અનુપ.

તમેજ સાચા પતિ સૌના, બીજા તે અબળા વૃન્દ;
પતિ જાણી પશુતુલ્ય નારી, પડે છે મોહને ફંદ.

પતિ શબ્દનો અર્થ એ છે, પાળે આ લોક પરલોક;
એવા પતિ તમે એક છો, મેટણ વિકટ ભવ શોક.

તે માટે અમે વર્યાં તમને, ત્યાગી જગની આશ;
મુક્તાનંદના નાથ જી, નિત રાખો પ્રભુ તમ પાસ.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

તમેજ છો બ્રહ્મ પરમ સુજાણ, આધાર છો વિશ્વતણાજ માન;
અનાદિ ને શાશ્વત ધર્મ ત્રાણ, પુરૂષ છો મુજમતે પુરાણ.

---

નહીં મેલું રે સુંદર સ્યામ, કુંજ બિહારી રે.
હું તો દામ વિનાની નાથ, દાસી તમારી રે.
તમે ગુણવંત સુખના ધામ, સારંગ પાણી રે.
હું તો હાથે તમારે નાથ જી, વેચાણી રે.
જેમ રાખો તેમ રહું નાથ, એક પગે ઉભી રે.
નહીં વરતું કોઇ દીન નાથ, તમને દુભી રે.
તારા ચરણ તણી રજ સ્યામ, થઇને ચાલું રે.
કહો તો વ્રત રાખું વ્રજ રાજ, તમને વહાલું રે.
જે કહેવું ઘટે તે કહાન, મુજને કહજો રે.
વહાલા પ્રેમાનંદ પર નાથ, રાજી રહેજો રે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

મુક્ત કામ ક્રોધે અતિ, આત્મ તત્ત્વ માહેર;
વળી મન વશ તેનેજ તો, મોક્ષ મળે ચોમેર.

કામ ક્રોધ રહિત સંન્યાસી, જીત ચિત્ત, જાણ્યો છે આત્મા જેણે, તે દેહ છૂટતી વેળાજ બ્રહ્મમાં લીન થાય છે.



ક્ષાંતિ આર્જવ આત્મનિગ્રહ, શૌચ સરળતા સાર;
સ્થૈર્ય અહિંસા દેહ વશ, ગુરૂ સેવા નિરધાર.

# જ્ઞાન વાટિકા.

મનુષ્યનું શરીર ધારણ કરનાર પ્રત્યેક વ્યક્તિનું પ્રથમ કર્તવ્ય, જે, પોતાના પશુ-સ્વભાવને સંપૂર્ણ અંશે જીતવો, અને ચૈતન્ય સ્વભાવને અર્થાત્ બ્રહ્મ સ્વભાવને જાગૃત રાખવો એ છે.

ક્રોધાદિ અયોગ્ય વિકારો, અને દુષ્ટાચરણ રૂપ નિંદ્ય કૃતિઓ પશુત્વથી પણ અધમ સ્થિતિને સૂચવે છે.

અન્ય મનુષ્યોમાં મોટા દોષો જોવામાં આવે તો તેની ક્ષમા આપજો; પરંતુ તમારા પોતાનામાં એક રાઇ જેવડો દોષ દષ્ટિએ પડે તો પણ કદી ક્ષમા આપતા નહીં.

પરમ તત્ત્વ સૃષ્ટિ સકળમાં વ્યાપી રહ્યું છે. નૃપતિના ઐશ્વર્ય પાછળ અને ભિક્ષુકની ભિક્ષુકતા પાછળ પ્રકાશતા પરમ તત્ત્વમાં કશોજ ભેદ નથી. પ્રત્યેક પ્રાણી પદાર્થ બ્રહ્મ સ્વરૂપ છે.

મનુષ્ય શરીરમાં પરમાત્મા પૂર્ણપણે પોતાના સર્વ ઐશ્વર્યથી પ્રકાશે છે, અને તેથીજ મનુષ્ય શરીર સર્વ શરીરોથી શ્રેષ્ટ ગણાયું છે.

પરમાત્માની સંહારક સત્તા એ તે પદાર્થની વૃદ્ધિ અને ઉંચી કળા કરવા અર્થેજ છે.

શબ્દ જ્ઞાન, ચંદ્રના પ્રકાશ જેવું છે; અનુભવ જ્ઞાન સૂર્યના પ્રકાશ જેવું છે; માટે શબ્દ જ્ઞાનને તજો, અનુભવ જ્ઞાનમાં તન્મય થાઓ. (સૌથી સરસ મહેલ મુક્તિ મહાલય છે).

આયુષ્યનો કાંઇ મેળ નથી, એતો વધાર્યું વધે છે, અને ઘટાડ્યું ઘટે છે. (સત્ય છે.)

જ્ઞાન સ્વરૂપ પરમાત્મા પ્રત્યેક મનુષ્યના અંતરમાં છે અને તે બહાર જ્ઞાન સ્વરૂપે પ્રગટ થવા સર્વદા તત્પર છે. તેને પ્રગટ થવાયોગ્ય અંતઃકરણ થતાં તે તત્કાળ પ્રગટ થાય છે.

કોઇ સ્હાજો આ જ્ઞાનનો પંથ રે—
જેને સ્હાતાં આ પથરાના હીરા બને, સ્ત્રી ના રહે સ્ત્રી પણ બને કંથ રે—કોઇ.
બહિર અંતર નજરે પડે, દશ્ય સકળ આ જેહ;
પ્રભુ મય તે જોવું સદા, જ્ઞાન પંથ છે તેહ.
જતી ક્રમથી અવિદ્યા સૌ ઓસરી, અર્ક ઉગતાં પોતાને જાણે નરહરિ ચિદ્દાનંદ રે.—કોઇ.



[illegible] વૈરાગ્ય [illegible], [illegible] [illegible] [illegible] [illegible], [illegible], વ્યાધિ, જરા, દુઃખ [illegible] તે માટે.

# શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે કરેલું રમણ.

વીરા વિનતિ સુણીને હમારી રે, કીધી કરુણા શ્રી કુંજ વિહારી રે.
કૃપા સિંધુ હસી સુખધામે રે, કીધો રાસનો પ્રારંભ શ્યામે રે.
પતિ આત્મારામ છે તોય રે, ઇચ્છે રમવા ગોપીસંગ સોય રે.
થયાં પ્રફુલ્લિત મુખ સર્વ નારી રે, વેગે ટોળે મળી સુકુમારી રે.
તેને સંગે મોહન વન માળી રે, પ્રેમે રમવાને પળવટ વાળી રે.
શોભે વનિતા મધ્યે જગંવૃંદ રે, જેમ તારામાં પૂરણ ચંદ રે.
ગોપી પ્રેમ મગન કરે ગાન રે, તેમાં તાન મિલાવે છે કહાન રે.
નારીવૃંદ તણા પ્રતિપાળ રે, શોભે ઉર વૈજયંતી માળ રે.
કાને કુંડલ મકરાકાર રે, મુખ ચંદ્રનું તેજ અપાર રે.
વહાલો વિચરે શોભાવતા વન રે, વ્રજનારીના પ્રાણ જીવન રે.
આવ્યા જમુનાને તીરે ગોપાળ રે, દીઠી સુંદર ભૂમિ વિશાળ રે.
ફૂલી જળમાં કુમુદની જેહ રે, તેને ગંધે સુગંધી છે તેહ રે.
હેમ સરખી છે રેતી તે તીર રે, તેમાં રમણ કર્યું બળવીર રે.
રમ્યા અમસંગ અંતર જામી રે, વ્હાલા મુકતાનંદના સ્વામી રે.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

નેત્રો શશિ સૂર્ય અનંત હાથ, અનાદિ મધ્યાંત બળીજ નાથ;
દેખુ જ્વળીતાગ્નિ મુખો જ્વાળા, સ્વતેજથી વિશ્વ તપાવનારા.

---

ચાલો ચાલો સૈયરનો સાથ, વૃન્દા વન જાઇયે રે.
સખી છેલ છબીલાને સંગ, હળી મળી ગાઇયે રે.
વહાલો જુવે છે આપણી વાટ, ઉભા છે વનમાં રે.
સખી આપણી સાથ એકાંત, મળ્યાનું છે મનમાં રે.
વહાલે મોરલી લીધી છે હાથ, વગાડે છે ઘેરી રે.
આવી ઉભા છે જમનાને તીર, પીતાંબર પહેરી રે.
વહાલે પહેર્યો છે ફુલડાંના હાર, બાંધ્યા છે બાજુ રે.
એને ઢહેકે છે કાનો માંહી, કુંડળીયા કાજુ રે.
વહાલે મૃગલાં પમાડ્યાં મોહ, બંસીને નાદે રે.
હરિ ગાય છે સુંદર ગીત, મધુરે સાદે રે.
હરિને હેતે કરીને હાથ, ઝાલ્યાનો હેવા રે.
સખી બ્રહ્માનંદનો નાથ, રમવા જેવા રે

# જ્ઞાન વાટિકા.

મૂર્ખ માણસો, હાથીઓ અને ઘોડા ગાડીઓના ઠાઠમાઠથી ભલે ફરો, અને નિર્ધન પંડિતો ભલે પગે ચાલો. કાગડાનું ટોળું પર્વતના શિખર ઉપર બેઠું હોય, તે છતાં, નદીના રેતાળ કિનારા ઉપર વિચરતા રાજહંસની સમાન નથી.

સંસાર રૂપ કડવા ઝાડનાં બે ફળ અમૃત સમાન છે: સુભાષિતના રસનો આસ્વાદ, અને સતસંગ. (પરમાત્માનું ભજન).

બોલી અયસી બોલીયે, તનકા અપાક ખોય;
ઓરનકો શીતળ કરે, આપનકો સુખ હોય.

હજારો વર્ષના તપ આગળ ઘડીભરનો સતસંગ ચઢે છે. શુદ્ધ વિદ્યા કામધેનુ સમાનજ છે.

શુદ્ધ વિચાર અને શુદ્ધ ક્રિયા, એ, દેવત્વ, બ્રહ્મત્વ, અને ઇશત્વને ઓળખવાનો રાજમાર્ગ છે. માટે પ્રત્યેક ક્ષણે સાવધાન રહી, મનની તથા શરીરની ક્રિયાનું નિરીક્ષણ કરતા રહેવું.

ઇશ્વર ચિંતન, તત્ત્વ વિચાર, અડગ શ્રદ્ધા, નિર્ભયતા, પ્રસન્નતા, શાસ્ત્રાભ્યાસ, આદિ શુદ્ધ વિચારો તથા શુદ્ધ ક્રિયાના આકાશમાં મનને ઉડવા દો.

સારી સ્થિતિમાં કરેલી સત્ ક્રિયા જેટલું ફળ આપે છે, તેના કરતાં તન, મન, અને ધનની દુઃખદ અવસ્થામાં જે સત્ ક્રિયા કરાય છે, તે, અત્યંત અધિક ફળને આપનાર હોય છે. આમ સર્વ પ્રકારે દુઃખ એ વિચારવાન્ સહ્‌વિવેકી મનુષ્યનું જેટલું હિત કરે છે, તેટલું સુખ કરતું હોય એમ ભાસતું નથી.

પુરૂષનું ભૂષણ રૂપ છે; રૂપનું ભૂષણ ગુણ છે; ગુણનું ભૂષણ જ્ઞાન છે; અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે.

મેરૂથી મોટો સમુદ્ર છે, સમુદ્રથી મોટું આકાશ છે, અને આકાશથી મોટું બ્રહ્મ છે. અને તેનાથી પણ મોટી આશા છે. આશાના જે દાસ છે તે સર્વ જગતના દાસ છે, પરંતુ આશા જેમની દાસી છે તેમનું આખું જગત દાસ છે.

મનુષ્યો સ્પર્શમણિને પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવે છે, પરંતુ થોડાઓજ જાણે છે કે વિશુદ્ધ પ્રેમ હજારો ને લાખો સ્પર્શમણિને પ્રગટાવવા સમર્થ છે.

વિશુદ્ધ પ્રેમમાં અને ઇશ્વરમાં કશોજ ભેદ નથી. આલ્હાદને સર્વજ પ્રિયતમ જણાતું.

# ગોપીઓને થયેલો ગર્વ:

## તે ઉતારવા અર્થે શ્રી કૃષ્ણજીનું અંતર્ધાન થવું.

ઓધા એમ હરિ સંગ વિહાર, કીધો વ્રજવનિતા બહુ વાર.
સર્વે અખંડ સોહાગણ નારી, કીધા સુંદર વર ગીરધારી.
વાધ્યું વનિતાને માન અપાર, પામી પુરૂષોત્તમ ભરથાર.
નારી માત્રથી હરિને પ્રતાપ, ગોપી શ્રેષ્ટ ગણે નિજ આપ.
આવ્યું માનિનીને ઉર માન, દીઠું દીનબંધુ ભગવાન.
ગર્વગંજન શ્રી ગોપાળ, ટાળી માન રિપુ તતકાળ.
સૌથી માન રિપુ અતિ ભારી, હરિજનને એ મહા દુઃખ કારી.
એવું જાણીને જન સુખ કારી, થયા અંતરધાન મોરારી.
ગોપી હરિ વિના સૌ અકળાણી, બોલે હાહાકાર મુખવાણી.
ધાયાં ખોળવા નારીનાં વૃંદ, જયાં ત્યાં ખોળે ગોપી વ્રજ ચંદ.
વ્રેહને તાપે આંતે હદ વાળી, બોલે ઘેલી થઇ વ્રજબાળી.
પૂછે વૃક્ષને કૃષ્ણની વાત, કોઇએ દીઠા મોહન સાક્ષાત.
પૂછી પૂછી થાકી સકુમારી, હરિનાં પગલાં દીઠાં હદ હારી.
મુક્તાનંદના નાથમાં પ્યાર, દોડી આવી ગોપી તેણી વાર.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

આકાશ આ સર્વ દિશા વળી જે, વ્યાપેલ દેખું તમ એકથી તે;
અદ્‌ભુત ને આ તમ ઉગ્રરૂપ, દેખી ત્રણે લોક બિહે અનુપ.

---

આવો આવો ને નંદજીના લાલ, આપણ રમીયે રે.
રૂડાં ભોજનીયાં બહુ ભાત, જમાડું તે જમીયે રે.
વારી શામળીયા તમ સાથ, લાગી પ્રીતી રે.
હવે શું કહેશે સંસાર, નથી કોઇથી બીતી રે.
મારા હેતુ છો હૈડાંના હાર, તમ પર વારી રે.
તમ કાજ કોડીલા કાન, મેં સેજ સમારી રે.
મારે તમથી જગમાં કોય, બીજું નથી વાહાલું રે.
જે જે જોઇએ તે નંદવરાય, આણી આણી આલું રે.
લઇ સરવસ સુંદર શ્યામ, તુજ પર વારૂં રે.
તારા છોગલીયામાં શ્યામ, મોહ્યું મન મારૂં રે.
બ્રહ્માનંદના વહાલા ગુણવાન, પધારોને પ્યારા રે.
તમને એક ઘડી અલબેલ, નહીં મેલું ન્યારા રે.



દર્શન મોક્ષ તણું વળી, નિત અધ્યાત્મ જ્ઞાન;
એ સૌ જ્ઞાન કહ્યું જ છે, ઉલટું તે અજ્ઞાન.

# જ્ઞાન વાટિકા.

**ભય**—આ અવગુણ પણ મનુષ્યોનું એક પ્રકારનું અજ્ઞાનજ છે. સર્વત્ર વ્યાપી રહેલી પરમ કલ્યાણકારક સત્તા જેને શાસ્ત્રો પરમાત્મા, પરમેશ્વર, પરમતત્ત્વ કહે છે, તેમાં અશ્રદ્ધા, અવિશ્વાસ, એજ ભયનું મૂળ કારણ છે.

અશ્રદ્ધા, અને સંશય, આ બે અવગુણો અહિત કર્તા છે. એ બન્નેનો જડમૂળથી નાશ કર્યો હોય તો પછી સર્વત્ર હિતજ રહેલું છે.

આપણું અહિત થયું નથી, થતું નથી, અને થવાનું એ નથી. મેરૂ સમાન જેનું ડહાપણ, શૌર્ય, તથા સ્થૈર્ય હોય, એવા ઉત્તમ પુરૂષને પણ એક એક તૃષ્ણા, નિમિષ માત્રમાં તૃણ સમાન કરે છે.

ધૈર્ય, દૃઢ સંકલ્પ, આ બે ગુણોથી યુક્ત મનુષ્ય રસસિદ્ધિ સાધી વિજયનો સહજ અનુભવ કરે છે. આશા દેવીનો સુપુત્ર તે તત્ત્વ વિશ્વાસ, અને તેનો ત્રિભુવન તિલક તનુજ તે સ્વરૂપ સાક્ષાત્કાર છે. આશા છે તો વિશ્વાસ આવશે, અને વિશ્વાસ છે તો કોઇ દિવસ સાક્ષાત્કાર થશેજ.

તત્પદ=પરમાત્મા; ત્વંપદ=જીવાત્મા; આ બેની અભેદ ભાવે ચિંતનરૂપ સ્તુતિ કરવી. તેમ કરવાથી યોગની ઇચ્છા ઉત્પન્ન થાય છે; તે વડે સાક્ષી આત્માનું દર્શન થાય છે; અને તે સાક્ષી આત્માના દર્શન વડે મોક્ષની પ્રાપ્તિ થાય છે. છેવટે પરમાનંદ રૂપ મોક્ષને પમાય છે. જે અધિકારી પુરૂષો હૃદયાદિ સ્થાનો વિષે આપનું ચિંતન કરે છે, તે અધિકારી પુરૂષો આત્મસાક્ષાત્કારને પામીને, તે આત્મ–સાક્ષાત્કારના પ્રભાવથી સૂર્ય ચંદ્રાદિ વિષે સ્થિત પરમેશ્વરના તેજને પામે છે. આત્મ સાક્ષાત્ કારમાં પ્રતિબંધ કરનાર વિઘ્નોની નિવૃત્તિનો ઉપાય એ છે કે, અંતર્યામી પરમેશ્વરની નિરંતર સ્તુતિ કરવી. (ભગવન્નામસ્મરણની રટણા કરવી).

જોગ, ધ્યાન, તપ, તીરથ ત્યાગ, ભક્તિ કર્મ ને વૃક્ષ વૈરાગ્ય.
વિષય વૃતિ નાના વિધ ભોગ, ચાલ્યો જાય છે ચેતન જોગ.
અખા સર્વ સ્વામિના રંગ, સદા સર્વજ્ઞ આપ અસંગ.

મન જ્યારે સંકલ્પ વિકલ્પ રહિત થાય છે, ત્યારે યથાર્થ વિશ્રાંતિનું સુખ પ્રાપ્ત થાય છે.

જન્મ સંસ્કારથી મનુષ્ય બ્રાહ્મણ થતો નથી. જે સત્યાચારી અને સાચો છે, તેજ સુખી અને તેજ બ્રાહ્મણ છે.



[illegible] તે [illegible] છે, [illegible]
[illegible] અનાદિ [illegible] છે, સત્યાસત નહીં કહેવાય.

# ગોપીઓના વિલાપ સાંભળી

## શ્રી કૃષ્ણ પ્રગટ થયા.

સુણો ઓધવજી વ્રજ નારી, હરિને સાદ કરી કરી હારી.
વાધ્યો વિરહ તણો તન તાપ, કરે સુંદરી સર્વ વિલાપ.
મેલી કરપર સર્વે કપોળ, રોઇ નેણ કર્યાં રંગ ચોળ.
ઉંચે સાદે રૂવે સકુમારી, ત્રાહિ ત્રાહિ ગોવિંદ પોકારી.
આવ્યા દીન બંધુ દુઃખ હારી, દીઠા ગોપીએ શ્રી ગીરધારી.
બોલી જેજેકાર મુખવાણી, દોડી હરિચરણે લપટાણી.
કોઇક હરિનો કરાંબુજ જેહ, કરે સાહી રહી દઢ તેહ.
કોઇક ચરણને ઉરપર ધારી, પ્રેમે મગન થઇ પ્રિય પ્યારી.
કોણે ચાવેલ તાંબુલ સાર, લીધો નિજ કરમાં કરી પ્યાર.
કોઇક કંઠ બાહોડલીને મેલી, દે દે ચુંબન થૈ અલબેલી.
ઉઠ્યા ગોપિકા સહિત ગોપાળ, આવ્યા જમુના તીરે તત કાળ.
નિજ વસ્ત્રે આસન કરી બાળી, પધરાવ્યા પ્રેમે શ્રી વનમાળી.
ઘેરી બેઠી ચરણ કર ઝાલી, પ્રેમે પૂરણ થઇ મતબાલી.
મુક્તાનંદના સ્વામિને સંગ, વધ્યો અબળાને અતિ ઉમંગ.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

આ દેવ સંઘો તમ શર્ણુ થાયે, જોડી કરો કો બિહિનેજ ગાયે.
સિદ્ધો મહર્ષિ વદે શુભ વાણી, સ્તવે તમોને અતિશે વખાણી.

---

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજે રે.
મુખ લાવણ્યતા જોઇ કામ, કે કોટીક લાજે રે.
જોને ફુલડાંનો તોરો શીશ, સુંદર શોભે રે.
જોઇ લાલ સુરંગી પાઘ, મનડું લોભે રે.
વહાલો નેણે જણાવે છે નેહ, હેતે હેરે રે.
મુને ન્યાલ કરી નંદલાલ, બાજુને ફેરે રે.
પહેરી શોભીતા શણગાર, રૂડા લાગે રમતા રે.
વાહાલો વ્રજનારી ને ચિત્ત, ગિરિધર ગમતા રે.
મારાં લોચનીયાં લોભાય, નટવર નિરખી રે.
હું તો મગન થઇ મનમાંય, દિવાની સરખી રે.
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગે રે.
વહાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગે રે.

# જ્ઞાન વાટિકા.

આપણે જે શુભ કર્તવ્ય કરવાનો આરંભ કર્યો હોય, તેમાંથી વિરમવાની વૃત્તિ થાય (કંટાળીને છોડી દેવાનો પ્રસંગ આવે) ત્યારે આપણે પોતાને એટલુંજ પૂછવું કે:-અલ્પ અંતર સારૂ સર્વ સિદ્ધિનો (મહેનતનો) નાશ તો થતો નથી? એટલું સ્મરણ કરી મહાન્ પુરૂષો (કોલંબસ, નેપોલ્યન)ની પેઠે સંવર્ધમાન (સાવધાન) થવું. ઇશ્વર ઇચ્છાથી એમ થયે કર્મ અને ફળનો યોગ થશેજ થશે. (ઇશ્વરને મળવાનો શુદ્ધ સાત્વિક હેતુ પાર પડશે).

સંવર્ધમાન જનો અંતે ઉત્તમ વર્ગમાં સંચરે છે (મોટા મહંત-મહાત્મા અને સંત શિરોમણિ થાય છે). તે વૃત્તિનો લાભ થતાં પ્રકાશ બહુ થાય છે. સત્વ ગુણજ, એકાગ્રતા અને જ્ઞાનનો જનક છે. અને અંતે સુખ શાંતિમાંજ લય થાય છે (ઇશ્વરમાં મળી જાય છે).

સદા મહાશય રાખી ગમે તેવાં વિઘ્ન કે વિક્ષેપ આવે તોપણ કદાપિ વિરમવું નહીં. જે વિક્ષેપ દેખી પાછા હઠે છે કે વિરમે છે, તેમને ઇચ્છિત ફળ મળતું નથી અને કરેલો શ્રમ વ્યર્થ જાય છે. કોઇ કોઇ સમયે તો ફળ બહુજ સમીપ હોય છે, પણ ધૈર્ય તજી વા હિંમત હારી ઉભા રહેથી તેનો લાભ લેવાતો નથી. માટે ગમે તેવાં સંકટો, ગમે તેવા પ્રતિબંધો, ગમે તેવા વિક્ષેપો, સંક્ષેપમાં ગમે તેવા ઉદયાસ્ત આવે, તોપણ શરીરની પેઠે સંવર્ધમાન શબ્દના મંત્રનો જપ (રામ નામ) મનમાં (હૃદયમાં) કરતા રહી સન્માર્ગમાંથી ચળ્યા વિના અગ્રગામી રહેવું, તો અંતે ઇશ્વરના અનુગ્રહથી શુભ ફળ મળશેજ મળશે.

આ જગતના મનુષ્યોના ત્રિવર્ગ થાય છે. તેમાં વિશેષ સંખ્યા નીચ વર્ગમાં જણાય છે. તેમને બોધ પહોંચી શકતો નથી; મધ્યમ વર્ગમાં પ્રમાણમાં જે અલ્પ સંખ્યા છે, તેમાંથી જે પાછા હઠે છે, કે ઉભા રહે છે, તેને અંતે નીચ વર્ગમાં જવું પડે; અને તેમાંથી જે વર્ધમાન વા અગ્રગામી થાય છે, તેનું સંચરવું ઉત્તમ વર્ગ-કે જેમાં બહુજ અલ્પ સંખ્યા છે તેમાં થાય છે.

વિશુદ્ધિની અકળ ગતિ છે. અગ્નિમાં પડીને પણ સુવર્ણ જેમ ચડતે રંગે ચઢી મોંઘામૂલ્યનું થાય છે. તેમ વિશુધ્ધિના ભક્તો પણ આપત્તિની જ્વાળાઓ વેઠી વેઠી ચડતા રંગ અને વિશેષ કીર્ત્તિને પ્રાપ્ત કરે છે.

જ્યારે પરમાત્માની જરા સરખી પણ ઝાંખી થાય છે ત્યારે સઘળી હલકી વાસનાઓ નાશ પામે છે. જાપાનમાં નીતિ ધર્મ પળાય છે. (નીતિ એજ ધર્મ છે).

પ્રકાશક શ્રી વિષયને, સર્વેન્દ્રિય વર્જીત
ગુણભોક્તા વળી સર્વ ભૂત, નિર્ગુણ સંગ રહિત.

# ગોપીઓએ પૂછેલો પ્રશ્ન.

## શ્રી કૃષ્ણે કરેલો ખુલાસો.

વીશ કરી અમે પરમ વિવેક, પૂછ્યું પ્રશ્ન મોહનજીને એક.
પ્રભુ તમને પડી એવી ટેવ, ભજતાંને ભજો નહિં દેવ.
હસી બોલીયા શ્રીહરિ વાણી, સુણો સુંદરી પરમ શાહાણી.
ભજતાંને ભજે નહીં જેહ, ગુરૂદ્રોહી * કૃતઘ્રી તેહ.
મુંમાં દોષ ન લાવશો એહ, મારે ભક્તશું પરમ સનેહ.
હું તો ભક્તનો દોર્યો દોરાઉં, ભક્ત કાજ દશે દિશ ધાઉં.
પામે નિરધનિયો ધન જેમ, કોય ધનનું ભજન કરે તેમ.
રહું વેગળો ભક્તિથી જ્યારે, પ્રેમ ભક્તિને પામે તે ત્યારે.
તમે ત્યાગ કર્યો સુખ સાજ, મારે અર્થે તજી કુળ લાજ.
તમને જાણી સદા નિજ દાસ, કરવા પ્રેમનો અધિક પ્રકાશ.
ભજું પ્રોક્ષ રહીને હું પ્યારી, સત્ય માનજો વાત અમારી.
જોતાં ભક્તિ તમારી ઉદાર, હું ન છૂટું કરી ઉપકાર.
છોડો સાધુ પણે સકુમારી, તો હું છુટું એ લીધું વિચારી.
મુક્તાનંદના વ્હાલાની વાત, સુણી જાણ્યા પ્રીતમ સાક્ષાત.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

આદિત્ય રૂદ્રા વસુ સાધ્ય આજે, વિશ્વેશ્વોનો વાય પિતૃ તથા જે;
ગંધર્વ, યક્ષો, સિદ્ધ, દૈત્ય જે છે, આશ્ચર્ય થઇ સૌ તમને જુવે છે.

---

મારી પ્રીતી પ્રાણ આધાર, તમ સંગ લાગી રે.
મેં તો અસત્ય જગતથી નાથ, આશા ત્યાગી રે.
એક તમે તમારા જન, તે મને પ્યારા રે.
મારા જીવલડાથી નાથ, ન રહો ન્યારા રે.
વહાલા તમથી વિમુખ નરનાર, પશુવત દીસે રે.
તમ વિના તે બીજે કયાંય, મન નવ હિસે રે.
વહાલા કલ્પતરૂ તમે શ્યામ, સુંદર છેલા રે.
ચિંતામણિ ચતુર સુજાણ, છો અલબેલા રે.
બીજું તમ વિના શ્યામ, સિન્ધુ ખારો રે.
મારે પ્રેમાનંદના નાથ, ભરોંસો તારો રે.

## શ્રી ભગવાનુવાચ (શ્રી. ભ. ગી.)

જાણી મને સૌ લોકનો, ઇશ સુહૃદ વળી સાર;
ભોક્તા તપ ને યજ્ઞનો, થાય શાંત નિરધાર.

યજ્ઞ તપનો ભોક્તા, સર્વ લોકનો મોટો ઇશ્વર, સર્વ પ્રાણીનો મિત્ર બંધુ એવો મને જાણીને (યોગી) શાંતિ (મોક્ષને) પામે છે.



અહિરંતર જે જગતમાં, સર્વ આધાર તેહ;
સૂક્ષ્મપણાથી જણાય નહિં, જાણે જ્ઞાની એહ.

# જ્ઞાન વાટિકા.

કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ, શું પુષ્પના ગંધને સેવશે? પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરૂષાર્થ સમજી રાજમુગટ તજી ખાખમાં રમતા શ્રી ભર્તૃહરિએ કહ્યું છે કે "ગંગાના તરંગની ઝીણુથી શીતળ થયેલાં અને વિદ્યાધરાદિ દેવથી રમણીય થયેલાં એવાં હિમાલયનાં સ્થાન શું લય પામી ગયાં છે કે મનુષ્યો અપમાન યુક્ત પરપિંડ ઉપર આસક્તિ ધરી રહ્યાં છે? સંસારમાં વસવું તો પોતાનાજ બાહુ બળે પ્રાપ્ત કરેલા ઉપર સંતોષ રાખવો, ને તેમ નહીં થઇ શકે તો પારકાના ઉપર આશા રાખી પડ્યા રહેવા કરતાં સંસારમાંથી જતા રહેવું, અને ફળ ફૂલ ઉપર નિર્વાહ કરવો તે સારો છે."

સાધુ (સંન્યાસી) ને નુકશાન થાય, છતાં વેર લેવાનો તેને અધિકાર નથી. સાધુનું જીવન એ સર્વસ્વ ત્યાગીનું જીવન છે. માટે તેના નીતિના સિદ્ધાંતો એ સંસારી મનુષ્યોના સિદ્ધાંતો કરતાં ભિન્ન છે.

જ્યારે મનુષ્ય આત્મ જ્ઞાનની સ્થિતિએ પોંહોચે છે, અને મન તથા શરીરથી પોતે ભિન્ન છે એવો અનુભવ થાય છે, ત્યારે તે વિદેહી કહેવાય છે. જ્યારે મિથિલા નગરી બળતી હતી ત્યારે જનક રાજા કહી શક્યો હતો કે "આમાં મારૂં કશું બળતું નથી." આ ઉચ્ચ જીવન કહેવાય છે.

જ્ઞાન પ્રાપ્ત કરવામાં જેટલી મુશીબત છે, તેટલી નીતિ પ્રાપ્ત કરવામાં નથી. બુદ્ધિની ખામી હોય તો જ્ઞાન માર્ગ વિકટ થઇ પડે છે, પરંતુ નીતિ માર્ગ તો સુગમ છે. દરેક વ્યક્તિ જ્ઞાની થઇ શકે નહીં, પણ ધારે તો નીતિમાન તો થઇ શકેજ. માટે સર્વ પુરૂષોએ અને સ્ત્રીઓએ નીતિમાન થઇ આગામિની પ્રજાને સારો દૃષ્ટાંત આપવો જોઇએ.

કોઇને ઘણા બુદ્ધિવાન કે ઘણા પૈસાદાર જોઇને આપણને નવાઇ લાગે છે, પણ તેઓ જો નીતિમાન નહીં હશે તો તેને આપણે ખરા અંતઃકરણનું કદી પણ માન આપતા નથી.

હે ખાકી માણુસ, તું હમેશાં ખુદાની હજુરમાં રહી તેની તહેનાત ઉઠાવી તેનોજ માનીતો થા. એમાંજ તારી તમામ ઉમેદ બર આવશે.

પઢ પઢ કે પથ્થર ભયે, લીખ લીખ ભયે ચોર;
જીન બાતું સે પિયુ મીલે, વોહ બાતાં કુછ ઔર.

જે જ્ઞાનથી જાગી ઉઠે છે, તેજ પુરૂષ હસ્તીથી મોકળો છે.



[illegible] તે મૂતાં પછી, [illegible] પેટ [illegible]
પોષક તે મૂતાં નહીં, ઉત્પત્તિ [illegible] [illegible].

---

# રાસ લીલા જોવા દેવતાઓનું* આગમન.

ઓદ્ધવજી વનિતા વૃંદમાં, શોભે કુંજ બિહારી કહાન;
સુર મોરલી હાથ લઇ કર્યું, કામપ્રદીપનું ગાન.
બે બે વનિતા રમ્ય ને મધ્ય, થયા એક એક આપ;
અન્યો અન્ય ભુજ ને ગ્રહી, કીધો સુંદર રાગ અલાપ.
જોગેશ્વર શ્રી કૃષ્ણજીએ, એમ રચ્યો મનોહર રાસ;
સૌ જાણે વ્રજ સુંદરી, પ્રભુ છે અમારે પાસ.
કંઠ ભુજ ધરી કૃષ્ણ જી, કીધું મંડળ અનુપ;
બે બે વનિતા મધ્ય બિરાજે, સુંદર શ્યામ સ્વરૂપ.
આવ્યા સુર વિમાન ચઢીને, બ્રહ્માદિક સુર રાય;
સુર વિમાને ગગન છાયું, શોભા કહી નવ જાય.
દેવ બજાવે દુંદુભી, કરે પુષ્પ વૃષ્ટિ અપાર;
અનંત નાચે અપસરા, ગાંધ્રવ હરિ ગુણ સાર.
નારીના નેપુર કંકણના, વાજે અતિ ઝણકાર;
મુકતાનંદ તે રાસમાં, થાય સુંદર શબ્દ ઉચ્ચાર.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

અનેક નેત્રો, મુખ, પેટ, હાથ, અનેક પાદો, ઉરૂ, દાંત સાથ;
આ રૂપ મોટું ભયકારી જોઇ, બીહે છે સૌ તેમ બીહું છું હું એ.

---

તારી આંખલડી અલબેલ, અતિ અણીયાળી રે;
હું તો ગરક થઇ ગુલતાન, કે ભૂધર ભાળી રે.
માથે લાલ કુસુંબી પાઘ, તોરો લટકે રે;
છબી જોઇને સુંદર શ્યામ, મન મારૂં અટકે રે.
રૂડી કેસર કેરી આડ, કે ભાલ વિરાજે રે;
જોઇ મુખની શોભા માત્ર, પૂરણ શશી લાજે રે.
શોભે ઘુઘરડીનો ઘેર, કેડે કંદોરો રે;
ગળે મોતીડાની માળ, ચિતડું ચોરો રે.
શોભે સુંથણલી સોરંગ, રૂપાળો રેંટો રે;
વહાલાપહેરીનેપ્રાણઆધાર, ભાવેશું ભેટો રે.
વહાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપો રે;
મુને મહેર કરી મોરાર, પોતાની કરી થાપો રે.

જ્યોતિમાં જે જ્યોતિ છે, તમથી પર કહેવાય;
જ્ઞાન જ્ઞેય, જ્ઞેય, જ્ઞાનથી, અલેક છે શેયાય.

# જ્ઞાન વાટિકા.

સત્ય છે તે બહુ ઉમદા અને મીઠું છે. તેજ (ઇશ્વર ઉપર આસ્થા રાખવી તે) આપણને બચાવનાર અને તારણ કરનાર છે. અને તેમાં વિશ્વાસ રાખવો એનાથી ઉત્તમ બીજું કંઇ નથી. તે ગમે એવું કડવું લાગે, તે ગમે એમ આપણને હંફાવે, છતાં તેની અંદરનો સંપૂર્ણ વિશ્વાસજ આપણને છેવટની ફત્તેહ લાવી આપશે.

'સારૂં અથવા ખોટું' કાને સાંભળ્યા છતાં પણ, અને પોતાનું માન અપમાન થાય તોપણ, તેમજ સત્ય પણે ચાલતાં છતાં પણ દુઃખી હાલતમાં દિવસ નિર્ગમન કરવા પડે, તથાપિ જ્ઞાન દૃષ્ટિએ કરીને મનમાં જેને ઓછું નથી લાગતું એવા ગંભીર જનના ગુણ આગળ બીજા અનેકના ગુણ તે શા હિસાબમાં છે? કશાજ નહીં. અરે! પણ તેવા નર તો દુનીયામાં કંઇ ઠોર ઠોર નથી હોતા, અને તેવા જન્મનારા પણ થોડાજ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

યુધિષ્ઠિર સરખો ધીર, રામચંદ્ર સરખો વીર, અને સમુદ્ર સરખો ગંભીર, એવા કોઇકજ પુત્રને મા જણે છે.

જનની જણે તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહીંતો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

જો કે બીજાનું બુરૂં કરવું કે સારૂં કરવું એ દેવ વિના કોઇના હાથમાં નથી, પણ માણસો મિથ્યા પ્રપંચ અને પ્રયાસ કરીને ફોકટ ફજેત થાય છે. પોતે બીજાનું અનિષ્ટ કરવાનો ઉદ્યોગ કરે છે, પણ જાણતો નથી કે પોતાનુંજ પ્રારબ્ધ વાંકું થવાનો સમય નજીક આવ્યો છે. તમે ખચિત માનજો કે કોઇનું અહિત કરવાનો ઇરાદો આપણા મનમાં આવે કે તમારે નક્કીજ જાણવું કે આપણો વિનાશ પાસે આવ્યો છે. વિનાશ પાસે આવ્યા વિના ચિત્તવૃતિમાં ફેરફાર થતો નથી.

## જુઓ મહત્ દૃષ્ટાંતો.

રાવણે સીતાનું હરણ કર્યું, યાદવોએ મદિરા પાન કર્યું, દુઃશાસને દ્રૌપદીનાં ચીર તાણ્યાં, એ સર્વ તેમનો નાશ થવાનો થયો ત્યારેજ એમની કુબુદ્ધિ થઇ.

## વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

હોન હાર હીર્દે બસે, બિસર જાય સબ શુદ્ધ;
જૈસી હોની હોત હયે, વૈસી ઉપજત બુધ્ધ.

સુફીઝમ (આધ્યાત્મિક જ્ઞાન) નો અર્થજ એ છે કે જ્યારે ઉમરની ઉપર વિપત્તિઓ અને જંજાળોનો હલ્લો આવી પડે ત્યારે ઉમરમાં જઇ ત્યાં વસી ખુશાલી મેળવવી.



[illegible]

# તાંબુલ વિહાર (પ્રેમની પરાકાષ્ઠા.)

ઓધ્ધવજી અમ સાથ રસિયે, રાસ રમ્યા ગીરધારી રે.
પૂરણ સુખ આપી પાતળીયે, મગન કરી વ્રજ નારી રે.
કોઇગોપી અતિ પ્રેમ મગન થઇ, પ્રભુ પાસે કહ્યું એહ રે.
મોહન વર મુને ચાવેલ તાંબુલ, મુખ થકી આપો તેહ રે.
પ્રેમી જનનાં વચન સુણી ને, રિઝીયા રસિક વિહારી રે.
મુખ સાથ મુખ મેળવી દીધો, ચાવેલ તાંબુલ મોરારી રે.
નેપૂર શબ્દ કરે નવ રંગી, વ્રજ વનિતા અતિ નાચે રે.
પ્રેમ મગન ગોપી ગુણ ગાવે, સુણી મનમોહન રાચે રે.
રાસ રમણ કરી જે કોઇ થાકે, હરિ કર ઉર પર મેલી રે.
તનનો તાપ નિવારીને ગોપી, ગાન કરે અલબેલી રે.
નિજ જન જાણી લાડ લડાવે, શ્યામ સુંદર સુખકારી રે.
મુકતાનંદના નાથની છબી પર, સર્વસ્વ નાખું વારી રે.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

મહા દીપ્ત નેત્રો, નભને અડેલા, અનેક વર્ણી મુખ ઉઘડેલા.
તેજસ્વી દેખી દુઃખી અંતરાત્મા, પામુ શાંતિ ધૃત્તિને મહાત્મા.

---

સખી નંદ તણે દરબાર, માહા રંગ રેલે રે.
વહાલો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલે રે.
મુને કાનુડાના કોડ, ગઇતી જોવા રે.
વાહાલે કીધા અલૌકિક મોડ, મારૂં મન મોહોવા રે.
કાને ગોપી ગોવાળાને ઘેર, ગોપ જમાડયા રે.
રૂડાં લટકાં કરી નંદ લાલ, કે ખૂબ રમાડયા રે.
હસી હેત કરી હરિ રાય, ઝાલી મુને હાથે રે.
વાહાલે દૂધ તણી લૈ હેલ, ઢોળી મારે માથે રે.
મુને કીધી રસ બસ કાન, ભીંજી મારી સાડી રે.
મુને ચસકો લાગ્યો એ સાથ, જાઇશ હું તો દહાડી રે.
વાહાલો ડોલે ગોવાલીડા સંગ, બોલે સારૂં સારૂં રે.
હેલી બ્રહ્માનંદ ને નાથ, મોહ્યું મન માહારૂં રે.

## શ્રી ભગવાનુવાચ. (શ્રી ભ. ગી.)

જે મુજ ને સૌમાં જુવે, સૌને મુજમાં જોય.
હું તેને અળગો નથી, નહીં મુજથી તે હોય.

જે સર્વત્ર મને જોય છે, વળી મારે વિષે સર્વને જોય છે, તેને હું પરોક્ષ-અદૃશ્ય નથી રહેતો (ને) તે પણ મને પરોક્ષ નથી.



[illegible]

# જ્ઞાન વાટિકા.

સુફી એટલે સંન્યાસ, ભક્તિ, અને જ્ઞાન માર્ગ ઉપર ચાલનારા. ખુદાનો પ્યાર એહ મિસાલ છે. ભક્તિ સંપૂર્ણ થાય તે વખતે ભેજાંની અક્કલ ધુમાડા જેવી છે. ફિનોઇ (ઉગ્રતપ) રાહમાં પોંહોંચેલાને નેક અને બદ બન્ને એકજ સ્વરૂપમાં જણાય છે. જો તને મિનોઇ જહાંનમાંથી દિવ્ય ચક્ષુઓ મળે અને તે ખુલે તો તારી પાસે આખી સૃષ્ટિના અણુએ અણુની બાતમીઓ ઉપડી જાય.

સમાધિ એટલે ખુદાના ધ્યાનમાં ગરક થઇ જવું તે. સુફીઓ દેખાડે છે કે દરેક દેખાતી આફતમાં પણ ખુદાની મહેર છુપાયલી હોય છે, માટે દરેકે સમતોલ મન રાખીને નફા તથા તોટા (સુખ દુઃખ) ની વખતે ગુલાબના ફૂલની માફક હસતો ચહેરા રાખવો જોઇએ.

આજે જેઓ મોટા કહેવાય છે, તેઓ નાના મૂળમાંથી મોટા થયા છે. મતલબ કે આજે જેઓ પૈસાદાર છે, તેઓ આગળ ગરીબ હતા. "ગરીબની ઝુંપડીમાં ચાલતો પ્યારો સંસાર ઘણીવાર માતબરોને અદેખાઇ પેદા કરવા લાયક હોય છે." ધરણીધરનો સેવક સદા ધીરો, જેને દેખીને લાજે છે અમીરો. પચાસ રૂપીયાનો કમાનારો (સાદાઇથી ભરપૂર હોવાને લીધે) પાંચસો રૂપીયાના કમાનાર કરતાં સુખી છે. (ખોટી ફેશન પ્રીશીયારીવાળો—એટલે ગાડી ઘોડા—વાડી બંગલા—નોકર ચાકરવાળો).

ગરીબનું ઘર એ ઝુપડું નથી પણ મહેલ છે. તે ઝુપડું સુખનું મંદિર છે. ધણી તે ઘરનો રાજા છે, ધણીઆણી તે ઉદ્યોગી રાણી છે અને બચ્ચાં તે ઘરની દોલત છે. "એવા ઘર આગળ પાક પરવરદેગાર પોતે પ્રત્યક્ષ દેખરેખ રાખે છે."

નાની આફતને વધાવી લેવી જોઇએ; કારણ તે મોટી આફતને આવતી અટકાવે છે. મોટી આફત વખતે શાંતિ રાખી ઘણાજ ધૈર્યથી તેને સહન કરવી જોઇએ; કારણ તે કાંઇ ઘણુંજ સારૂં ભવિષ્ય લાવનારી હોય છે. મોટી આફતો હમેશાં ખુદાની મરજીથીજ આવે છે.

સુખમાં નમ્રતા, દુઃખમાં ધૈર્ય, ક્ષમા, સંતોષ અને નિષ્કામ ભક્તિ, આ પાંચ લક્ષણવાળો મનુષ્ય અર્હંત કહેવાય છે.

આહાર, નિદ્રા અને મૈથુન મનુષ્ય અને પશુ બન્નેને સમાન હોય છે. ફેર એટલોજ કે પશુ પોતે જીવવા માટે પોતાનાં વહાલાં બચ્ચાંને પણ ખાવા તૈયાર થઇ જાય છે, ત્યારે મનુષ્ય બીજાને જીવાડવા માટે પોતાનો વહાલો પ્રાણ પણ અર્પણ કરી દે છે.

ક્રિયા, કાર્ય, કારણ તણી. પ્રકૃતિથી કહેવાય;
સુખ દુઃખ ભોગવવા વિષે, કારણ પુરુષ કહાય.

---

## જળ ક્રીડા.

એમ ઓદ્ધવજી ભ્રમ સાથે રે, જળ ક્રીડા કરી જદુનાથે રે.
બોલે દેવતા જય જય વાણી રે, ખેલે જમનામાં સારંગ પાણિ રે.
સદા આત્મારામ મોરારી રે, ગોપી સંગ રમે સુખકારી રે.
મત્ત હસ્તીની પેરે, મહારાજ રે, નાહ્યા જમુનામાં નિજજન કાજ રે.
પછે જળ થકી નીસર્યા બહાર રે, સંગે શોભે વળી સર્વે નાર રે.
માથે ભ્રમર કરે ગુણ ગાન રે, શોભે જુવતિમાં શ્રી ભગવાન રે.
વન ઉપવન જળ થળ માંહી રે, ન રહ્યું ક્રીડા વિના સ્થળ ક્યાંઇ રે.
જ્યાં જ્યાં પુષ્પ સુગંધી અપાર રે, ત્યાં ત્યાં રમ્યા શ્રી નંદકુમાર રે.
ફર્યા કુંજ કુંજ પ્રત્યે કહાન રે, કરે જુવતી જૂથ ગુણ ગાન રે.
ફર્યા શૈલ નદી તટ શ્યામ રે, કર્યાં જુવતિ પૂરણ કામ રે.
સંગે જુવતિ ને ભૃંગના વૃંદ રે, મધ્યે શોભે મોહન વ્રજચંદ રે.
જેમ હસ્તી હાથણીઓને સંગ રે, તેમ ગોપી મધ્યે શ્રી રંગ રે.
જેવો કીધો શ્રી કૃષ્ણે વિહાર રે, કહેતાં ન બને અનોપમ સાર રે.
મુકતાનંદના વહાલામાં લેશ રે, તોયે કામે ન કીધો પ્રવેશ રે.

### અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

કાળાગ્નિ જેવા ભયંકારિ દાંતે, દેવેશ જોઇ તમ મૂખ ખાંતે.
દીશા ન જાણું, નહીં સુખ આશ, પ્રસન્ન થાઓ જગના નિવાસ.

---

તેં તો ઘેલું કીધું ગામ, કોને હાથ ન લાગે કામ.
જેને મળીઓ તું મોરાર, તેને મૂકાવ્યાં ઘર બાર.
હવે કોનો કાઢું વાંક, ત્રિકમ તજથી આડો આંક.
રસિયા રંગ રમાડ્યાં એમ, વળતાં તે વિસાર્યાં કેમ.
જે કો જળ ભરવાને જાયે, તે તો વાટે ખોટી થાયે.
કોનુ ચોરી લીધું ચંત, એવો કામણગારો કંથ.
વિઠ્ઠલ વહાલાં તારાં વેણ, માહરાં તમસું લાગ્યાં નેણ.
મારે તમસું લાગ્યો નેહ, તમને સોંપી સુંદર દેહ.
ધરના છો ધુતારા કાન, મનમાં મૂકાવો છો માન.
રસિયા છો રાજેના નાથ, સર્વે સોંપ્યું તમારે હાથ.

### શ્રી ભગવાનુવાચ. (શ્રી ભ. ગી.)

વિઘ્નાદિ કારણે ઇચ્છા ન કરે તોપણ પૂર્વના સંસ્કારને બળે તેનાથી અભ્યાસ થાયજ; તે વિષયોની વિમુખ થઇ બ્રહ્મમાં ચિત્ત જોડયું રાખવાનો અભ્યાસ કરેજ. પૂર્વજન્મે યોગભ્રષ્ટ હોય તોપણ આ દેહે તે યોગજિજ્ઞાસુ વેદોક્ત કર્મફળની અપેક્ષા ન રાખતાં એ જે કંઇ અધિક તે પામે (મુક્તિ).



પુરૂષ ઓળખે પ્રકૃતિ ગુણ, પ્રકૃતિમાં રહી ભોગ્ય
એના સદસદ્ જન્મમાં, કારણ ગુણનો સંગ.

# જ્ઞાન વાટિકા.

પ્રભુએ આ જગતમાં સુખનું જળાશય ભરી મૂક્યું છે. તે ઉપર ચોકી-માલેકી ધર્મ (નીતિ)ની છે.

સુખ ફાવે તેટલું પીઓ, પણ તે ધર્મની વિરૂદ્ધ થઈને નહીં. ધર્મનું રહસ્ય-વિશુદ્ધ પ્રેમ અને સર્વ ઉપર સમાન ભાવ રાખવો એજ પરમ ધર્મ છે.

સુખની લાલચો એ માણસને લલચાવે છે, અને નીતિથી ઉંધે માર્ગે લઇ જવા માગે છે. એવી લાલચની વખતે જરા શાંત થઇ વિચાર કરશો તો નીતિનો સ્વર ધીમો પણ ચોખ્ખો તમારા અંતરમાં સંભળાશે. તમારૂં મનજ તમને કહેશે કે તમે ખોટું કરો છો. પરિણામે સુખ નીતિમાં છે, મોજમજાહમાં નથી. એટલુંજ નહીં પણ નીતિવાળો મનુષ્ય દુઃખમાં પણ સુખ માણે છે. વિચારવંત પુરૂષ સુખની લાલચમાં ફસાતો નથી, પણ નીતિને માર્ગેજ ચાલે છે. એવી નૈતિક બુદ્ધિ સુખની લાલચને ધમકાવી કાઢે છે, અને આખરે એને માત્ર દાસી તરિકે સ્વીકારે છે.

માત્ર આકૃતિએ કરીને મનુષ્ય, મનુષ્ય નથી, અને પશુ, પશુ નથી; પણ તેમના કૃત્યો વડે ગણાય છે. જેમકે પરાર્થમય જીવન ગાળવું એનું નામ મનુષ્યત્વ, અને સ્વાર્થમય જીવન ગાળવું એનું નામ પશુતા. સામાન્ય મનુષ્યનું જીવન ઉભયના મિશ્રણ રૂપ હોય છે, પણ પશુતાને ઘટાડવી અને પરાર્થ (મનુષ્યત્વ) ને વધારવો એવો આપણો યત્ન હોવો જોઇએ.

પાપીને એકલાને પાપ કરવું ગમતું નથી, પોતાની સાથે એ બીજાને ભેળે છે. પાપ હમેશાં સંતાતું ફરે છે, પણ છેવટે એને જવાબ દેવો પડે છે, અને શિક્ષા ભોગવવી પડે છે. પાપ માટે શિક્ષા કરવાનો જેને અધિકાર છે, તેણે શિક્ષા કરવી તે ક્રૂરતા નથી, પણ એક પ્રકારની દયાજ છે. કારણ કે એવી શિક્ષાથી પાપી માણસ સુધરે છે.

નીતિના મારગમાં પણ શિથિલતા ઉપજાવનારી અને આડે રસ્તે ખેંચી જનારી ઘણી લાલચો આવે છે, તે તરફ જરા પણ વળવું નહીં. સુખ રૂપી સોનાના ફળથી ન લલચાતાં સીધે નીતિને માર્ગે ચાલવું. રસ્તામાં સોનાનાં ફળ ઉંચકતો જઇશ, અને નીતિમાં પણ આગળ રહીશ એવું દુભાષિયું જીવન હાર ખવડાવે છે.

જેના આચાર વિચાર સારા તેજ દેવ. અને જેના આચાર વિચાર બુરા તેજ દૈત્ય સમજવો.

વીર્યને શાસ્ત્રોક્ત રીતે ઉર્ધ્વ ગતિ આપવાથી આકાશ ગમન થઇ શકે છે.

# ગોપીઓની વ્રેહ વેદના.

ઓધા વ્રેહવંતી વ્રજનારી, પામે મહાદુઃખ હરિ સંભારી.
એના ગુણને સંભારે છે જેમ, વ્રેહનો તાપ વધે ઘણો તેમ.
ઝુરે કૃષ્ણ વિના સકુમારી, વ્રેહની વેદના અંતરે ભારી.
બોલે ઉન્મત્ત થઇ મુખ વાણી, ક્યારે આવશે સારંગપાણિ.
નેણે નીર વહે એક ધાર, પીડે પ્રભુ વિના કામ અપાર.
આઠે પોહોર રોતાં એમ જાય, કંપે દેહ ને વેદના થાય.
એવું મહાદુઃખ પામે છે જ્યારે, ગોપી હરિ ગુણ ગાય છે ત્યારે.
ભાસે રસિયાનું સુંદર રૂપ, તે શું કરે છે એકાંત અનુપ.
ધ્યાને હરિના ચરણ ઉર ધારે, એમ વ્રેહનો તે તાપ નિવારે.
કરે આલિંગન હરિ સંગ, એમ ઉરથી નિવારે અનંગ.
જ્યારે ધ્યાન તજી જુવે બહાર, વ્રેહને તાપે તપે વ્રજનાર.
પછે કરે છે હરિનું ગાન, પળ વિસરે નહીં ભગવાન.
એમ પરવશ થઇ વ્રજબાળી, વ્રેહને બાણે વેધિ વનમાળી.
મુક્તાનંદના નાથની પ્યારી, ગોપી જીવે ચરિત્ર સંભારી.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટ્રના તે, પૃથ્વીતણા આ નૃપસંઘ સાથે.
આ ભીષ્મને કર્ણ ગુરૂજ યોદ્ધા, સાથે હમારા પણ મુખ્ય જોદ્ધા.

---

વહાલા વાટે તે વાત ન થાય, તમે જાણો છો જાદવરાય.
કૂડું કાંઇ લવે સંસાર, અમો અબળાનો અવતાર.
ઉભાં રહીયે ધોળે દીસ, વળતાં વેરી કાઢે રીસ.
ત્રિકમ તમારૂં કંઇ ન જાય, વળતી અમને દૂભણ થાય.
વહાલા ચઢયાં ન ઉતરે આળ, જુગમાં રહેવું મહા જંજાળ.
મોહન મળવું તે એકાંત, એવી મનની વિચારો ભ્રાંત.
મારે સાસુડીનું સાલ, જોતાં જેઠાણી દે ગાળ.
જેમ કાંઇ મીન રહે જળમાંય, પાણી પીવું તે કહો કાંહે.
વહાલા વાત સાંભળો એક, વિઠ્ઠલ વારૂં કાંઇ વિવેક.
દુરીજન દેખે ઠામો ઠામ, શાને મેલાવો છો મામ.
મારે અંતર ઉપજે દુઃખ, તમો માનો શાનું સુખ.
રસિયા છો રાજેના નાથ, તાહરા નેનમાં છે કાંઇ ઘાત.



ભલો બીજા પુરૂષને, પ્રકૃતિને પુરુષ પુરાતન;
વર્ત્યાં છે પ્રીત તે, જન્મે નહીં ફરી જુગ.

---

# પરાકાષ્ટાનાં દ્રષ્ટાંતો.

બુદ્ધ ભગવાને એક પૂર્વ જન્મમાં, વનમાં ભૂખમરાથી મરણ કષ્ટિ પડેલી એક વાઘણને પોતાનું શરીર ભક્ષ કરાવી દીધું. આનું નામ તે પરમાર્થની પરાકાષ્ટા કહેવાય.

સત્યયુગમાં નળ રાજાએ દાવા નળથી પીડાયલા (દઝાયલા) કરકોટક નામના નાગને તેના શરીરને શાંતિ (ઠંડક) થવા તેની માગણી ઉપરથી પોતાના પેટમાં ઉતારી દીધો હતો. આનુ નામ તે પરમાર્થની પરાકાષ્ટા કહેવાય.

જાપાનના શહેનશાહ મીકાડો જ્યારે મરણ પામ્યા તે વખતે તેમની જોડે દેવ લોકમાં જવા સારૂં તેજ પળે તેમના સેનાધિપતિ જનરલ નોગીએ પોતાના પ્રાણની આહુતિ આપી (મતલબ કે બન્નેની પાયદસ્ત સાથે કહાડવામાં આવી.) આનું નામ તે સ્વામિ ભક્તિની પરાકાષ્ટા કહેવાય.

રૂશીયા અને જાપાનની લડાઇ વખતે સો ફીટ ઉંડી અને પચાસ ફીટ પોહોળી ખાઇ જાપાનીસ સીપાઇઓએ પોતાના પ્રાણની દરકાર નહીં રાખતાં ઉપરા છાપરી પડી પોતાના શરીરોથી પૂરી દઇ સો ફુટ ઉંચાઇના કિલ્લા ઉપર એક એકના શરીર ઉપર ચઢી પોર્ટ આર્થરનો અજીત કિલ્લો જાપાનીસોએ જીતી લીધો. આ વખતે લાખોની સંખ્યામાં જાપાનીસ સીપાઇઓનો ભોગ આપ-વામાં આવ્યો. આનુ નામ તે દેશ સેવાની પરાકાષ્ટા કહેવાય.

આ વખતે જાપાન નિર્ધન હોવાથી તેમજ જાપાનમાં નીતિ ધર્મ પળાય છે છતાં જાપાનની કુલીન (ખાનદાન અને ખુબસુરત) સ્ત્રીઓએ ચીનના અમીર વર્ગને પોતાની દેહ અર્પણ કરી પોતાના ધર્મની આહુતિ આપી તેઓ પાસેથી (અમીરો પાસેથી) અસંખ્ય નાણું કઢાવી પોતાના રાજા ઉપર (દેશમાં) મોકલી આપ્યાં. આનું નામ તે દેશ ભક્તિની પરાકાષ્ટા.

ઉત્તર મહાસાગરમાં જ્યારે ટીટેનિક સ્ટીમરને ઉતારવામાં આવી ત્યારે સદર સ્ટીમર નાશ પ્રુફ બનાવી છે તેના અભિમાનથી અનુભવી કેપટને ચાલેન્જ કરીને હંકારવા માંડી. ઇશ અતિ બળવાન છે, તે પ્રમાણે એક બરફના ટુકડા સાથે અથડાઇ ભાંગીને ડુબવાની તૈયારીમાં હતી, તે વખતે સ્ત્રીઓ બચ્ચાંઓની દરકાર કર્યા વગર સો પુરૂષો પોત પોતાનો જાન બચાવવાની મારા મારી કરવા લાગ્યા. તે વખતે નહીં છુટકે કેપટને પોતાના અધિકારમાં લશ્કરી કાયદો (મારશલ લૉ) અમલમાં મૂક્યો. એટલે કે સદર મારા મારી અટકાવવા જોડે જોર તોફાન કરનારાઓને ગોળીથી ઠાર મારી નાખવામાં આવ્યા. પ્રથમ કાયદો એ મૂક્યો કે બચ્ચાં-વાળી સ્ત્રીઓને બચ્ચાં સહિત લાઇફ બોટ (જીવ બચાવનારી હોડી)માં ઉતારવી.

તેમ કરતાં જગ્યા રહે તો બાકી સ્ત્રીઓને બચાવવી અને તેમ કરતાં પણ જગ્યા રહે તો કેપટને પોતાના અધિકારમાં પુરૂષ વર્ગને બચાવવો. (તેમની વર્તણુક પ્રમાણે). હવે બન્યું એવું કે પુરૂષોને બચાવી શકાય તેટલી જગ્યા રહીજ નહીં. આ વખતે એક પુરૂષ કે જે પોતાનાં સ્ત્રી છોકરાંથી જનમનો વિખૂટો પડવાથી તેની આંખમાંથી આંસુની જે ધારા વહેવા લાગી તે નીચેની લાઇફ બોટમાં વ્યવસ્થા કરનારા મેનેજરના માથા ઉપર પડવાથી તેણે લગાર ઉંચું જોયુ તો પેલા સખસની આંખમાંથી જળધારા નીકળતી દીઠી. આ વખતે મેનેજરે દયા બતાવી તે સખસને એકદમ લાઇફ બોટમાં ભૂસકો મારી બચવાની તક આપી. આ વખતે લશકરી કાયદો છતાં મેનેજરે પોતાના જાનની પણ દરકાર કર્યા વગર ઉપલા સખસ ઉપર દયા બતાવી તેનો વહાલો જાન બચાવ્યો. એ દયાની પરાકાષ્ટા થઇ કહેવાય.

સદર સ્ટીમર ડૂબી તે વખતે કેટલીક સ્ત્રીઓને તેમના બચાવ માટે લાઇફ બોટમાં ઉતારવાની ધણીએ મહેનત કર્યા છતાં તેઓએ પોતાના ધણીથી છૂટી નહીં પડતાં તેમની સાથેજ પોતાનો જાન કુરબાન કીધો. એ સતી થયાની પરાકાષ્ટા થઇ કહેવાય. સદર પ્રસંગે એક પુરૂષે સ્ત્રીનો વેશ ધારણ કરી લાઇફ બોટમાં ઉતરી પોતાનો જાન બચાવ્યો હતો. આખરે અમેરિકાને કંઠે ઉતરતાં સદર ગુન્હેગારને સરકારે જનમ દેશ નિકાલની સજા કરી હતી. પ્રથમના પુરૂષને સ્ત્રીઓના પુરાવાથી છૂટો કરવામાં આવ્યો હતો.

આ ઠેકાણે મારે બે બોલ બોલવા સયુકત જણાયાથી કહેવું પડે છે કે આ વખતે પોતાનો જાન બચાવવાની યુકિત કરવામાં આવી હતી. કોઇ પણ સુધરેલી સરકાર સદર ઇસમને સજા કરી શકે નહીં. પરંતુ લશકરી કાયદાનો ભંગ કરેલો હતો, તેટલા માટે દેહાંત દંડની શિક્ષા નહીં કરતાં જન્મ દેશ નિકાલની સજા કરી એ પણ એક પ્રકારની ક્ષમાજ કહેવાય.

પાછળથી આ સવાલ વિશેષ ચર્ચાયાથી સરકાર તરફથી તેનો ઉત્તર વાળવામાં આવ્યો હતો. "ઉપલી સજા પણ કરવી નહીં જોઇએ, પણ ફકત જગતને બોધ કરવા ખાતરજ કરેલી છે."

## શ્રી ભગવાનુવાચ (શ્રી ભ. ગી.)

સર્વ યોગીના મધ્યમાં, મુજગત મનથી જેહ.<br>
શ્રદ્ધાવંત ભજે મને, યોગી શ્રેષ્ટ છે તેહ.

સર્વ યોગીઓમાં પણ મારે વિષે વાળેલાં અંતઃકરણે કરીને શ્રધ્ધાવાન જે મને ભજે છે તે મારે મતે સર્વોપરિ શ્રેષ્ટજ છે.



કોઈક જ્ઞાની આત્મા ને, નિજમાં [illegible] [illegible]
[illegible] [illegible] [illegible] વળી, કર્મયોગથી [illegible].

---

# રાધાજીની મૂર્છા.

## શ્રી હરિએ કરેલું રાધાજીનું સમાધાન.

### ( આપેલો વર. )

એવા લલિતા બોલી હરિ સંગ, સુણો નંદનંદન નવ રંગ.
તમે જવાની કીધી છે તૈયારી, રાધા વિરહે મુઝાય છે ભારી.
જાશે મથુરા નગર ભગવાન, એવું સુણતાં ભૂલી તન ભાન.
પામી મૂરછા ને પડી તત્કાળ, તમે આવી ને દેખો દયાળ.
વળી લલિતાની વાત વિચારી, આવ્યા રાધિકા પાસ મોરારી.
પડ્યાં ભૂમિ પર રાધિકા રાણી, દેખી ડરપ્યા સારંગ પાણિ.
પાછા આવ્યાની અવધિએ એહ, નિશ્ચે નહીં રાખે નિજ દેહ.
કર સાહી જગાડ્યાં ભગવાન, ભાવે બોલ્યા મોહન દઇ માન.
તમે સુંદરી ત્યાગો સંતાપ, તમને થયો છે શ્રીદામનો શાપ.
રહેશે સો વર્ષ મારો વિજોગ, પછે પામશો પરમ સંજોગ.
હમણાં સ્વપ્નામાં રાધિકા પ્યારી, મુને દેખશો નવલ વિહારી.
મારા વરથી સંજોગ છે જેહ, જોગે નહીં મળે સુંદરી તેહ.
એવો વર દઇ અંતરજામી, જાવા તૈયાર થયા બહુ નામી.
મુક્તાનંદનો શ્યામ સુજાણ, રાખ્યા વર દઇ પ્યારીના પ્રાણ.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

દાંતે કરીને ભયકારી જે છે, મૂખો, તેમાં જલદી પડે છે.
કો શ્રેષ્ટ અંગે થઇનેજ ચૂર્ણ, દાંતો વિશે લાગી દીસે અપૂર્ણ.

---

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોને.

વિલંબ ન કરીયે વિઠ્ઠલારે, આવોને અમ ઘેર આજ;
પેર પેરના પકવાન બનાવું, ત્રિકમ તમારે કાજ.—મારે૦

મનમાં હતું તે માવજીરે, મુખડે કેમ કહેવાય;
આવી જમો તો આવજો, મારું મોતી ભોજન થાય.—મારે૦

આ જોને આંગણીયે ઉભો, રંગીલો રણછોડ;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, પૂરો મારા મનના કોડ.—મારે૦

કઠણ વર જંગમ વસ્તુ છે, અને જ કોમલ નીર;
પ્રેમ પ્રેમીના પાસથી, થાય બધુ તે પીર.

## ભજન.

મુરખે મારૂં મારૂં કરી જાણ્યું, બ્રહ્મનું ભજન રૂદે નવ આણ્યું;
જુઠી માયા શું જોર કરીને, મરતાં સુધી તાણ્યું. મુ૦

સાંત્યું હશે તે જાનું રહેશે, દાટ્યું રહેશે નાણું;
જાણ્યું જન્મારો જીવશું રે, પછી આધવચ આવ્યું આણું. મુ૦

પાંચ લાખતો પોતે કમાણો, પામ્યો નહીં પાંચ પાણું;
હાણ્યો નહીં કંઇ માણ્યો નહીં, એમ કુદરતી આવશે કાણ્યું. મુ૦

બહુ ધનિયાને ધનજ વાહાલું, ધન જોબન નહીં જાણ્યું;
ભોજો ભગત કહે ભજો ઇશ્વરને, આગળની ઓળખાણ્યું. મુ૦



# શ્રી કૃષ્ણ પ્રત્યે રાધાજીનો અનોપમ પ્રેમ.

સુણો ઓધવ સુખપ્રદ જેહ રે, મુને દુઃખ દાયક થયું તેહ રે.
મારે પુષ્પ સુગંધીના બાગ રે, જેને જોતાં વધે અનુરાગ રે.
ફૂલ્યાં સરમાં સરોજ અપાર રે, તેમાં ભમર કરે છે ગુંજાર રે.
મારે વૈભવ સર્વ છે બાધ રે, દાસ દાસીઓ જશ પ્રભુ તાધ રે.
મારે હરિ વિના વૈભવ એહ રે, વ્રેહ તાપે તપાવે છે દેહ રે.
ક્યાં છે કૃષ્ણ કમળદળ નેન રે, દુઃખહારી કરે સુખચેન રે.
આવો કૃષ્ણજી કમળા નિવાસ રે, આવો પ્રાણ વલ્લભ મારી પાસ રે.
મેં તો શા શા કર્યા હશે દોષ રે, મુને ત્યાગી મોહન કરી રોષ રે.
એમ કહી કહી રાધિકા પ્યારી રે, પાછાં મૂર્છા પામ્યાં સકુમારી રે.
રાધા પ્રેમનું પાત્ર પ્રમાણી રે, બોલ્યા ઓધવ ગદગદ વાણી રે.
તમે માત કૃતારથ રૂપ રે, દીઠી પ્રીતિ તમારી અનુપ રે.
મારે મથુરાં જાવાનું માત રે, જાગી કરણા કરો સાક્ષાત રે.
હું શ્રી કૃષ્ણનો દાસ કહેવાઉં રે, પ્રભુ પ્રેરે ત્યાં ત્યાં જાઉં રે.
મુક્તાનંદના સ્વામીને સંગ રે, જઇને કહીશ તમારો પ્રસંગ રે.

સમ રૂપે સૌ ભૂતમાં, રૂપે પ્રથક જેહ;
વિનાશી માંય અવિનાશીને, ખરૂં જુએ છે તેહ.

---

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

નદી જળોના બહુ વેગ જેમ, સમુદ્ર પ્રત્યે મળી જાય તેમ;
મુખો તમારાં બળતાંજ જે છે, તેમાં આ વીર નરો પડે છે.

---

કુષ્ણ બોલે તમારી સાથ, જાદવજી જાણ્યા રે.
આતો નોહે મોટાની રીત, પર ઘેર માણ્યા રે.

વાટ જોતાં રજની વીતી, આવ્યા ઉગમતે સૂર.
કામણગારા કાનજી રે, વાલા અમને વિસાર્યાં દૂર.—જાદવજી.

પરનારીની પ્રીતડી તમે, કરી આવો ઠામો ઠામ.
અહિંયાં આવીને શું કરો, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ.—જાદવજી.

કોને તે મંદિર તમે કાનજી, કરી આવ્યા લીલા લ્હેર.
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, કોણુ જાણે તમારી પેર.—જાદવજી.

## ભજન.

મુરખો માની રહ્યો મારૂં રે, તેમાં કોઇએ નથી તારૂં.
સાત સાયર જેની ચોકી કરતા, કરતુ નીર ખારૂં.
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, સવણાદિક વાળું રે. મુરખો.

દુઃખને તો કોઇ દેખે નહીં ને, સુખ લાગે છે સારૂં.
વેળા વેળાની છાંયડી તારી, વહી જશે વારૂં રે. મુરખો.

પ્રભુ ભજનમાં હેતજ રાખો, સમરણ કરોને સારૂં.
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુ સ્તવન પ્યારૂં રે. મુરખો.



[illegible] સ્થિત [illegible] સર્વમાં, જોતાં તેને [illegible];
ન હણે પોતે આત્મને, પામે તે [illegible].

---

# તુલસી જ્ઞાન વાટિકા.

તુલસી યહ સંસારમે, પંચ તત્ત્વ હયે સાર;
સંત સમાગમ, હરિ ભજન, દયા, દાન, ઉપકાર.

તુલસી છલબલ છાંડકે, કરીયે રામસું નેહ;
અંતર કયા ભરથારસે, જીન દેખી સબ દેહ.

તુલસી પંછીન કે પીયે, ઘટે ના સરિતા નીર;
ધર્મ કરે ધન ના ઘટે, પક્ષ કરે રઘુબીર.

તુલસી કે દરબારમેં, કમી વસ્તુ કુચ્છ નાંહીં;
કર્મહિન કદપત ફિરત, ચૂક ચાકરી માંહી.

તુલસી જગમે આય કે, કર લીજે દો કામ;
દેવે કો ટુકડા ભલા, લેવે કો હરિ નામ.

તુલસી રેખા કર્મકી, મિટા શકે નહીં રામ;
મિટા શકે તો ક્યા મગર, સમજ કિયો હય કામ.

દયા ધર્મકો મૂળ હયે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબલગ ઘટમે પ્રાણ.

જાંહ કામ હયે તહાં રામ નહીં, જાંહ રામ તાંહ નહીં કામ;
તુલસી કબીહિ હોત નહીં, રવિ રજની એક ઠામ.

વર્તમાન આધીન હઉ, ભાવી ભૂત વિચાર;
તુલસી સંશય મન ન કરં, જો હે સો નિરૂવાર.

એક ઘડી આધી ઘડી, આધી હુમે આધ;
તુલસી સંગત સાધકી, હરે કોટિ અપરાધ.

રોમ રોમ બ્રહ્માંડ બહુ, દેખત તુલસીદાસ;
બિન દેખે કેસે કહું, સુનિ માને વિશ્વાસ.

ઘર કીન્હે ઘર હોત હય, ઘર છાંડે ઘર જાય;
તુલસી ઘર બન બીચહી, રહો પ્રેમ પુર છાંય.

જ્ઞાન ગરીબી, હરિ ભજન, કોમળ બચન, અદોષ;
તુલસી કબહુ ન છાંડીયે, ક્ષમા શીલ સંતોષ.

નામ કહત વૈકુંઠ સુખ, નામ કહત અઘ ખાન;
તુલસી તાતે ઉર સમુજ, કરહુ નામ પહિચાન.

મન પ્રસાદ સૌમ્યત્વ ને, આત્મનિગ્રહ ને મૌન;
ભાવસંશુદ્ધિ જાણવું, માનસ તપ અર્જુન.

---

કામ, ક્રોધ, મદ, લોભકી, જબલગ મનમે ખાન;
તબલગ પંડિત, મૂરખો, તુલસી એક સમાન.

એક ભરોંસો, એક બળ, એક આસ બિસવાસ;
સ્વાત બુંદ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ.

હીરા હરિકા નામ હયે, હદયા અંદર દેખ;
બાહેર ભિતર ભરી રહા, અયસો અગમ અલેખ.

કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંડે બન માહી;
અયસો ઘટ ઘટ રામ હયે, પણુ દુનિયા દેખે નાહી.

સાંઇ મેરો બનીયો, વણુજ કરે વેપાર;
બિન દાંડી બીન તાગડી, તોલે સબ સંસાર.

વડ તેવા ટેટા ખીલે, બાપ સમાના પુત;
બી તેવાં ફળ લાગશે, એજ રામનુ કૃત.

મન કે હારે હાર હયે, મન કે જીતે જીત;
પરિબ્રહ્મ જો પામીયો, મન રૂદયા પ્રતીત.

હોન હાર હિર્દે બસે, બીસર જાય સબ શુધ્ધ;
જૈસી હોની હોનાર હયે, વૈસી ઉપજત બુધ્ધ.

ખુદીયા તો ધરતી ખમે, કાટા ખમે વનરાય;
કઠણુ વચન સાધુ ખમે, દરીઆ નીર સમાય.

દુરીજનકી કરૂણા બુરી,ભલો સજ્જનકો ત્રાસ;
સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

જેવાનું તેવું થશે, ખરો વાત તે વાઘ;
પીછાં ખોસી મોરનાં, કદી ધૂવે નહીં કાગ.

ખુરસાના સદગુણુ વિના, નીતિ ચોકલી વ્યર્થ;
નરમ શીરે ટપલા પડે, જીતી જાય સમર્થ.

સંપત દેખી નવ હરખીયે, બિપત દેખી મત રોય;
જહાં સંપત વહાં બિપત હયે, હરિ કરે સો હોય.

જો જામે નિશદીન બસે, સો તામે પરવીણુ;
સરિતા ગજકો લે ચલી, ઉલટા ચાલે મીન.

જૈસી પ્રીત હરામ પે, અયસી હરપે હોય;
ચલા જાવે વૈકુંઠમે, પલ્લા ન પકડે કોય.

[illegible] દર્પણ [illegible], [illegible];
[illegible] જે તે આત્માને, જુએ [illegible] એમ.

---

# શ્રી કૃષ્ણ વિજોગ

## રાધાજીનો સંતાપ.

રાધા સુણીને ઓધવજીની વાણી રે, વળી જાગીયાં પરમ શાહાણી રે.
બેઠાં રત્ન સિંહાસને પ્યારી રે, પ્રેમે બોલીયાં વચન વિચારી રે.
જાઓ મથુરા નગર તમે તાત રે, રખે ભૂલી જાતા મારી વાત રે.
વેલા લાવો શ્રી કૃષ્ણને આંહીં રે, બીજે જાવા ન દેશો કયાંહી રે.
પામી વનિતાના જન્મને વીર રે, મળ્યા કૃષ્ણ પતિ રતિ ધીર રે.
એવા પતિ સંગ પામી વિજોગ રે, એથી નહીં અન્ય દુઃખ સંજોગ રે.
શાને વાત કરો બહુ વાર રે, મુને બોધ ન લાગે લગાર રે.
હરિનું દર્શન જ્યારે ન થાય રે, તે તો નિષ્ફળ જનમ કહેવાય રે.
એનો નવ સંગમ થયો જેહ રે, મુને વિસરે નહીં પળ તેહ રે.
હું તો રાત દિવસ રહું સોય રે, બીજી વાત ગમે નહીં તોય રે.
જાગું રજનિમાં નિંદ નિવારી રે, ભજે કૃષ્ણ વધે દુઃખ ભારી રે.
પડી શોકના સિંધુમાં બાઇ રે, મુને કાઢો ઓધ્ધવ તમે ધાઇ રે.
એ છે સર્વે સુકૃત મધ્યે સાર રે, પ્રેમે કરવો જે પર ઉપકાર રે.
મુકતાનંદનો વાહાલો વિહારી રે, ઓધા જીવન દોરી હમારી રે.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

જેવી રીતે બળતા અગ્નિ માંય, વેગે પતંગો બળવાજ ધાય.
તેવીજ રીતે તમ મુખ માંહ્ય, વેગે જનો આ મરવાજ ધાય.

---

ઉગ્યો શરદ પુનમનો ચંદ, મારે ઉપનો રે આનંદ.
રમવા ભૂધર સાથે ભાવ, આપણે આવ્યો છે આ દાવ.
ગોરી ગરબે રમવા આવે, મનમાં મોહનજી શું ભાવે.
મળીયે સરવે સરખી નાર, સજીએ શોભીતા શણગાર.
ઠમ ઠમ વીંછવાનો ઠમકાર, ઝમ ઝમ ઝાંઝરનો ઝમકાર.
ઓઢો આવે એવાં ચીર, આપણે જાવું જમના તીર.
ચોળી ચંપક વરણી પહેર, આપણે કરીયે લીલા લ્હેર.
જાયમ કાંઇ વશીયર માંડે ફેણ, એવી ગુંથાવોની વેણ.
લ્હેકે હૈડાં ઉપર હાર, નયણે નિરખો ને મોરાર.
રસિયા છો રાજેના નાથ, અમને રંગે રમાડો રાત.

## અર્જુન ઉવાચ (દિવ્ય દર્શન).

પ્રસન્ન થાઓ, નમું દેવ ભૂપ, છો કોણ કહો આપ ઉગ્રરૂપ.
છે જાણવાની તમનેજ વૃત્તિ, જાણું નહીં આપતણી પ્રવૃત્તિ.



ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદ એ, પ્રકૃતિ મોક્ષ વળી જેહ;
જ્ઞાન ચક્ષુથી જોય જે, પરમપદ પામે તેહ.

---

# શ્રી કૃષ્ણની અલૌકિક મોટપ.

વળી બોલીયાં રાધિકા રાણી, સુણો ઓધવજી મારી વાણી.
કોટિ ચંદ્રથી શીતળ જેહ, કોટી કામથી સુંદર તેહ.
તન ધારી અસુર સુર જોય, તેમાં કૃષ્ણને તુલ્ય ન કોય.
શેષ શારદા બ્રહ્માદિક દેવ, જેનું ધ્યાન ધરે કરે સેવ.
એવી સંપત્તિ નહીં કોઇ સાર, જેણે વિસરે નંદકુમાર.
એનું સ્વપને જો દર્શન પામે, તેનું મન ન ચઢે અન્ય ભામે.
પામે કૃષ્ણનો લેશ પ્રસંગ, તેને ન ગમે સંસારનો સંગ.
જેને જોઇને સ્થાવર કાય, ગિરિ વૃક્ષ ચપળ સમ થાય.
એના અતિગુણ શીલ સંભારી, થંભે મારૂત જમુનાનું વારી.
શોભા જોઇ થંભે શશી સૂર, રહેવા ઇચ્છે તે હરિની હજુર.
એવી સંપત્તિ નહીં કોઇ સારી, જેણે વિસરે કુંજ બિહારી.
એવા અતિશે અલૌકિક એહ, તે શું બાંધ્યો છે અચળ સ્નેહ.
વણ દીઠે તે પળ ન રેવાય, ખાલી મંદિર ખાવાને ધાય.
મુકતાનંદનો વહાલો વિહારી, એ છે જીવન દોરી હમારી.

## પ્રભુ ભજન.

પ્રભુ ભજરે તું પામર પ્રાણી, માન શીખામણ મારી;
ઘર ધંધાને વહાલે વળગ્યો, શી ગત થાશે તારી.
ગુરૂ બ્રહ્મનો રંગ ન લાગ્યો, માયા મદમાં મોહ્યો;
ધિક ધિક પ્રાણી જીવતર તારૂં, એળે અવસર ખોયો.
અમુલખ અવસર કોડી બદલે, જાવા દીધો લાઠે;
બ્રહ્મ હિરો ચિંતામણિ મોટો, તાણી ન બાંધ્યો ગાંઠે.
માનવીનો અવતાર તું પામી, કહે શું સાધન કીધું;
લક્ષ ચોર્યાશી ફેરાનું દુઃખ, મરવા માથે લીધું.
કુળ કુટુંબને મારગે ચાલ્યો, મિથ્યા લોકની લાજે;
જોબનીયાને લટકે ચઢીયો, વરણાગીને કાજે.
સંસાર સુખના સ્વાર્થ માંહે, વણસ્યાં કારજ તારાં;
ધૂમાડા તણી મૂઠી ભરવા, ઊલેચ્યાં અંધારાં.
સમજુને શીખામણ લાગે, મૂરખને મન હાંસી;
કૃષ્ણજી કૈવલ્ય બ્રહ્મ ભજ્યા વિન, ન ટળે જમની ફાંસી.



જેમ સકળ આ લોકને, પ્રકાશીત રવિ એક;
તેમ ક્ષેત્રી સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક.

---

# શ્રી કૃષ્ણનો મહિમા સંભારી

## રાધાજી અને ઓધવજીનું અરસપરસ રૂદન.

ઓધવ સર્વના સ્વામી છે એહ, એવું જાણીને કીધો સ્નેહ.
જેના ભય થકી ચંદ્રને સૂર, રે છે નિશદિન હેતે હજુર.
જેને ડર વહે ત્રિવિધ સમીર, વરસે ઇંદ્ર સુધાસમ નીર.
જેનો ત્રાસ સદા ઉર આણી, દોડે મૃત્યુ હરે સર્વ પ્રાણી.
ફળે ફૂલે તરૂ જેને ત્રાસે, રહે સિંધુ મરજાદામાં વાસે.
એ છે કાળના કાળ અનંત, એને વશ સુર સિદ્ધ પ્રજંત.
એ છે અતિશ સ્વતંત્ર ઉદાર, એના મહિમાનો નાવે પાર.
એવી સંપત્તિ કોઇ ના ભાઇ, જેણે વીસરે હરિ સુખદાઇ.
મુને હરિ વિના પળ એક જાય, તે તો કોટિક પળ સમ થાય.
એવો ભેદ પ્રબોધ ન હોય, જેણે સમજાવે મુને કોય.
ત્યાગો ઓધવ બોધની આશ, જાઓ મથુરાં નગર પ્રભુ પાસ.
એવું કહીને રૂદન કરી ભારી, પામ્યાં મુરછા રાધિકા પ્યારી.
સુણી રાધાનાં વચન ગંભીર, રોયા ઓધવજી તજી ધીર.
મુક્તાનંદના નાથની પ્યારી, એની પ્રીતિ ત્રિલોકથી ન્યારી.

---

કશી વાતનો ખરખરો મન નાણો, સુખ-દુઃખ તે દેહના ધર્મ જાણો.
કરોને તમે કોટી લક્ષ પ્રકાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
હરિશ્ચંદ્ર રાજા મહા પુણ્યવાન, નહીં કોય સંસારમાં તે સમાન.
તેણે નીચ ઘેર વહ્યો નીર ભાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ, જેના નામથી થાય નિષ્પાપ દેહ.
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભિચાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
જુઓ જાનકીજી પડયાં દુષ્ટ હાથ, જેના સ્વામિ છે કોટિ બ્રહ્માંડ નાથ.
આપો આપ લક્ષ્મીતણો અવતાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
વળી પાંડવોની કહું એક વાત, જેના સારથિ નિત્ય વૈકુંઠ નાથ.
હાર્યા રાજ રિદ્ધિ તથા નિજ નાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.

મહાપુણ્યકારી જેને સિદ્ધનાથ, ચાલી નિસર્યાં નારી લઈ વન સાથ.
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
શા માટે તમે ભાર માથે ધરો છો, વળી હું કરૂં હું કરૂં એમ કહો છો.
કરોને તમે ચિત્ત સાથે કરાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.
કરી વિનતી સર્વને કહું સત્ય વાત, રચ્યા ભૂખણે તે સુણો શ્લોક સાત.
ઘણું સાંભળ્યા જોગ સાધુ વિચાર, લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.

## ભજન.

હાથ ચક્ર ત્રિશૂલ બિરાજે, અલખ જગાઉ તેરી નગરીમે;
શ્રી કૃષ્ણ કે દરશન કરને, આયે સદાશિવ ગોકુલમે.

મંદિર બૈઠે જસોદા મૈયા, અવાજ સુનીયા કાનુમે;
થાલ ભરી સો કંચન લાયા, લીયો જોગેશ્વર ઝોલીમે.

શિવજી કહે માઈ હમ નહીં લેવે, લે જાવ મૈયા અપને ઘરમે;
ચાર ખૂટકા સોના રૂપા, માઈ ભર્યો હે મેરી ઝોલીમે.

હમ જોગેશ્વર બનકે બાસી, આયે હે દરશન કરને;
તેરે બાલક કા દરશન કર કે, ફીર જાંઈગે માઈ બનમે.

તુમેરા સરૂપ કાલા પીલા, સુરત જેસી બાઘનકી;
મેરા બાલક તો કાલકા જનમા, નજર લગે કોઈ રાંડનકી.

ચાંદ સુરજ ઓર નવલખ તારા, ભજન કરે તેરે બાલકકા;
એ બાલક તો સબકુ ડરાવે, ઓ બાલક નહીં ડરનેકા.

મનમેં સમજી ચલી જસોદા, લે આઈ શ્રી કીરસનકુ;
દોનું નજર જાંહ એક હુઈ, તબ શીશ નમાયા શંકરકુ.

ચરણ ધોઈ ચરણામૃત લીધાં, શીંગીનાદ બજૈયાં હૈ;
ચૌદ ભુવનનો નાથ કૃષ્ણજી, સફળ જનમ મૈયા તેરા હૈ.

કહું ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ;
જે જાણી અહિંથી બધા, મુનિ પામ્યા પરમપદ.

# ઓધવજીએ ગોપીઓ પ્રત્યે કરેલી

## કૃષ્ણ કથા.

ગોપી સાંભળી હરિ સંદેશ, જાગ્યો સૌમાં હરિનો આવેશ.
સૌના આત્મા કૃષ્ણ મોરારી, સૌથી ન્યારા છે શ્રી ગીરધારી.
એવું જાણી શ્રી હરિનું સ્વરૂપ, સર્વે સમજીયું મર્મ અનુપ.
વ્રેહનો તાપ શમ્યો સર્વ જ્યારે, પ્રેમે પૂજ્યા ઓધવજીને ત્યારે.
પ્રેમે ઓધવજી બહુ માસ, કીધો ગોકુળ ગામ નિવાસ.
હરવા ગોપીનો શોક અપાર, ગાય કૃષ્ણ કથા શ્રુતિ સાર.
સૌનો શોક હર્યો કરી વાત, જેમ આવે મોહન સાક્ષાત.
પ્રેમે હરિ ગુણ ઓધવ ગાયે, દિન રજની તે ક્ષણ સમ થાયે.
હરિ ભક્ત ઓધવ સુખ ધામ, રહ્યા જેટલા દિન નંદ ગામ.
જાણ્યા ક્ષણ સમ તે વ્રજવાસી, એવી કૃષ્ણ કથા રહી પ્રકાશી.
હરિના રમણ તણાં સ્થળ જેહ, ગોપી સહિત ઉદ્ધવ જુવે તેહ.
જ્યાં જ્યાં કીધો શ્રી કૃષ્ણે વિહાર, ગોપી સમજાવે કરીને પ્યાર.
નિરખી નિર્મળ જમુનાનું વારી, ગિરિ ગોવર્ધન સુખકારી.
નિરખી વૃંદાવન નવરંગ, સુણો ઓધવ સર્વે પ્રસંગ.
નિરખી કંદરા પર્વત કેરી, ગાય ગોપીયું લીલા ઘણેરી.
મુક્તાનંદ કહે વાલાનો વિહાર, તે તે સ્થળ જણાવે બહુ વાર.

## પ્રભુ ભજન.

સાચું તે સગપણ રે, સમજ મન શ્યામ તણું.
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું.
માત પિતા ભ્રાત અને ભગની, સગાં સહોદર સોય.
કુળ કુટુંબ સગા ગોત્ર ને જ્ઞાતિ, તેમાં તારૂં છે નહીં કોય.
સગું એતો સરવે રે, સુખ અને દામતણું.—સાચું૦

જનુની જનક એવા કર્યા કેટલા, તેં જેટલી ધરી દેહ.
લ્હેણા દેણીનો સંબંધ તુટયો, ત્યારે મુકી ગયાં તેહ.
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામ તણું.—સાચું૦

જોની હરિવણ હિત ધરીને, કોણ આપે મનુષ્ય અવતાર.
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર.
ભજે તેને આપે રે, પદ નિજ ધામ તણું.—સાચું૦

અણુ આસક્તિ ક્યહું મા રાખીશ, માયા મનથી છોડ.
નિશ્ચિંત થઇ સૌ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ.
દયા દિન રજની રે, રટણ કર રામ તણું.—સાચું૦

# મહાત્મા તુલસીદાસ.

મહાત્મા તુલસીદાસ ખરેખર એક ઇશ્વરી અંશાવતારી પુરૂષ હતા. શ્રી રામ પ્રત્યે અપ્રતિમ પ્રેમ દેખાડનારા એમના જેવા બીજા જવલ્લેજ હશે. તુલસીદાસ ગુપ્ત જ્ઞાની પુરૂષ હતા. એમના કેટલાક દોહરાઓથી કળી શકાય છે કે જેમાં બહુજ ગુપ્ત જ્ઞાન સમાવેલું છે. (એટલે તે દોહરાઓનો અર્થ સમજી શકાતો પણ નથી). આ ઉપરથી તુલસીદાસ બહુ વિશાળ બુદ્ધિવાળા હતા એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ થતી નથી. મોટા મોટા પંડિતો અને હિંદી ભાષાના ઉસ્તાદોએ તેનો ઉકેલ કરવામાં હાર ખાધી છે. તુલસીદાસનું જ્ઞાન વાંચીને નાસ્તિકમાં નાસ્તિક પુરૂષો પણ આસ્તિક બની ગયા છે. એમના અમૂલ્ય જ્ઞાનને પ્રતાપે કંઇએક જીવોના જીવનનુ સાફલ્ય થયુ છે, અને સંસાર તજી કંઇએક જીવડાઓ સાધુ બની ગયા છે. તુલસીદાસના ગ્રંથનું ધ્યાનપૂર્વક મનન કરનારને જે અપૂર્વ લાભ થાય છે, તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેના વાચનથી અતિ ઉત્કૃષ્ટ ગુણોની મનહર છાપ અંતઃકરણ પર પડે છે, અને તેના યોગે જીવ્યાનું જીવતર સફળ થયા જેવો સંતોષ થાય છે.

---

# તુલસી જ્ઞાન કયારા.

એક ઘડી આધી ઘડી, આધીહુમેં આધ;
તુલસી સંગત સાધકી, હરે કોટિ અપરાધ.

**અર્થ:**—એક ઘડી, અરધી ઘડી, અથવા અડધીમાંની પણ અડધી ઘડી પકડીને (યાને પળે પળ) હે તુલસી! તું (પરમેશ્વરની) સંગત સાધ, (યાને શ્વાસો શ્વાસે રામ નામની જપના જપ) કે જેથી તારી એકેક જપનાને પ્રતાપે ક્રોડ ક્રોડ પાપ કપાતાં જશે.

રોમ રોમ બ્રહ્માંડ બહુ, દેખત તુલસીદાસ;
બિન દેખે કૈસે કહું, સુનિ માને વિશ્વાસ.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે રૂંવે રૂંવે બ્રહ્માંડ વસેલાં છે, તે મારાથી કેમ ના પડાય? માત્ર તારી (પરમેશ્વરની) સાંભળેલી કીર્તિથી જો વિશ્વાસ ઉપજે છે તો 'જોયા વિના વિશ્વાસ ન લાવું' એમ મારાથી કહેવાયજ કેમ? પરમેશ્વર તરફ તુલસીદાસનો આ કેટલો ગાઢો પ્રેમ!

ઘર કિન્હે ઘર હોત હય, ઘર છાંડે ઘર જાય;
તુલસી ઘર બન બીચહી, રહો પ્રેમ પુર છાંય.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે ઘર કરવાથી ઘર આવે છે, પણ ઘર છોડવાથી ઘર જતું રહે છે. (યાને જો રામનું નામ અંતઃકરણમાં વસાવી ઘર

કરો તો તે ત્યાં ઘર કરે છે, અને જો એ નામ પર શ્રધ્ધા ન રાખો તો ઘર જતું રહે છે, એટલે કે અંતઃકરણમાં પરમેશ્વરનો પ્રેમ વસી શકતો નથી). વાસ્તે તું બરાબર વચલે ગાળે રહીને તારૂં કામ કર. (એટલે કે આપણું અંતઃકરણ જે શરીરના મધ્ય ભાગમાં છે, ત્યાં પરમેશ્વરને વસવા દે, કે જ્યાં પરમેશ્વર મળશે અને તેની અમર છાયામાં તું તેનો પૂરો પ્રેમ પ્રાપ્ત કરશે.)

જ્ઞાન ગરીબી, હરિ ભજન, કોમળ બચન અદોષ;
તુલસી કબુ ન છાંડીયે, ક્ષમા શીલ સંતોષ.

**અર્થ:**—(ઇશ્વરી) જ્ઞાન, ગરીબાઇ, હરિ ભજન તથા નમ્રતાવાળી મધુર વાતચીત આ સઘળાં નિર્દોષ છે (એટલે એમાં કોઇ રીતના પાપનો ભેળ ન હોવાથી તે દોષ રહીત છે.) તેમજ તુલસીદાસ કહે છે કે તારા ઉપર ગમે એવું સંકટ પડે તોપણ પાપીમાં પાપીને પણ માફ કરવાનો ગુણ (ક્ષમા) તું તજીશ નહીં, કારણ કે (એક ખરા સંતને) ક્ષમા જેવો બીજો મોટો સંતોષ કોઇ નથી.

નામ કહત વૈકુંઠ સુખ, નામ કહત અઘખાન;
તુલસી તાતે ઉર સમુજ, કરહુ નામ પહિચાન.

**અર્થ:**—જેનું નામ લેતાં વૈકુંઠ (સ્વર્ગ) ના જેવું સુખ મળે છે, અને જેનું નામ લેતાં રત્નોની બેશુમાર ખાણ મળી હોય એવો સંતોષ મળે છે, એવા રઘુકુળ તિલક શ્રી રામચંદ્રજીને તું તારા દીલમાં સમાવ (એટલે કે હૃદયમાં જગ્યા આપ) અને જ્યારે તું તેમ જગ્યા આપશે, ત્યારેજ તે પવિત્ર નામની તને પિછાન થશે. આહા! કેવો ઉમદા અલંકાર!

તુલસી જગમે આય કે, કર લીજે દો કામ;
દેવે કો ટુકડા ભલા, લેવે કો હરિનામ.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે જગતમાં આવીને તું બે કામ કરી લે. આપવામાં એક ટુકડો અપાય તો તેબી આપજે, અને લેવામાં માત્ર ઇશ્વરનું નામ લેજે. આપવું અને લેવું ("આપવું તો કે દામ ને લેવું તો કે નામ") આ બે પરમાર્થિ રસ્તા પર ચાલ કે જેથી કરીને પરમ કૃપાળુ પરમેશ્વરનો પ્રેમ તને પ્રાપ્ત થશે.

કામ, ક્રોધ, મદ, લોભકી, જબલગ મનમે ખાન;
તબલગ પંડિત, મૂરખો, તુલસી એક સમાન.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે જ્યાં સુધી કામ, ક્રોધ, અભિમાન, અને લોભની ખાણ તારા અંતઃકરણમાં વાસો કરી રહી હોય, ત્યાંસુધી તું ગમે એવો વિદ્વાન પંડિત છતાં એક મૂર્ખ કરતાં તારી લાયકાત વધુ નથી. અર્થાત્ પંડિત અને મૂર્ખ એ બન્ને (ઉપલા દુર્ગુણો હોય ત્યાં સુધી) દરજ્જામાં સરખા છે.

એક ભરોંસો, એક બલ, એક આસ બિશ્વાસ;
સ્વાત બુંદ રઘુનાથ હયે, ચાતક તુલસીદાસ.

**અર્થ:**—કહે છે કે (પરમેશ્વર પર) એક ભરોંસો, એક હીંમત, એક આશા, અને એક વિશ્વાસ રાખ. તું એમજ સમજ કે તું પંડે ચાતક (પપૈયો) છે, અને રઘુનાથ છે તે સ્વાતિનું એક બુંદ (ટીપું) છે. એટલે કે તું તારૂં દિલ રઘુનાથ જોડે એવું લગાડ કે જેવું દિલ સ્વાતિ નક્ષત્ર જોડે ચાતક પક્ષી લગાડે છે.

જહાં કામ હયે તહાં રામ નહીં, જહાં રામ હયે નહીં કામ;
તુલસી કબીહ હોત નહીં, રવિ રજની એક ઠામ.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે જે અંતઃકરણમાં કામ (કામદેવ) પેવસ્ત થયેલો હોય, તે અંતઃકરણમાં રામનું ઠામ હોયજ નહીં, અને જ્યાંહ (યાને જે હૈયામાં) રામનો વાસો હોય ત્યાં કામ (કામદેવ) પણ હોય નહીં. (અર્થાત્ રામ ત્યાંજ વસે કે જ્યાં કામ નહીં હોય) કારણ કે રવિ અને રજની એક ઠામ હોતાં નથી. (યાને દિવસ અને રાત એકજ વખતે સાથે હોતાં નથી.)

સાધુ પુરૂષો સંસારી માયાનો ત્યાગ કરે છે તે કામેન્દ્રિયને વશ કરવા માટેજ કરે છે. ક્રોધ, અભિમાન અને લોભ ઘડીભર વશ થાય, પણ કામને વશ કરવો મહા મુશ્કેલ ગણ્યું છે.

લીખના, પઢના, ચાતુરી, તીનો બાતાં સહેલ;
કામ દહન, મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ.
તુલસી રેખા કર્મકી, મીટા શકે નહીં રામ;
મીટા શકે તો કયા મગર, સમજ કીયો હય કામ.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે કર્મની રેખા (લલાટના લેખ) ખુદ પ્રભુ-રથી પણ ફેરવી શકાતા નથી. એક બારગી તે ફેરવી બી શકે, પણ તેણે સઘળું કામ પહેલાંથી વિચાર કરીનેજ કીધેલું છે. (યાને તે ભવિષ્યનો જાણનાર છે. તેથી આ મનુષ્યનો અંત એવોજ આવશે એમ અગાઉથી નિર્માણ કરીને વિધાતાના લેખ લખેલા છે, તે કદી ફરી શકે નહીં.)

વર્તમાન આધીન હઉ, ભાવી ભૂત વિચાર,
તુલસી સંશય મન ન કરૂં, જો હયે સો નિરવાર.

**અર્થ:**—તુલસીદાસ કહે છે કે ગઈ ગુજરીનો, ચાલતા વખતનો તથા આવતા ભવિષ્યનો તારે વિચાર કરવોજ નહીં. એનો સંશય (વ્હેમ) મનમાં રાખેલો નકામો છે, કારણ કે આ જગતમાં જે કાંઈ છે તે સઘળું નિર્માણજ (મુકરર) છે, જે કોઈ પણ ઉપાયથી ફેરવી શકાતું નથી.

**સત્વ, રજો, તમ, ગુણ એ, પ્રકૃતિથી થનાર;**
**વપુમાં અવ્યય દેહીને, છે યોગી દેનાર.**

# ગર્ભયોગી શુકદેવજી.

જા દેખો સો દુઃખીયા બાબા, સુખીયા નાહી કોઈરે—
રાજા દુઃખીયા, પ્રજા, દુઃખીયા, દુઃખીયા ઘર બૈરાગીરે;
દુઃખ કે કારણ શુકદેવને, ઉદરીહ માયા ત્યાગીરે.

શુકદેવજી પૂર્વ કાળમાં મોટા જ્ઞાન સંપન્ન હતા. એમણે ગર્ભમાંથીજ માયાનો ત્યાગ કરેલો હોવાથી જન્મ થતાં વેંતજ મુઠીઓ વાળીને નાસવા માંડયું! એમના પિતા વ્યાસજી પાછળ દોડવા લાગ્યા અને બોલ્યા કે, "અલ્યા આ શું! ઉભો તો રહે," પણ શુકદેવજી કેમે કર્યાં ઉભા રહે નહી. વ્યાસજીએ ઘણુંએ વિનવ્યા, ત્યારે શુકદેવજી નાસતાં નાસતાં બોલ્યા કે, "મારે તમારી જોડે શી નિસ્બત છે? હું તો પૂર્વ જન્મના યોગે તમારે ત્યાં અવતર્યો છું." ત્યારે વ્યાસજી બોલ્યા, "અલ્યા તારી બધી વાત મને ખબર છે, પણ આ હું તારો પિતા તેના ભણી તો જો!" પિતા શબ્દ કાન ઉપર પડતાં શુકદેવજીએ પાછળ ફરીને જોયું તો પોતાના જ્ઞાની પિતા વ્યાસજીને દીઠા. વ્યાસજી બોલ્યા, "દીકરા, પેલી તારી માતાને દૂધનો પાનો ચાલ્યો જાય છે, તેને તારાથી કષ્ટ કેમ અપાય! વાસ્તે તારે તો લોકાચાર પ્રમાણે તેને ધાવી કરીને મોટા થઇ પછી તારે જે ઉદ્યમ આદરવાનો હોય તે આદરવો એવી મારી તને શિખામણ છે." ત્યારે શુકદેવજીને જ્ઞાન થતાંજ પોતાની માના ખોળામાં પડી રીતસર ધાવવા માંડયું. (પિતાના શુકનને માન આપ્યું એટલુંજ) ફરી દોડવા માંડયું! ત્યારે વ્યાસજી બોલ્યા કે, "વળી કેમ!" ત્યારે શુકદેવજી બોલ્યા, "મેં આપના કહ્યા પ્રમાણે મારી માતાને ધાવીને તેને શાંત કરી છે, હવે શું છે!" ત્યારે વ્યાસજીએ કહ્યું કે "દીકરા, એમ નાસવાથી શું ફાયદો છે? તું જાણે છે કે હુંજ જ્ઞાની છું, પણ તેમ નથી. આ પાસે મિથિલા નગરીના જનક રાજા છે, અને તે વિદેહી કહેવાય છે, માટે તુ એકવાર તેમની મુલાકાત તો કર! પછી તારે જે કરવું હોય તે સુખેથી કરજે!" ત્યારે શુકદેવજી બોલ્યા, "પિતા, તે વિદેહી વળી કેવા હોય છે." ત્યારે વ્યાસજીએ કહ્યું, "એ સવાલનો જવાબ મારાથી તને આપી શકાય એમ નથી. એ તો તું જાતે ત્યાં જઇને તેમને નજરે જો અને પછી મારી પાસે આવ એટલે તને બધી હાલત સમજાશે." આમ કહેતાંજ શુકદેવજી કે જે નગ્ન હાલતમાં હતા, તે મિથિલા નગરીમાં ગયા. રાજા જનકના મહેલ ઉપર બે દ્વારપાળો ઉભા હતા, ત્યાં શુકદેવજી નાગા નાગા આવી પહોંચ્યા. એક દ્વારપાળ બોલી ઉઠયો, "એ તું આવો નાગો અહીં આવ્યો છે, તને શરમ નથી આવતી?" ત્યારે શુકદેવજીએ જ્ઞાનના પ્રભાવથી તેને કહ્યું કે "ભાઇ, એ તું શું બોલ્યો? મેં જે વસ્ત્ર પહેર્યાં છે એવાં તો તમે પણ પહેર્યાં નથી. પણ તમે પાપી હોવાથી તમને કદાચ ને દેખાતાં નહીં હોય." ત્યારે બીજો દ્વારપાળ બોલ્યો, "હા

બાઇ કહાય આપણને તે નહીં દેખાતાં હોય. હશે આપણે શું જવા દોની મહેલમાં!" શુકદેવજી મહેલમાં પેસતાંજ જોય છે શું!!

એક મોટા રત્ન જડિત સોનેરી હીંચકા ઉપર જનક રાજા નગ્ન હાલતમાં બેઠા છે! પાસે બેઠેલી રાણીઓ શુકદેવજીને નાગા દેખીને એકદમ ઉઠીને નાશી ગઇ! આ બનાવથી શુકદેવજી પણ બીન્યા અને એમણે પણ પાછા બહાર નીકળીને નાસવા માંડયું. અને મનમાં બોલવા લાગ્યા કે હું તો જાણતો હતો કે હુંજ એક નાગો છું, પણ આ તો બીજો પણ નાગો છે!! પછી શુકદેવજી પોતાના પિતાને આવીને કહેવા લાગ્યા. (ઉપર પ્રમાણે) ત્યારે વ્યાસજી બોલ્યા, "કેમ દીકરા, તું સમજતો હતો ને કે હુંજ છું!! પણ હજી તો કયાં? તું એમનું શયન ગૃહ તો જોઇ આવ?" ત્યારે શુકદેવજી જનક રાજાનું શયન ગૃહ જોવા ગયા. જઇને જુવે છે શું? તો એક હજારો મણના પથરા ઉપર જનક રાજા પોતે સુતેલા છે, અને બીજો તેટલો મોટો અને તેટલાજ વજનનો એક પથરો બે છેડે એક કાચાની દોરડી ઉપર લટકાવેલો છે! આ જોઇને શુકદેવજીએ તો નાસવાજ માંડયું, અને આવીને પોતાના પિતાને ઉપરની હકીકત કહી. ત્યારે વ્યાસજી બોલ્યા, "કેમ? તું કહેતો હતો ને કે હુંજ છું!! પણ હજી તો કયાં એક વખત એમને ધુણી ઉપર બેઠેલા તો જોઇ આવ?" ત્યારે શુકદેવજી ધુણી ઉપર જઇને જોય છે, તો જનક રાજા બેભાન હાલતમાં જમીન ઉપર પડ્યા છે. એક હાથ ધુણીમાં ચર ચંર બળ્યા કરે છે, બીજા હાથ ઉપર ચંદનના ઠંડા લેપ ચાલી રહ્યા છે. આ જોઇ શુકદેવજી તો આભાજ બની ગયા, અને પાછા આવીને પોતાના પિતા વ્યાસજીને કહેવા લાગ્યા! વ્યાસજી પૂછે છે "કેમ દીકરા!" પૂછતાં વેંતજ શુકદેવજી ગભરાઇને બોલી ઉઠયા! "હાય હાય બાપ, આ તો કોઇ જબરો દેખાય છે! ના બાપા મારાથી તો આમાંનું કશુંજ બને એમ નથી!!!" ત્યારે વ્યાસજી બોલ્યા, "એ તો નોય લાડવા ખાવાના!! વાસ્તે હવે તું એમ કર, મારૂં કહ્યું માનીને હવે આમને આમ આ દુનિયામાં અવતાર ધારણ કર્યો છે તો હવે આપણું જે કાંઇ શાસ્ત્રોકત રીતે કર્તવ્ય કરવાનું હોય તે કરીને પ્રારબ્ધ કર્મ પૂર્ણ થયા પછી યથેચ્છ રીતે વિરપવું. એજ તારૂં શ્રેય સાધક છે." ત્યારે શુકદેવજી વિધિ પૂર્વક પોતાની ફરજ સમજીને પોતાની સપ્તાહ રાજા વિગેરેને સમજાવવા લાગ્યા (જ્ઞાન રસ). પ્રથમ સપ્તાહ પરીક્ષિત રાજાને સંભળાવી. જેથી પરીક્ષિત રાજા સાત દિવસમાં ઇશ્વરને પામ્યા.

પ્રેમની વાત પરીક્ષિત પ્રીછ્યો નહીં, શુકજીએ સમજી રસ સંતાડયો.
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સુધો દેખાડયો.
રાજા પરીક્ષિત પામીયો,—ભુવન પતિ ભગવાન—
સાત દિવસમાં મળ્યું એવું, ગોવિંદ કેરૂં જ્ઞાન.

# સખા ભક્તિના મહાત્મા અર્જુનજી.

એવી ભક્તિ અર્જુનજીની, સર્વ ભક્તિનો સાર—
અખંડ જેના રોમ રોમમાં, ચાલે કૃષ્ણનો તાર.

એક દિવસ અર્જુનજીને એવો ભાવ ઉમત્ત થયો કે શ્રી કૃષ્ણને દ્વારકામાં મળવા જાઉં. હવે આ તરફથી અર્જુનજી દ્વારકા જવા પૂરા વેગથી ચાલ્યા જાય છે. ત્યારે સત્ય સંકલ્પથી રાતની વખતે કૃષ્ણજીના ધ્યાનમાં અર્જુનજીની હાલત આવતાંજ કૃષ્ણજીએ એકદમ આવરા બાવરા બની આમ તેમ દોડવા માંડયું. એક તરફ કાછડી છૂટી જાય છે, બીજી તરફ તેને પાછી કેડ સાથે બાંધતા જાય છે. ઉદ્ધવજી પૂછે છે કે "મહારાજ! આ રાતની વખતે આપ કેમ આમ ગભરાટમાં પડી ગયા છો?" કૃષ્ણજી કહે છે કે, "ઉદ્ધવજી હમણા પૂછવાનો આવકાશ નથી મારો પરમ ભક્ત અર્જુનજી પૂરા વેગથી દ્વારકા આવવા સારૂ રસ્તો કાપી રહ્યા છે. હું તે કેવો મૂર્ખ! કે અત્રે ઉંઘી રહ્યો છું!!" આવાં વચન સાંભળીને ઉદ્ધવજી કહે છે કે "મહારાજ તમે તે કાંઇ ગાંડા થઇ ગયા છો કે ઉંઘમાં કાંઇ સ્વપ્ન આવ્યું કે તમને આતે થયું છે શું?" કૃષ્ણજી કહે છે કે "ઉદ્ધવજી દોડો દોડો (દોટ મેલો) જુવો પેલો મારો ભક્ત અર્જુનજી કેવા વેગથી દોડતો આવે છે!" આમ કહીને કૃષ્ણજીએ દોડવા માંડયું. હવે કૃષ્ણજી દોડયા એટલે ઉદ્ધવજીને દોડ્યા વિના છૂટકો? ઉદ્ધવજી મનમાં ભાંડતા જાય છે અને દોડતા જાય છે. હવે વચ્ચે મોટી નદી આવી. જેમાં એક પાસેથી અર્જુનજીએ 'કૃષ્ણ કૃષ્ણ' કરીને નદીમાં ભૂસ્કો મેલ્યો. બીજી પાસેથી (સામે) થી કૃષ્ણજી યાહોમ કરીને નદીમાં પડ્યા. હવે ઉદ્ધવજીની શી વલે થઇ? આ વખતે ઉદ્ધવજી તો કાંઠેજ ઉભા થઇ રહ્યા અને બોલ્યા કે જે થવાનું હશે તે થશે, આપણે તો કાંઇ નદીમાં પડતા નથી. હવે નદીમાં અર્જુનજી અને કૃષ્ણજી એક બીજાને બાથમાં બીડીને નદીના પુરમાંથી બહાર આવ્યા. કૃષ્ણજીએ ઉદ્ધવજીની આ વખતે કસોટી કરી. "કેમ ઉદ્ધવજી, તમે કાંઇ નદીમાં પડેલા જણાતા નથી?" ત્યારે ઉદ્ધવજી લજ્જાસ્પદ થઇ ગયા, અને બોલ્યા કે "મહારાજ, આવી અંધારી રાતે નદીમાં પડવા મારીતો હામ નહી પહોંચી. મારાથી તો આવી સેવા ઉઠાવાય નહીં!!" આ વખતે કૃષ્ણજી સમજી ગયા કે ઉદ્ધવજીને ખેદ થયો છે. તેથી ઉદ્ધવજીને કહ્યું કે "તમે નહીં પડ્યા એ ઘણુંજ ડહાપણ વાપર્યું છે. કેમકે એક મોટી મગર મારી નજીકમાંથી ચાલી ગઇ તે તમે પડ્યા હોત તો સેજે તમને ખાઇ જાત!" જુવો આ વખતે કૃષ્ણ પરમાત્માએ કેવો લોકાચાર બતાવ્યો છે!! હવે દ્વારકાં આવી પોંચ્યા. શ્રી કૃષ્ણે પોતાના ભક્ત અર્જુનજીની પરોણા તરીકેની સેવા પંડે ઉઠાવવા માંડી. આ જોઇને રુકિમણી વિગેરે રાણીઓ તથા ઉદ્ધવજી વિમાસવા લાગ્યાં કે આ વળી કેવું કૌતુક કહેવાય

કે કૃષ્ણજી પંડે સેવા ઉઠાવી રહ્યા છે!! હવે કૃષ્ણજી થાક્યા ત્યારે ઉદ્ધવજીને વાયુ ઢોળવા ફરમાવ્યું અને રૂક્મિણીને અર્જુનજીની પગચંપી કરવા તથા સત્યભામાને તેલ વિગેરે મર્દન કરવા હુકમ કર્યો. અર્જુનજી કૃષ્ણજીની સૈયા ઉપર સુતેલા છે. કૃષ્ણજીએ ખાસ હુકમ કર્યો કે જેવી મારી સેવા ઉઠાવો છો તેવીજ અર્જુનજીની સેવા તમારે ઉઠાવવાની છે. હવે દરેક જણ પોતપોતાની ફરજ અદા કરે છે તે દરમ્યાન રાણીઓ તથા ઉધ્ધવજી એક બીજાની તરફ આશ્ચર્યની નિશાનીઓ દર્શાવે છે. આ તમાસો જોઇને કૃષ્ણજીએ પૂછ્યું કે "તમે બધાં શાની સમસ્યા કરો છો?" ત્યારે ઉધ્ધવજી રૂક્મિણી વિગેરે બોલી ઉઠયાં કે "મહારાજ આપ અંતર્યામી છો. આપની અકળ ગતિ છે. તેમજ આપને કાંઇ પણ વાત અજાણી નથી. પછી આપ હમને શું પૂછતા હશો?" ત્યારે કૃષ્ણજીએ ઘણા નોહરા કરીને પૂછ્યું કે "મને કહો તો ખરાં હું જાણવાને બહુ ઇન્તેજાર છું." ત્યારે ઉધ્ધવજી બોલ્યા કે "મહારાજ અર્જુનજીના રોમ રોમમાંથી કૃષ્ણ કૃષ્ણનો સૂર સંભળાય છે!" ત્યારે રૂક્મિણી બોલ્યાં કે "મહારાજ હું પગચંપી કરૂં છું પણ ઉધ્ધવજી કહે છે તેમ પગમાંથી પણ એજ સુર નીકળી રહ્યો છે!" તે સાંભળીને સત્યભામા બોલ્યાં, "લો ત્યારે તો હું માથાના વાળને તેલ લગાડું છું પણ તે બાલો બાલમાંથી કૃષ્ણની વિણા ચાલી રહી છે!!!" આ સાંભળીને શ્રી કૃષ્ણ પોતે કહેવા લાગ્યા કે "તમે મારા પરમ ભક્તની આજે ખૂબી તો જાણીને!!! તમારામાં છે કશું? મારા ઉધ્ધવજી પણ છેને?!!" આ વખતે એક તરફ ઉધ્ધવજીનું પણ વખાણ કરે છે, પણ નદીમાં પડયા નહોતા એટલે એક તરફ ઉધ્ધવજીની ટીકા પણ કરે છે!!! જુવો શ્રી કૃષ્ણ પરમાત્માનો લોકાચાર અને અર્જુનજીની સખા ભક્તિ તે એનું નામ!!!

## પ્રભુ ભજન.

કર પ્રભુ સંગાતે દ્દઢ પ્રીતડી રે, મરી જાવું મેલીને ધનમાલ.
અંતકાળે સગું નહીં કોઇનું રે.
સંસારે સંબંધી સર્વે મળ્યું રે, એ છે જૂઠી માયા કેરી જાળ. અંત૦
મારૂં મારૂં કરીને ધન મેળવ્યું રે, એમાં તારૂં નથી તલભાર. અંત૦
સુખ સ્વપ્ના જેવું સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર. અંત૦
માટે સેવ તું સાચા સંતને રે, તારા ટળશે ત્રિવિધ તાપ. અંત૦
અતિ મોટા પુરૂષના આશરે રે, બળે પૂર્વ જનમનાં પાપ. અંત૦
એવું સમજીને ભજ ભગવાનને રે, સુખકારી સદા સુખધામ. અંત૦
દેવાનંદનો વહાલો દુઃખ કાપશે રે, મન વાંછિત પુરણ કામ. અંત૦

સુખમાં જોડે સત્વ વળી, રજ કર્મોમાં માન;
પ્રમાદાદિમાં તમ તથા, જોડે ઢાંકી જ્ઞાન.

# રામચંદ્રજીએ હનુમાનજીને આપેલો પોતાનો અંગત અધિકાર.

શ્રી રામચંદ્રજી મયદાનવ નામના દૈત્ય જોડે યુદ્ધ કરતાં થાકી જવાથી (મયદાનવને શંકરે વર આપેલો હોવાથી મયદાનવના રક્તમાંથી અનેક મયદાનવ પ્રગટ થતા તેમજ મયદાનવ મરે નહીં એના માટે ભમરાઓ પાતાળમાંથી અમૃત લાવીને તેના ઉપર અમૃતની વૃષ્ટિ કરતા હતા એ બનાવથી) તેમનાથી બોલ્યા વિના રહેવાયું નહીં કે, "હનુમાનજી! શું જોઇ રહ્યા છો? આ પ્રસંગ તો ઘણોજ બાંકટ દેખાય છે; આ રાક્ષસ કાંઇ મારાથી મરે એમ દેખાતું નથી; મારૂં બધું બળ હું વાપરી ચૂકયો છું; અને હવે હું પણ થાકીને લોથ થઇ ગયો છું; માટે તમે આ દૈત્યની સ્ત્રી સુષેના પાસે કોઇપણ યુક્તિ લગાડીને જાઓ. કારણ એનું મૃત્યુ શામાં છે તે તે તમને કહેશે." હનુમાનજી બોલ્યા, "મહારાજ! આપ વિના મારાથી તેની જોડે કેવી રીતે કરાર થઇ શકે?" ત્યારે રામચંદ્રજી બોલ્યા, "તમે જાઓ તો ખરા, તમે જે કરાર કરશો તે મારે કબુલ મંજુર છે." આ પ્રમાણે રામચંદ્રજીએ નહીં છૂટકે હનુમાનજીને પોતાનો અંગત અધિકાર આપ્યો. હનુમાનજીએ મયદાનવની સ્ત્રી સુષેનાને યુક્તિ પ્રયુક્તિથી શોધી કહાડી. તે માયાવી હનુમાનજીને જોઇને પોતાની માયા વડે અનુપમ સ્વરૂપની અપ્સરા બની ગઇ. હનુમાનજી નૈષ્ટિક બ્રહ્મચારી હોવા છતાં માયાવીની સુંદરતા ઉપર લગાર મોહિત થયા. (એટલા માટે શાસ્ત્રમાં કામદેવને અજીત કહ્યો છે તે સત્ય છે.) હવે માયાવી પોતાની લાવણ્યતા વડે હનુમાનજીની આસના વાસના કરવા લાગી. હનુમાનજીએ સુષેનાને પોતાની હકીકત જણાવી, કે "તારા ધણીની જોડે હમારા રામચંદ્રજી યુદ્ધમાં થાકી ગયા છે, અને તેમના કહ્યાથી હું તારી પાસે આવ્યો છું, માટે તું કહે કે તારા ધણીનું મૃત્યુ શામાં છે?" માયાવી, રામચંદ્રજીનું નામ સાંભળતાં વેંતજ ખુશીમાં આવી જઇને હનુમાનજીને કહે છે, કે "હું માયાવી છું, પણ ઘણા વખતથી હું તારા રામચંદ્રજીના આગમનની રાહ જોઇ રહી છું; અને તમે કહો છો કે તે રામચંદ્રજી તો મારી સનમુખ આવી રહ્યા છે, માટે તમારા રામચંદ્રજી સાથે મારી કામના પૂર્ણ કરાવો તો હું મારા ધણીનું મૃત્યુ તમને કહું. તે શિવાય કદી કહી શકું એમ નથી." હનુમાનજી મોટા વિચારમાં પડ્યા, કે આવી બાબતમાં મારાથી એની જોડે કેમ કોલ કરાય? પણ રામચંદ્રજીના જીવ કરતાં કાંઇ આ કોલ ચઢી જાય એમ નહોતું; તેમજ પેલી તરફ રામચંદ્રજી થાકીને લોથ થઇ રહ્યા હતા; આમ બધી તરફથી પ્રસંગ ઘણોજ બારીક જાણીને હનુમાનજીએ સુષેનાને વચન આપ્યું કે "યુદ્ધમાંથી પરવાર્યા પછી હું રામચંદ્રજી જોડે તારો કામ પુરો કરાવીશ!!!"

પાર્થ થાય છે સત્વ ગુણ, રજ તમ ગુણ હટાડી;
તેમ સત્વ તમનેજ રજ, તમ રજ સત્વજ પાડી.

---

હનુમાનજીના વચનથી સુષેના બોલી કે "પાતાળની અમરકૂપીમાંથી ભમરાઓ અમૃત લઇ આવે છે અને તેની વૃષ્ટિથી મારો ધણી મરતો નથી; માટે તમે તે ભમરાઓના સરદારને ઝાલો એટલે તે પોતાના ભમરાઓને અમૃત લાવતા અટકાવશે એટલે તુરત મારા ધણીનું મૃત્યુ થશે." આ ઉપરથી હનુમાનજીએ પેલા મુખ્ય ભમરાને ઝાલીને ખૂબ દબાવ્યો એટલે પેલો ભમરો જોરથી ફીકીયારી કરવા લાગ્યો, અને હનુમાનજીને કાલાવાલા કરવા લાગ્યો, ત્યારે હનુમાનજીએ તેને આજ્ઞા કરી કે "ખબરદાર કોઇપણ ભમરો અમરકૂપીમાંથી અમૃત લાવે નહીં." આમ હુકમ થતાંજ અમૃતની વૃષ્ટિ થતી અટકી કે તુરત મયદાનવ જમીન ઉપર ગબડી પડયો અને મરણ પામ્યો. આ આશ્ચર્ય જોઇને રામચંદ્રજી હનુમાનજીને કહેવા લાગ્યા કે "હનુમાનજી! તમે તો ખરી વખતે નોક ઝોક રાખી છે. (રામચંદ્રજી અંતર્યામી હોવા છતાં લોકાચાર બતાવે છે) પણ મને તો કહો તો ખરા કે તમે કેવી રીતે આ પરાક્રમ વાપર્યું છે?" ત્યારે હનુમાનજી બોલ્યા, "મહારાજ આપ ચાલો તો ખરા, બધું તમને જણાશે." આમ કહીને રામચંદ્રજી હનુમાનજીની જોડે માયાવીના મહેલ તરફ ચાલ્યા જાય છે. માયાવી (સુષેના) બની ઠનીને મહેલની બારીએ બેઠી છે. તેના ભણી રામચંદ્રજીની દષ્ટિ પડતાંજ રામચંદ્રજી હનુમાનજીને પૂછે છે, કે "હનુમાનજી! આ શું?" ત્યારે હનુમાનજી બોલ્યા કે "મહારાજ! આપણે ત્યાંજ જવાનું છે." આ સાંભળીને રામચંદ્રજીને સંશય આવ્યો કે રખેને હનુમાનજીએ આ સ્વરૂપ ઉપર લોભાઇને કાંઇ ગોટાળો કર્યો હોય! આખરે તેજ વાત ખરી પડી. હનુમાનજી પોતાનું વચન પાળવા રામચંદ્રજીને લઇને સુષેનાના મહેલમાં પેઠા કે તુરતજ પેલી માયાવી રામચંદ્રજીને વળગી પડી, અને કહેવા લાગી કે "વચનથી બંધાયા છો, હવે જાઓ છો કયાં?" ત્યારે રામચંદ્રજી હનુમાનજી ભણી જોઇને બોલવા લાગ્યા કે "હનુમાનજી! તમે આ શું કર્યું?" ત્યારે હનુમાનજી બોલ્યા કે "મહારાજ! વખત કેવો અટપટો હતો તે તો કાંઇ જુવો? તમારા જીવ કરતાં કાંઇ આ કોલ વધારે તો નથી." ત્યારે રામચંદ્રજી બોલ્યા કે "હનુમાનજી! તમે જાણો છો કે હું એક પત્નીવ્રત છું, છતાં તમે આ શું ગોટાળો કરી દીધો?" હનુમાનજી બોલ્યા "મહારાજ! કરવું કેમ? આપણી ગરજે બધું કરવું પડે તે વાત આપ કયાં નથી જાણતા?" ત્યારે રામચંદ્રજી બોલ્યા, "પણ છેક આવું તે હોય?" ત્યારે હનુમાનજીએ કહ્યું કે "મહારાજ! હવે જે થઇ ગયું તે થયું, માટે હવે જ્યાં ત્યાંથી એનો કાંઇ તોડ કાઢો ને!" ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે "અમે કાલે તારે ત્યાં આવીશું." ત્યારે હનુમાનજીએ માયાવીને સમજાવીને રામચંદ્રજીને છૂટા કર્યા. હવે રામચંદ્રજીએ હનુમાનજીને કહ્યું કે "પેલા ભમરાના સરદારને હુકમ કરો કે સુષેનાના પલંગના પાયાનાં સાલ રાતમાં ને રાતમાં કોરીને પોલાં કરી મૂકે." હનુમાનજીએ તે પ્રમાણે વ્યવસ્થા પેલા ભમરા પાસે કરાવી. બીજે દિવસે વાયદા પ્રમાણે રામચંદ્રજી સુષે-

નાના મહેલ ઉપર ગયા. અને વચન પ્રમાણે સુષેનાને સ્પર્શ કરીને જેવા પલંગ ઉપર બેસવા જાય છે કે તુરત પેલો પલંગ કરરરર ભુસ દઇને ભાંગી ગયો એટલે રામચંદ્રજી ઉઠીને નાસવા લાગ્યા. પણ સુષેનાએ જોરથી તેમને ઝાલ્યા, અને કહ્યું કે "જાઓ છો કયાં? હનુમાનજીને પૂછો તો ખરા કે વચન શું છે?" ત્યારે હનુમાનજી સુષેનાને કહેવા લાગ્યા કે "તેં આવો દગો કર્યો (પલંગ ભાંગી નાખ્યો) માટે તારા વચનનો તેંજ ભંગ કર્યો છે. એમાં હમારો વાંક હોય તો કહે." ત્યારે સુષેના કહેવા લાગી કે તે કાંઇ ચાલે નહીં!!!

ત્યારે સુષેના હનુમાનજીને કહેવા લાગી. "કેમ હનુમાનજી, શું વચન આપ્યું છે?" ત્યારે રામચંદ્રજી હનુમાનજીના ભણી ફરીને જોવા લાગ્યા!! ત્યારે હનુમાનજીએ કહ્યું કે "મહારાજ, માયાવીએ આપની સાથે પોતાની કામના પૂર્ણ રીતે પૂરી કરવાને કહ્યું છે." ત્યારે રામચંદ્રજીએ સુષેનાને કહ્યું કે "જા! દ્વાપર યુગમાં હું તને મારી પટરાણી કરીને રાખીશ અને તું સત્યભામાના નામથી પ્રસિધ્ધ થશે!!!!"

## બ્રહ્મ ભજન.

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એકે ઘડીનો નિરધાર.
તોયે જાણ્યા નહીં પરિબ્રહ્મને રે.
મોટા મેલીને રાજ મરી ગયા રે, તેને જાતાં ન લાગી વાર. તોયે૦
તારૂં જોબન ગયું જખ મારતું રે, માથે કાળા તે ફીટયા કેશ. તોયે૦
અંતકાળે લેવાને જમ આવીયા રે, તેનો ભાળી ભયંકર વેશ. તોયે૦
રોમ કોટી વિંછી તણી વેદના રે, દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોયે૦
સગાં સ્વાર્થી મળ્યાં સૌ લુંટવા રે, તેનું જરીયે ન ચાલે જોર. તોયે૦
જીભ ટુંકી પડીને તુટી નાડીઓ રે, થયું દેહ તજ્યાનું તતકાળ. તોયે૦
દેવાનંદ કહે જાણ્યા ન મારા નાથનેરે, મળ્યો મનુષ્ય દેહ વિશાળ. તોયે૦



આ વપુનાં સૌ દ્વારમાં, પ્રકાશ રૂપજ જ્ઞાન;
થાય તદા એમ જાણવું, વધેલ સત્વ ગુણાય.

# રોહીદાસનું લપસી પડવું.

પૂર્વ કાળમાં એક યોગેશ્વર એક નદીને કાંઠે તપ કરવા બેઠા છે. ત્યાં કેટલીક પાણીયારીઓ પાણી ભરવા આવેલી તેઓની નજર પેલા યોગી ઉપર પડી. તેમાંની એક કહેવા લાગી કે આ વળી જુવોને મોટો આંખો બંધ કરીને કોઇ બેઠો છે! આથી એક અટકચાળી સ્ત્રીએ તેની પાસે જઇને પેલા યોગીના કાનમાં જોરથી કહ્યું કે, "બાવા તપસી, જો જો જતા લપસી, આ તો નદી કાંઠો છે!" આમ કહેતાંજ પેલો યોગી તપમાંથી જાગી ઉઠયો, અને જુએ છે તો પેલી પાણીયારીઓને દીઠી. હવે હકીકત એવી બની કે આ યોગીને મરણ કાળે પેલી કર્ણેન્દ્રિયે દગો કર્યો, તે એવી રીતે કે, એમના અંતકાળ સમયે ચમારોને ત્યાં ભજન થતું હતું, તે ભજનનો સ્વર તેમના કાન ઉપર પડવાથી પોતે જ્ઞાની હોવા છતાં પણ પેલા ચમારને ત્યાં ગર્ભમાં આવી પડયા. હવે ગર્ભ પૂરો થવાથી આ યોગી ગર્ભમાંથી બહાર આવતાંજ જોર જોરથી કીકીયારીઓ પાડીને રડવા લાગ્યા. પેલી મા ઘણુંએ ધવડાવવાનો પ્રયત્ન કરે પણ કેમે કર્યો ધાવણને વળગેજ નહીં. આમ તેમ હાથ પગ અફાળીને છેટો જઇ પડે. (પોતાના જ્ઞાન બળે સમજતો હોવાથી) આ પ્રમાણે ચાર પાંચ દિવસ થઇ ગયા, પણ પેલું બાળક કેમે કર્યું ધાવે નહીં. આમ કરતાં તેના આશ્ચર્યથી લોકો ભેગા થવા માંડયા. તેવામાં એક સાધુ પુરૂષ ત્યાં આવી ચઢયા અને પૂછવા લાગ્યા કે આ શું તોફાન છે? ત્યારે પેલા બાળકની મા કહેવા લાગી કે "જુઓને મહારાજ, આ મને દૂધનો પાનો ચાલ્યો જાય છે, અને આ મારો રડયો આજ ચાર પાંચ દિવસથી રડ રડ કરે છે અને બીલકુલ ધાવતો નથી. તેમજ ધાવણને વળગતો પણ નથી. ઉલટો આમ તેમ હાથ પગ હલાવીને હાથમાંથી છેટે થઇ પડે છે." પેલા સાધુ જ્ઞાની હોવાથી તે સમજી ગયા, કે આ કોઇ યોગેશ્વર યોગભ્રષ્ટ થવાથી આ ચમારને ત્યાં લપસી પડેલો છે. હવે તે સાધુએ પેલા બાળકને પોતાના હાથમાં લઇ એક બાજુ ઉપર જઇને જોરથી તેના કાનમાં કહ્યું કે, "તું કોણ છે તે હું સારી પેઠે જાણું છું, પણ ધાવ્યા વિના તો તારા બાપનોએ છૂટકો નથી. અને નહીં ધાવશે એટલું તારૂં જશે. માટે રીતસર ધાવીને મોટો થઇ ભજનમાં ગુલતાન બનીશ, ત્યારે તારો છૂટકો થશે." આ સાંભળી પેલા બાળકને જ્ઞાન થયું, તેથી તર્ત રડતો બંધ પડયો અને ધાવવા માંડયું. આમ ધાવી કરીને પોતાના પૂર્વના જ્ઞાન બળે તે મોટો થઇ ભજનમાં ભળીને રોહીદાસ ભક્ત કહેવાયા.

### પ્રભુ ભજન.

પ્રભુ ભજી લેને પ્રાણીયા, ધન દોલત ને નાર;
તેને તજી જાવું એકલાં, સઘું કુટુંબ સંસાર. પ્રભુ૦
જેણે ભજ્યા પરિબ્રહ્મને, ભવ પામ્યા તે પાર;
એને વિસારીને આથડે, ગોથાં તે ખાય ગમાર. પ્રભુ૦
લક્ષ ચોર્યાશી જાતમાં, આવે દેહ અપાર;
જન્મ મરણ ગર્ભવાસનું, દુઃખ તે વારંવાર. પ્રભુ૦
વેદ કોટી વાંસે ફરે, કરે ઓસડ અનેક;
રજ ન ટાળે રોગને, દેવાનંદ કહે વિવેક. પ્રભુ૦

# ઓધવજીનું મથુરાગમન.

## શ્રી હરિને કહેલો વ્રજવાસીઓનો અવિચળ પ્રેમ.

નંદાદિક એમ ઓચર્યા, સુણો ઓધવ પરમ સુજાણ;
કૃષ્ણ હમારા આતમા, વળી કૃષ્ણ હમારા પ્રાણ.
હરિ ઇચ્છા કરી કર્મ વશ થઇ, જ્યાં જ્યાં ધરીયે દેહ;
ત્યાં અમને શ્રી કૃષ્ણ સાથે, રેહેજો અચળ સનેહ
તીર્થ વ્રત જપ દાન ના, સુકૃત તણું ફળ એહ;
પ્રીત વધે શ્રી કૃષ્ણમાં, અમે માગીયે નિત્ય તેહ.
નંદાદિક સર્વ ગોપ તેણે, કહી હરિ ભકિત ઉદાર;
ઓધવજીને રાજી કર્યા, દેખાડી પ્રભુમાં પ્યાર.
ઓધવ અતિ રાજી થયા, જોઇ વ્રજવાસીની પ્રીત;
અતિ અલૌકિક સર્વથી, જાણી ગોકુલ ગામની રીત.
નંદાદિક વ્રજ વાસીને, કરી વંદન વારંવાર;
ઓધવજી મથુરાં ગયા, જ્યાં રાજીવ અખિલ આધાર.
પ્રેમે કરી પ્રણામ હરિને, ઓધવે પરમ સુજાણ;
મુક્તાનંદના નાથ આગળ, કીધાં વ્રજનાં વખાણ.

### પ્રભુ ભજન.

નાથ કયસો ગજકો બંધ છુડાયો, એહી અચરજ મોહે આયો.—નાથ૦
ગજ ઓર ગ્રાહ લડત જળ ભિંતર, લડત લડત ગજ હાર્યો;
તલ પુર સુંઢ રહી જળ ઉપર, તબ હરિ નામ પોકાર્યો.—નાથ૦
સવરી કે બોર સુદામા કે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધન કો મેવો ઠી ત્યાગ્યો, ભાજી વિદુર ઘર પાયો.—નાથ૦
પેઠ પાતાળ કાળી નાગ નાથ્યો, ફેંણુ પર નૃત્ય કરાયો;
ગિરિ ગોવરધન કરપર ધાર્યો, નંદ ઘર લાલ કહેવાયો.—નાથ૦
અગાસુર માર્યો બગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો;
સ્થંભ ફોડી હિરણ્યાકસ્ય માર્યો, નરસિંહ નામ ધરાયો.—નાથ૦
અજામીલ ગજ ગુણકા તારી, દ્રૌપદી કો ચીર બઢાયો;
પય પાન કરતાં પુતના મારી, કુબજા કો રૂપ બનાયો.—નાથ૦
છુટે નહીં રાધાજી કો બંધન, એ બળ કહાં રે છુપાયો;
સુરદાસ પ્રભુ તુમારે મીલનકું, જસોદાકી ધેન ચરાયો.—નાથ૦

કહે છે સાત્વિક કર્મનું, સુખ નિર્મળ ફળમાન;
રાજસનું ફળ દુઃખ વળી, તામસનું અજ્ઞાન.

---

# શ્રી હરિએ ઉદ્ધવજીને પૂછેલું ક્ષેમ કુશળ.

ઓધવજી અતિ આદરે, કર્યો રાજાને પ્રણામ;
વંદન કરી વસુદેવને, પછે વંદ્યા શ્રી બળરામ.

ભેટ ધરી નૃપ આગળે, પછી આવ્યા શ્રીહરિ પાસ;
ક્ષેમ કહો ગોકુળતણું, એમ પૂછ્યું હરિ અવિનાશ.

ત્યારે ઓધવ ઓચર્યા, સુણો શ્યામસુંદર જદુરાય;
ગોપી જનના પ્રેમને, પ્રભુ કહેતાં શેષ લજાય.

એક મુખે એ પ્રેમનું, કેમ થાય જથારથ રૂપ;
દીઠી મેં વ્રજ નારીની, પ્રભુ ભક્તિ પરમ અનુપ.

દાસ તમારા ગોપી સરખા, ન દીઠા પ્રભુ કોય;
મુને જે વ્રજ મોકલ્યો, તે કીધો અનુગ્રહ સોય.

તમ વિના વ્રજ સુંદરીને, અન્ય નથી આધાર;
રૂપ તમારે રાચીયું, સર્વ તજી કુટુંબ પરિવાર.

પતિભાવે કર્યો પ્રેમદા, તમ સંગ અચળ સ્નેહ;
મુકતાનંદના નાથજી, અતિ કૃતારથ થઇ એહ.

## ભજન.

અબતો ભજન કરો ભાઇ, અબતો ભજન કરો ભાઇ;
કુટુંબ કબીલો તારે કામ નહીં આવે, એક સાચી બ્રહ્મ સગાઇ.—અબતો.

મૂર્ખ જીવે ધન ભેળું કરીયું, ઠાંસી ભરીયું પર સાઇ;
પા દમડી તેરે સંગ નહીં ચાલે, હાથ ઘસંતો જાઇ.—અબતો.

કામ ક્રોધ મદ મોહમાં મોહ્યો, ચઢીરે કર્મકી કાઇ;
મદછ ઘણા તેરે આરે મુલકમાં, લુંટી લેશેરે લુગાઇ.—અબતો.

આ તન તેરા કલ ઉડ જાયગા, જેસે વંટોળકો વાઇ;
અબકા દાયા ફીર નહીં આવે, પછે મન પસ્તાઇ.—અબતો.

સર્વ શ્રેષ્ઠ ઐસે પ્રભુજી કે ચરણે, જા કે શીશ નમાઇ;
કાળકો ત્રાસ કદી નહી લાગે, આ તન અનભય થાઇ.—અબતો.

શું સુતો તું ચેત અભાગી, આ દેહ તેં ઉત્તમ પાઇ.
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, એક લેની બ્રહ્મ ગુણ ગાઇ.—અબતો.



દેહ બીજ ત્રણુ ગુણુ એ, ઉલ્લંઘી થઇ મુક્ત;
મૃત્યુ, જરા, દુઃખ, જન્મથી, પામે જીવ અમૃત.

# ઉદ્ધવ ગીતાનો મહિમા.

ઓધવજી એમ ગોપિકાનાં, કીધાં અધિક વખાણુ;
શ્યામ સુંદર તેને સાંભળી, હરિ હસ્યા પરમ સુજાણુ.
ઉદ્ધવ ગીતા આદરે કરી, સુણે સુણાવે જેહ;
કમળ લોચન કૃષ્ણુની, દ્દઢ ભક્તિ પામે તેહ.
પ્રેમ અચળ વ્રજ નારીને, પ્રભુ સંગ અનંત અપાર;
પદે પદે આ ગ્રંથમાં, વર્ણવ્યો વારંવાર.
રસિક રાય શ્રી કૃષ્ણુમાં, દ્દઢ પ્રીત ઇચ્છે જેહ;
તે આ ગ્રંથમાં આદરે કરી, રાખે અચળ સ્નેહ.
ઉદ્ધવ ગીતા આદરે કરી, ભણે ભણાવે ગાય;
નેહ વધે નંદલાલસું, તેના કામાદિક રિપુ જાય.
એક સો ઉપર આઠ કડવાં, સત્તાવીસ પદ સાર;
દામ અમૂલ્ય અઠોતરી, હરિ ભકતનો શણુગાર.
દુર્ગપત્તને કરી શુભ, ગીતા અર્થ ગંભીર.
ગાય શીખે જે પ્રેમસું, તેને રીઝે શ્રી બળવીર.
ઉદ્ધવ ગીતા જે સુણે, સદ્ગ્રંથ કેરૂં સાર;
મુક્તાનંદ તે પ્રેમી થઇને, પામે ભવજળ પાર.

### ભજન.

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્ય જી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસાર આગ જી.—જનની.
ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યાં કઠણુ વચન જી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીયો વન જી.—જનની.
ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નાર જી;
મંદિર ઝરૂખાં મેલી કરી, વાળ્યાં આસન બહાર જી.—જનની.
એવા જનોને અતિ ધન્ય છે, બીજા ગયા રે અનેક જી;
ભલારે ભુંડા અવની પરે, ગણતાં નહીં આવે નેક જી.—જનની.
ક્યાં ગયું કુળ રાવણુ તણું, સગર સુત સાઠ હજાર જી;
ન રહ્યું નાણું રાજા નંદનું, સર્વ સ્વપન વ્યહવાર જી.—જનની.
છત્રપતિ પણુ ચાલ્યા ગયા, રાજ મૂકી રાજન જી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સ્વપન જી.—જનની.
સમજી મૂકો તો સારૂં ઘણું, અંતે તજાવશે જમ જી;
નિષ્કુળા નંદ કહે નહીં મટે, સાચું કહ્યું આ વચન જી.—જનની.



નિત્ય મુક્ત થઈ પ્રોઇને, નિશદિન મુજમાં મંન;
શ્રદ્ધાથી મુજને ભજે, તે યોગીને ધન્ય.

# શ્રી કૃષ્ણ પ્રત્યે ગોપીઓની પ્રેમ ભક્તિ.

(પ્રગટ પરમાત્મા સ્વરૂપ)

ભક્તિ જોઇને વ્રજ નારીની, ઉદ્ધવજી હરખ અપાર રે;
પ્રેમ અચળ જે શ્રી કૃષ્ણમાં, એ છે સર્વ ગ્રંથનો સાર રે.
નવધા ભક્તિ સર્વ ગ્રંથમાં, એકેકીમાં નવ નવ અંગરે;
એકયાસી સ્વરૂપે એ ભક્તિ થઇ, માંહો માંહી પામીને પ્રસંગ રે.
પ્રેમ ભક્તિ છે એથી વસમી, નવધાથી ન્યારૂં તેનું રૂપ રે;
વ્રજની નારીમાં તે વ્યાપી રહી, તે માટે એ ગોપિકા અનુપરે.
પ્રગટ સ્વરૂપ શ્રી કૃષ્ણનું, તેમાં જેણે બાંધી દૃઢ પ્રીત રે;
તેને નથી કાંઇ કરવું રહ્યું, પ્રેમીજન પરમ પુનિત રે.
તન મન અરપી શ્રી કૃષ્ણને, જગ જીતી વ્રજ કેરી નાર રે;
મુક્તાનંદ કહે સર્વ ગોપિકા, પોહોંચી ક્ષર અક્ષરને પાર રે.

## ભજન.

ભક્તિ મારગ સૌથી ભલો, ચાલે કોઇ ચતુરજી;
હરદમ પ્રભુ નવ વિસરે, ભાવિ રહે ભરપુરજી. ભક્તિ.
ચાલ ન ચૂકે રે ચિત્તથી, અચળ એવી છે ટેકજી;
નિમિષ ન ભૂલે રે નાથને, જેનો વિમલ વિવેકજી. ભક્તિ.
સત્ય ધર્મ શીલ શોભતું, નિર્મળ પુણ્યે પવિત્રજી;
દ્વેષ નહીં કોઇ લોક સું, માને સર્વને મિત્રજી. ભક્તિ.
ધ્રુવ અંબરિષ પ્રહ્લાદને, જુવો જનક વિદેહજી;
ચિત્રકેતુ ચંદ્રહાસ છે, ભળ્યા ભક્તિમાં તેહજી. ભક્તિ.
અલરક અર્જુન ને બળી, વિભીષણ ને વિદુરજી;
ભીષ્મ પરીક્ષત ભૂપતિ, ઉદ્ધવ ને અક્રૂરજી. ભક્તિ.
રાજ રીતિમાં સૌ રહ્યા, કહાવ્યા મોટા મહંતજી;
ધર્મ પાળ્યો ધરણી વિષે, સર્વ શિરોમણિ સંતજી. ભક્તિ.
ઇશ્વર લીધા ઓળખી, સાચા સરજન હારજી;
અન્યનો જે કરે આશરો, ભક્તિ તે વ્યભિચારજી. ભક્તિ.
અનન્યપણે રે ઉપાસવો, એક બ્રહ્મ અખંડજી;
બીજાં સાધન સહુ પાંગળાં, પૃથ્વી માંહી પાખંડજી. ભક્તિ.
એવી ભક્તિનો આદર કરો, મોંઘો નર તન જાયજી;
કહે છોટમ પ્રભુ પામશે, મહા મુક્ત તે થાયજી. ભક્તિ.

અપ્રવૃત્તિ અવિવેક વળી, પ્રમાદ મોહ પણ ચાર;
તમ વધતા એ થાય છે, નિશ્ચય પાંડુ કુમાર.

# મછંદરનાથે કરેલો ગૃહસ્થાશ્રમ.

રસ સિધ્ધિના મહાત્મા મછંદરનાથને સંસારનો લ્હાવો લેવાની ઇચ્છા થઇ. પોતાના શિષ્ય ગોરખનાથની પૂર્ણ યોગ્યતા જણાતાં પોતાની યોગ વિદ્યા ગોરખનાથને સોંપી, પોતે અમુક મુદ્દત સુધી ફરી સંસારનો અનુભવ કરી પાછો આવીશ એવું વચન ગોરખનાથને આપી પોતે યોગાશ્રમ છોડી ચાલ્યા જાય છે. રસ સિધ્ધિ જાણતા હોવાથી પોતે સુવર્ણમય બની એક રાજાના નગરમાંથી પસાર થાય છે. (આ વખતે મછંદરનાથના મનમાં ઉત્તમ પ્રકારની સાહેબી સાથનો ગૃહસ્થાશ્રમ કરવાની દૃઢ ઇચ્છા ચાલતી હતી) ઇશ્વરનું કરવું કે તે શેહેરના રાજાની છોકરી કે જેની સુંદરતાનો કાંઇ પારજ નહોતો તે મહેલની બારીએ ઉભી હતી. તેની દૃષ્ટિ પેલા મછંદરનાથના ઉપર પડી. સદર છોકરીએ તુર્ત પોતાના માબાપને આ યોગી સાથે પરણવાનીજ ઇચ્છા બતાવી, એટલે રાજાએ એકદમ સિપાઇઓને આજ્ઞા કરી કે જાઓ પેલો યોગી જે ચાલ્યો જાય છે તેને અત્રે તેડી લાવો. કહેતાંજ સિપાઇઓ દોડયા અને મછંદરનાથને કહેવા લાગ્યા કે, "નાથજી, ખડે રહો, આપને આ શહેરના રાજા બોલાવે છે. કારણ કે રાજાની છોકરી આપના ઉપર મોહિત થઇ છે અને આપની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખે છે". આ વખતે મછંદરનાથ પોતે પૂર્ણ બ્રહ્મચર્યથી ભરેલા હોવાથી નખથી શિખા લગી પ્રકાશિત થઇ રહેલા હતા. કહેવત પ્રમાણે 'ભાવતું હતું ને વૈદે કહ્યું' તેમ મછંદરનાથના હર્ષનો પાર રહ્યો નહીં. પોતે રાજાના મહેલમાં પ્રવેશ કરે છે. રાજા પોતાના પૂર્ણ ભાવથી મછંદરનાથની ખાન પાનથી સેવા ઉઠાવે છે. છેવટે પોતાની મનોકામના પૂર્ણ કરવા રાજાની માગણીથી રાજ કન્યા સાથે પરણે છે. પરણતાં વેંતજ દેદીપ્યમાન છોકરો પણ પ્રાપ્ત થાય છે. રાજા હર્ષના આવેશથી રાજના ભાગ પાડી એક ભાગ મછંદરનાથને સોંપે છે. રાજ મહેલમાં રાજ વૈભવનું સુખ મચ્છંદરનાથ ભોગવી રહ્યા છે. સોના ચાંદીના હીંચકા ઉપર મછંદરનાથ પોતાની સ્ત્રી સાથે ખોળામાં પોતાના છોકરાને રમાડતા સંસાર સુખની પરાકાષ્ઠાએ પોંહોંચ્યા છે. હવે પેલી તરફ મુદ્દત વીતી ગયાથી ગોરખનાથને ચિંતા થાય છે. માટે સમાધિ ચઢાવીને જુવે છે, તો પોતાના ગુરૂજી તો પૂર્ણ સાહેબી વચ્ચે ફસાઇ પડેલા દેખે છે. હવે ગોરખનાથ પોતાના ગુરૂ મછંદરનાથને સંસારમાંથી છોડવી લાવવાનો સંકલ્પ કરી પોતે તે શહેરમાં પ્રવેશ કરે છે. હાથમાં ઢોલકી વગાડે છે. તેમાં નાથ લોકોની સંજ્ઞા વાપરે છે. 'ચલો મછંદર ગોરખ આયા' આ ધ્વનિ મછંદરનાથના કાન ઉપર પડતાંજ મછંદરનાથના પેટમાં ફાળ પડે છે કે ગોરખનાથ મને તેડવા આવ્યો છે, અને જરૂર એ મને લઇ જશે. એવામાં ગોરખનાથ મહેલમાં પ્રવેશ કરે છે અને પોતાના ગુરૂને પુષ્કળ સમજાવે છે. પણ મછંદરનાથ કેમે કર્યાં સમજતા નથી. દરમ્યાન ઘણી ઝુંબેસ ચાલતાં મછંદરનાથની બાયડી (રાજ કન્યા) ગોરખનાથને એક દિવસનો વાયદો કરે છે. તે વખતે ગોરખનાથ નીચે પ્રમાણે ગાયન ગાય છે.

સત્ત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર;
ઉત્તમ વિશુદ્ધ લોકને, તે પામે નિરધાર.

---

અબ ચલે ન મોહન તેરા, લે ચલું ગુરૂ મેં મેરા.
કયું કરે અનાદર મેરા, મેં એહી નાથકા ચેલા.
મત બોલે મુસે જ્યાદે, તું તન અપના સમજા દે.
ત્રીયા દૂર જા, સમજ દીલમાં, ગુરૂ દિલ ફેરા.—લે ચલું.
સમશાન ભૂમી અબ જાતા, કલ આવું પીછા સુન વાતા.
કહે મુવા, ચલે નહીં ના, અબી ગમ ખા, ચલા જહાં ડેરા.—લે ચલું.

ઉપર પ્રમાણે કહીને બીજે દિવસે ગોરખનાથ પાછા આવે છે. મછંદરનાથની બાયડી (રાજ કન્યા) તથા તેનો છોકરો ગોરખનાથને પુષ્કળ ગાળો ભાંડે છે. તેમજ મચ્છંદરનાથને માયા પાસ છૂટતો નહીં હોવાથી ગોરખનાથ પોતાના ગુરૂના મોઢા ઉપર સ્મશાનની મંત્રની ભભુતિ નાખે છે. નાખતાં વેંતજ મછંદરનાથનાં પડલો ઉઘડી જાય છે, એટલે માયા પાશ એકદમ છૂટે છે. (દિવ્ય ચક્ષુ થાય છે). આ વખતે પોતાનો સ્વામી (મછંદરનાથ) હમેશને માટે સંસાર છોડતા હોવાથી તેની સ્ત્રી (રાજ કન્યા) પોતાના ધણી મછંદરનાથને એક સોનાનો ગોળો ઝોળીમાં મૂકી આપે છે. એવા હેતુથી કે મારો ધણી એ સોનું વાપરીને જ્યાં હોય ત્યાં સુખી રહે. હવે ગોરખ અને મછંદર બંને પોતાના આશ્રમ ભણી ચાલ્યા જાય છે. રસ્તામાં રાત પડવાથી બંને જણા એક ધર્મશાળામાં મુકામ કરે છે. બીજા અનેક સાધુઓ ધર્મશાળામાં પડેલા હોવાથી મછંદરનાથ બ્હીને ગોરખનાથને કહે છે કે, "યહાં તો ડર હયે!" ત્યારે ગોરખનાથ બીજે ઠેકાણે લઇ જાય છે. ત્યાંપણ મછંદરનાથ ઉપર પ્રમાણેજ બોલે છે. ત્યારે ગોરખનાથને સંશય આવે છે કે માન ન માન, મારા ગુરૂજી પાસે કાંઇપણ દ્રવ્ય હોવું જોઇએ. એવા વિચારથી મછંદરનાથ ઝાડે ફરવા જતાં તેની ઝોળીમાંથી સોનાનો ગોળો ગોરખનાથ કુવામાં નાખી દે છે, અને તેને ઠેકાણે એક પથરો ઝોળીમાં મૂકી દે છે. મછંદર આવતાંજ પેલી ઝોળી ઉંચકી ચાલવા માંડે છે, રસ્તામાં વિસામો લેતાં મછંદર ફરી કહે છે કે, ગોરખ બાંબી ડરજ ડર હયે. તે વખતે ગોરખનાથ કહે છે કે "નાથ જી! ડરતો પીછે રહ ગયા", આમ કહેતાંજ મછંદરનાથ ઝોળીમાં જુવે છે તો પેલો પથરો નજરે પડે છે. પથરો જોતાંજ મછંદરનાથને મૂર્છા આવે છે. ગોરખનાથ મંત્ર વડે પાણી છાંટી મછંદરને શુધ્ધિમાં લાવે છે. શુધ્ધિમાં આવતાંજ મછંદર પોતાનો સોનાનો ગોળો ગોરખનાથ પાસેથી માગે છે. ગોરખનાથ ઘણુંએ સમજાવે છે, કે આપણે નાથ લોકોને સોનાનો ગોળો શું અને ગોળી શું!! પણ મછંદરનાથ કેમે કર્યા સમજતા નથી, અને પેલા ગોળાની ઝંખનાજ કરતાં દિન પર દિન શરીરે સૂકાતા જાય છે. હવે પોતાના ગુરૂ આમ દુઃખી થતા હોવાથી રસ્તે ચાલતાં એક પહાડ આવે છે, તે પહાડને ગોરખનાથ મંત્ર બળથી એક લાકડી મારતાંજ પહાડ એકદમ ફાટે છે, અને તેમાંથી સોનાના ગોળાજ ગોળા ગબડી આવે છે. ગોરખનાથ મછંદરને કહે છે કે, "નાથજી, જેટલા લેવાય તેટલા ગોળા ઝોળીમાં ભરી લો." તે વખતે મછંદરનાથને દિવ્ય જ્ઞાન પ્રગટે છે અને પોતાના મૂળ યોગાશ્રમનો અંગીકાર કરે છે. આ ઉપરથી સમજાય છે કે ગોરખનાથ રસ સિધ્ધિના મહાત્મા હતા.



# કબીરે પોતાના શિષ્યને આપેલી

## કમાલની પદવી.

એક વખતે કબીર સાહેબ બહાર ગામ જવા નીકળ્યા. ઘરમાં ઠાકોરજીની મૂર્તિ હોવાથી તેમની સેવા પાત્રી કરવાનું પોતાના શિષ્યને કહેતાંજ પેલી પત્થરની મૂર્તિ થર થર ધ્રુજવા લાગી. આ બનાવ શિષ્યની નજરે પડતાંજ તે બોલ્યો કે, "મહારાજ! ઠાકોરજીની સેવા વિષે કશી ચિંતા રાખશો નહીં. એમની સેવા કરવી એ મારૂં કામ." આમ કહેતાં પેલી મૂર્તિ વિશેષ ધ્રુજવા લાગી. અને મનમાં કહેવા લાગી કે, કબીરજીએ તો મારો ખરો ધાટ કર્યો! કેમ કે આ શિષ્યની સેવા મારાથી સહન થઇ શકે એમ નથી. હવે બન્યું એવું કે પહેલે દિવસે શિષ્યે શીરો બનાવીને ઠાકોરજીની નજીક મેલ્યો. પણ પત્થરની મૂર્તિ ઉઠે શાની? આમ કરતાં વખત ઘણો નીકળી જવાથી તથા શિષ્યને પણ ઘણી ભૂખ લાગેલી હોવાથી પેલા ઠાકોરજીને બે ચાર જોડા લગાવી દીધા! માર પડતાંજ ઠાકોરજી બોલી ઉઠયા કે "રાખ, મારે છે કેમ?" ત્યારે શિષ્યે કહ્યું કે "મારા ગુરૂજી તારી સેવા કરવાનું મને કહી ગયા છે તેનું તને કંઇ ભાન છે? બે કલાક થયા મારા પેટમાં ખાડા પડી ચાલ્યા." આમ કહીને ફરી જોડો હાથમાં લેવા જાય છે કે તરત પેલી ઠાકોરજીની મૂર્તિએ લાગલુંજ ઉઠીને પેલો શીરો જમવા માંડયો. જમી રહ્યા કેડે શિષ્યે પણ યથાસ્થિત રીતે જમી લીધું. હવે બીજે દિવસે પેલો શિષ્ય જેવો શીરો મૂકવા જાય છે કે તરત ઠાકોરજીએ ઉઠીને જમી લીધું. શિષ્યે વિચાર કીધો કે, ચમત્કાર વિના નમસ્કાર નથી એ વાત નિર્વિવાદ છે. હવે ત્રીજે દિવસે શીરો સેકવા માંડે છે કે તરત ઠાકોરજી ઉઠીને અગાઉથીજ બેસી ગયા. શિષ્યે જેવો શીરો લાવીને મૂકયો કે તરત ઠાકોરજીએ જમી લીધું. હવે કબીરજી આવ્યા. ઠાકોરજીની સેવા વિષે શિષ્યને પૂછવા લાગ્યા. શિષ્યે કહ્યું કે "ગુરૂજી! પહેલે દિવસે તો લગાર ઠાકોરજીએ મને ત્રાસ આપ્યો, પછી બીજે દિવસે તો તરત ઉઠીને જમી લીધું. અને ત્રીજે દિવસે તો પૂછવુંજ શું? જેવો શીરો સેકવા માંડયો કે ઠાકોરજી તો ઉઠીને અગાઉથીજ જગ્યા ઉપર બેસી ગયા." આ સાંભળીને કબીરજીના આશ્ચર્યનો તો પારજ ન રહ્યો, અને કહેવા લાગ્યા કે "અલ્યા, આ તું શું બોલે છે! પત્થરની મૂર્તિ તે વળી ઉઠીને જમતી હશે?" આમ વાદવિવાદ થાય છે, દરમ્યાન ઠાકોરજી મન સાથે કહેવા લાગ્યા કે આ મારો વાલો રખેને કબીરજીના દેખતાં મારી ફજેતી ઉડાવી દે? હવે શિષ્યે કબીરજીને કહ્યું કે "તમે ના માનો તો આ ભીંત પાછળ સંતાઇ જાવ અને હું ઠાકોરજીને જમાડું." હવે કબીરજી ભીંત પાછળ સંતાઇ ગયા અને જુએ છે શું, કે પેલી ઠાકોરજીની મૂર્તિ ઉઠીને જમવા બેઠી. જેવો શીરો લાવીને મૂકયો કે તુરત ઠાકોરજીએ જમવા માંડયું. આ ચમત્કાર જોઇને કબીરજીએ પોતાના

હે ભારત સત્ત્વારૂપ, શ્રદ્ધા સૌની હોય;
શ્રદ્ધામય એ પુરૂષ તે, શ્રદ્ધા રૂપે જોય.

---

શિષ્યને કહ્યું કે, "તેં તો કમાલ કરી! ઠાકોરજીની સેવા તો હું પણ કરૂં છું, પણ તેં તો સાક્ષાત પત્થરની મૂર્તિને જમાડી." હવે એક દિવસે કબીરજીની ચોપડી કમાલના હાથનાં આવી. તેમાં કબીરજીએ દોહરા લખેલા જોયા. તેમાં કબીરજીએ લખ્યુ હતું કે,

"ચિંતાસે ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપસે લક્ષ્મી ઘટે, કહે ગયે દાસ કબીર."

આ વાંચીને કમાલે વિચાર કર્યો કે આ ડોસો જમાનાને ઓળખ્યા વગર બધું ભચડી ગયો છે. એમ કહી દોહરાને ફેરવી નાખ્યોઃ—

"ચિંતા બીન ચતુરાઇ નહી, દુઃખ બીન નહીં શરીર;
પાપ બીન લક્ષ્મી નહીં, ખોટે ભયે કબીર."

હવે બીજા દોહરામાં લખ્યું હતું કેઃ—

"નાર નરકકી ખાન હયે, દુર્ગંધ અંગ અપાર;
અયસો ઉનકી દેહમે, જયસો કુંડ ચમાર."

ત્યારે કમાલે લખ્યું કેઃ—

"નારી નિંદા મત કરો, નારી નરકી ખાન;
નારીસે ઉત્પન્ન ભયે, ધ્રુવ પ્રહ્‌લાદ સમાન."

આ પ્રમાણે કબીરજીએ પોતાની પોથીને છેવટે લખ્યું કેઃ-

"પથ્થર મેસે હીરા ભયા, હીરે મેસે લાલ;
આધા ભગત કબીર, ને પૂરા ભગત કમાલ."

## શ્રી ભગવાનુવાચ (શ્રી. ભ. ગી.)

યોગી અધિક તપસ્વિથી, અધિક જ્ઞાનીથી સાર,
અધિક કર્મિથી શ્રેષ્ટ છે, માટે થા યોગી નિરધાર.

તપસ્વિ (વ્રતાદિયે શરીર શોષક) થકી યોગી શ્રેષ્ટ છે. જ્ઞાની (શાસ્ત્ર પંડિત) થકી પણ મોટો માન્યો છે. કર્મનિષ્ટ (અગ્નિહોત્રાદિ કર્મ કરનાર) થકી પણ શ્રેષ્ટ છે, માટે હે અર્જુન તું યોગી (જ્ઞાન નિષ્ઠ) થા.



રજથી લોભજ થાય છે, થાય સત્વથી જ્ઞાન;
તમો ગુણથી થાય છે, પ્રમાદ મોહ અજ્ઞાન.

# ચઢતી પડતી દશાઓ.

એક દિવસે વિક્રમરાજા પોતાના કાર્ય પરત્વે જંગલમાં થઇને ચાલ્યા જાય છે; તેવામાં તેમની દૃષ્ટિ બે નવયૌવના સ્ત્રીઓના ઉપર પડી. આ બે સ્ત્રીઓ પોતાના પૂર યૌવનમાં શણગાર સજી ઇંદ્રની સાક્ષાત્ ઇંદ્રાણીઓ જેવી ખૂબસુરત બનીને સામેથી પૂર દમામથી ચાલી આવે છે. રાજા વિક્રમ આ જોઇને આશ્ચર્યથી તેમની સામે જોઈ રહ્યા છે. પેલી બે સ્ત્રીઓ રાજા વિક્રમની પાસે આવી પોંહોંચી. રાજા વિક્રમ તેમને પૂછે છે, કે "અરે ! આ ભર જંગલની અંદર તમે આ બે સ્ત્રીઓ ! અને વળી પોતાના પૂર ઠાઠ સાથે ! હું રાજા વિક્રમ છું. પણ મારી જીંદગીમાં મેં આવી ઉર્વશીઓ કદી જોઇ નથી ! માટે મહેરબાની કરીને મને કહો કે તમે કોણ છો ?" આ સાંભળીને પેલી બે સ્ત્રીઓ કહેવા લાગી, કે "રાજા વિક્રમ થઇને શું અમને ન ઓળખી ? અમે બન્ને જણીઓ સગી બહેનો છીએ. આ દુનિયામાં જેને ચઢતી પડતી દશાઓ કહે છે, તે અમે છીએ. એક રંકથી તે રાજા સુધી અમે એકસરખી રીતે ચઢીએ પડીએ છીએ". રાજા વિક્રમ બોલ્યા, "ત્યારે મને તમે કાંઇ તમારો પ્રભાવ (પરાક્રમ) બતાવશો ?" ત્યારે બંને બોલી, "જો રાજા અમે અમારો પ્રભાવ તમને બતાવીયે છીએ. પેલો એક કઠીયારો (ભીલ) આ જંગલમાંથી લાકડાંનો ભારો માથે ઉઠાવીને આવે છે. હવે તેના ઉપર અમે બન્ને દશાઓ અનુક્રમે પડીએ છીયે". પેલો કઠીઆરો તેમની પાસે આવી પહોંચ્યો. પડતી દશા બોલી. "હે રાજા વિક્રમ, જો આ કઠીયારાને તમે તમારૂં રાજપાટ આપી દો તો પણ હું એને કદીપણ ચઢતી કળાએ પહોંચવા દઇશ નહીં. ઓરબી અન્નપાણી સાથે વેર કરાવીશ". આ સાંભળીને રાજા વિક્રમે પેલા કઠીયારાને કહ્યું કે "ભાઈ, તું મને ઓળખે છે? હું રાજા વિક્રમ છું, અને પરદુઃખભંજન છું, માટે મારાથી આ તારૂં દુઃખ જોઇ શકાતું નથી. માટે હું તને આ મારી હીરાની અંગુઠી આપું છું તે તું લઇ જા અને એના જે હજાર રૂપીઆ આવે તે તું તારાં બાળબચ્ચાં સાથે ખાઇપીને ચેન કર." પેલા કઠીયારાએ લાકડાંનો ભારો માથા ઉપરથી ફેંકી દીધો. હવે પેલો કઠીયારો પેલી વીંટી પોતાને આંગળે ઘાલીને ઘર ભણી ચાલ્યો જાય છે. તેવામાં પાણીની તરસ લાગવાથી નદીમાંથી પોસ ભરીને પાણી પીવા જાય છે, એવામાં પેલી વીંટી પાણીમાં નીકળી પડી. આ જોઇને પેલો કઠીયારો પોક મૂકીને રડવા લાગ્યો. હવે પેલો કઠીયારો ફરી પોતે જંગલમાં દોડી ગયો, અને બીજો ભારો તૈયાર કરી માથે લઇને દૂરથી ચાલ્યો જાય છે. પેલી પડતી દશા બોલી. "હે રાજા વિક્રમ ! જો પેલો કઠીયારો માથે ભારો લઇને ચાલ્યો જાય છે". આ જોઇને વિક્રમ રાજા આશ્ચર્યચકિત થઇ ગયા. હવે વિક્રમ રાજા પેલા કઠીયારાને ફરી બોલાવીને કહેવા લાગ્યા કે "ભાઇ ! તને મેં હજાર રૂપીઆની વીંટી આપી તે ક્યાં ગઇ, કે તું

ફરી આ ભારો લઇને જાય છે ?" ત્યારે પેલા કઠીયારાએ બનેલી હકીકત કહી સંભળાવી. રાજા વિક્રમ આ સાંભળીને ઘણા આશ્ચર્ય પામ્યા. અને પેલા કઠીઆરાને કહેવા લાગ્યા કે, "ભાઇ, હશે જે બન્યું તે બન્યું, પણ હવે હું તને આ મારો લાખ રૂપીયાનો હાર આપું છું તે તું વેચીને સુખેથી તારાં બાળ-બચ્ચાંઓ સાથે બેસીને ખાઇપીને મજાહ કરજે". આ સાંભળીને પેલા કઠીયારાએ માથા ઉપરથી લાકડાંનો ભારો ફેંકી દીધો અને પેલો હાર હાથમાં લઇને ચાલ્યો જાય છે, તેવામાં આકાશમાંથી એક સમડી આવી તે એ હાર ઝડપી લઇને ઉડી ગઇ. આ બનાવ જોઇને પેલો કઠીયારો દિંગમૂઢ બની ગયો. ફરી પેલો કઠીયારો જંગલમાં દોડી ગયો અને બીજો ભારો તૈયાર કરીને માથે લઇને આડકતેર માર્ગે ચાલ્યો જાય છે". આ જોઇને પેલી પડતી દશા બોલી. "જો રાજા પેલો કઠીયારો ભારો લઇને ચાલ્યો જાય છે". આ જોઇને વિક્રમરાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. રાજા વિક્રમે કઠીયારાને ઘણા ઘણા નોહરા કરીને બોલાવ્યો. અને પૂછ્યું, "કેમ ભાઇ, તને પેલો હાર આપ્યો, તોય્ે તું તો ભારો લઇને ચાલ્યો જાય છે !" પેલા કઠીયારાએ બનેલી હકીકત કહી. રાજા વિક્રમ બોલ્યા "જા તને હવે આ મારી સોનામોહોરનો કોથળો આપું છું તે લઇ જા એટલે હવે તને કદિપણ કડાકૂટ કરવાની રહેશે નહીં. ફક્ત બજારમાંથી સીધુ સામાન લાવીને ખાઇપીને લહેર કરજે". હવે પેલો કઠીયારો સોનામોહોરનો કોથળો લઇને પોતાને ઘેર આવ્યો. રાતનો સમય હોવાથી પેલો કોથળો ઓટલા ઉપર મૂકી પોતાનાં બાળબચ્ચાંઓને શોધવા બજારમાં ગયો. એટલામાં પાડોસણે ઘરમાંથી નીકળી પેલો કોથળો પોતાના ઘરમાં ઘાલી દીધો. પેલો કઠીયારો આવીને જુએ છે તો પેલો કોથળો નહીં મળે ! ! આ જોઇને પેલો કઠીયારો પોક મૂકીને રડવા લાગ્યો. લોકોએ તેને ઘણો સમજાવ્યો અને કહ્યું કે "ભાઇ ! રાજાને નાદે લાગવાથી તું આ વિટમણામાં આવી પડ્યો, માટે હવે તું જા અને તારો ભારો વેચવાનો ધંધો કરીને તારાં બાળબચ્ચાંઓનું ભરણપોષણ કર". હવે પેલો કઠીયારો દૃઢ નિશ્ચય કરીને ફરી પોતાનો ભારો લેવા પેલા જંગલમાં ગયો. પેલા કઠીયારાને જોઇને પડતી દશા બોલી. "જો રાજા, પેલો કઠીયારો ભારો લઇને ચાલ્યો જાય છે". આ જોઇને રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. પડતી દશાનો આવો પ્રભાવ જોઇને રાજા વિક્રમે તેને નમસ્કાર કરીને કહ્યું કે "બસ, હવે હું તમારો પ્રભાવ જોઇને ધરાઇ ગયો. માટે હવે ચઢતી દશા પોતાનું પરાક્રમ કરી બતાવે એવું હું ઇચ્છું છું". આમ કહેવાથી કઠીયારાએ ગમે તેવો દૃઢ નિશ્ચય કર્યો હતો છતાં ચઢતી દશાના આવરણથી પેલો કઠીયારો પોતાની મેળે વગર બોલાવે રાજા વિક્રમની પાસે આવ્યો અને પોતાની બનેલી હકીકત કહી સંભળાવી. હવે કઠીયારાને ચઢતી દશા બેસવાથી જેવો લાકડાં કાપવા ઝાડ ઉપર ચઢે છે કે પેલી સમડીના માળામાં પેલો હાર લટકતો તેની દૃષ્ટિએ પડ્યો ! આ જોઇને કઠીયારાના હર્ષનો પાર

રહ્યો નહીં ! પેલો કઠીયારો લાકડાં કાપવાનાં પડતાં મેલી પેલો હાર લઇને પોતાને ઘેર આવ્યો. પેલો હાર વેચી તેના એક લાખ રૂપીઆ ઘરમાં લાવી નાખ્યા ! ! ઘણી ખુશીમાં આવી બજારમાં જઇને એક તાજી માછલી ખરીદ કરી. ઘેર આવીને પેલી માછલીને વાઢીને જુવે છે તો તેના પેટમાંથી પેલી વીંટી નીકળી. આમ થવાથી કઠીયારો મટીને ગામમાં નગરશેઠ કહેવાયો. નગરશેઠ થયો એટલે પેલી પાડોસણના પેટમાં ફાળ પડવાથી પેલો સોનામોહોરોનો કોથળો રાતની વખતે પેલા કઠીયારાના ઘરમાં ઘાલી દીધો. આ પ્રમાણે ચઢતી દશાનું પરાક્રમ જોઇને રાજા વિક્રમ નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે "બાઇઓ તમારૂં પરાક્રમ જોઇ મારી હવે પાકી ખાત્રી થઇ છે કે આ દુનિયામાં મનુષ્ય માત્ર તમને આધીન છે".

"દશા કરે તે કોઇ નહીં કરશે, મૂરખ કરે અભિમાન."

---

## ભજન.

મોટમ મૂકો રે મન થકી, અનરથ મૂળ અભિમાન જી;
સમરથ સરજન હાર છે, ધરવું તેનું ધ્યાન જી.—મોટમ.
કોઇ મોટા કારભારથી, કોઇ રાખી જર જોર જી;
અધર્મે ધન એકઠું કરે, અંતે ઇશ્વરના ચોર જી.—મોટમ.
હોય ઘણા કો કરામતી, બુદ્ધિ બળ પરચંડ જી;
ભજન વિના ભય નવ ટળે, પડશે જમ કેરા દંડ જી.—મોટમ.
ફૂલ ન સાંખે ફૂલની, તજે તરૂવર તેહ જી;
માટે ન ફૂલીશ માનવી, ખરશે ક્ષણ માંહી દેહ જી.—મોટમ.
પરવશ સોના રે પિંડ છે, જીવન ચપળ જરૂર જી;
ઝબકી જશે જેવી વીજળી, એવું જાણી લે ઉર જી.—મોટમ.
મૂઢ જાણે મરવું નથી, મોટમ મનમાં અપાર જી;
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રપતિને પાર જી.—મોટમ.
એવું સમજી ગ્રહો નમ્રતા, ભાવ ભક્તિને જ્ઞાન જી;
જગમાં માયા ભરી છે ઘણી, સુખ દુઃખ સૌને સમાન જી.—મોટમ.
ઇશ્વરને જેણે ઓળખ્યા, તે નર મોટા મહંત જી;
બીજાં બિચારાંથી શું બન્યું, રહ્યા અપરાધી જીવ જી.—મોટમ.
ભક્તિ થકી જે મોટા થયા, તેનું નવ ખંડે નામ જી;
ભજ છોટમ પૂરણ બ્રહ્મને, મળશે મોટેરો ઠામ જી.—મોટમ.



ઉંચ મતિ પામે સાત્વિકો, મધ્યમતિ રાજસ લોક;
તામસ જન પામેજ છે, નીચ મતિ જે ફોક.

# ઇશ્વરે યમરાજાને પૂછેલો પ્રશ્ન.

એક દિવસે ઇશ્વરે યમરાજાને પૂછ્યું કે "તમે મનુષ્યના પ્રાણ લેવાનું કામ કરો છો એ તો ઠીક, પણ તમારા આ ધંધામાં તમને કોઇ દિવસે કોઇનો પ્રાણ લેતાં દયા આવી છે?" ત્યારે યમરાજા બોલ્યા "હા, આપે આજે આ પ્રશ્ન કાઢ્યો એ જોઇ મને ઘણુંજ આશ્ચર્ય લાગે છે." યમરાજા બોલ્યા, "એક વખત ભર દરીયામાં એક વહાણ ભાંગ્યું તે વખતે એક બાઇ જે તરતની પ્રસવી હતી, તેનો જીવ લેવા આપે આજ્ઞા કરી. તે વખતે પેલા તરતના જન્મેલા બાળકની શી દશા થશે એમ ધારીને મને તેની દયા આવી હતી. બીજી એક વખતે પૃથ્વી ઉપર એક રાજાએ આપની જોડે બાથ મારી 'ઇશ્વર હુંજ છું' એવું અભિમાન ધરાવી દરબારીઓને હુકમ કરી તપસીલ પ્રમાણે સ્વર્ગ બનાવ્યું. આ સ્વર્ગ તૈયાર થયા પછી પેલો અભિમાની રાજા સ્વર્ગનું સુખ જોવા માટે જેવો ઘોડા ઉપરથી ઉતરવા જાય છે તેવોજ આપે તેનો જીવ લેવાનો હુકમ કર્યો. તે વખતે મને દયા આવી હતી કે અરે આ બિચારો સ્વર્ગ તૈયાર થયેલું જોવા પામ્યો નહીં!!" આ પ્રમાણે યમરાજાનું કહેવું સાંભળી ઇશ્વરે ખુલાસો કર્યો કે "હે યમરાજા, હું તમારી પાસેથી એજ માગતો હતો, કે તમને પણ કોઇ વખતે મનુષ્યનો જીવ લેતાં દયા આવે છે ખરી!!" ઇશ્વર બોલ્યા. "હે યમરાજા એનો ખુલાસો હું તમને કહેવા માગું છું તે સાંભળો. પેલું જે તરતનું જન્મેલું બાળક ભાંગેલા વહાણના એક ટુકડા ઉપર સહીસલામત પોતાના હાથ પગ હલાવતું હલાવતું પેલા લાકડાના ટુકડાને કાંઠે લઇ આવ્યું! કાંઠા ઉપર એક માછીમારની સ્ત્રી જે વાંઝણી હતી તેણે પેલા બાળકને એકદમ ખોળામાં લઇ લીધું! જેવું બાળકને લીધું કે પેલી માછણને હર્ષથી સ્તનમાં એકદમ દૂધનો પાનો છુટયો. પેલું બાળક ધાવીને ક્ષુધાર્થી તૃપ્ત થયું. હવે પેલા બાળકનું સ્વરૂપ તથા તેની ચતુરાઇ દિનપરદિન વધારે ને વધારે જોવાથી પેલાં માછીમાર દંપતીએ વિચાર કર્યો કે, આ બાળક આપણે રાજાને આપીયે, કારણ આપણે ત્યાં એ શોભી શકે તેમ નથી. હવે રાજાને પુત્ર ન હોવાથી પેલા બાળક છોકરાને ગાદીએ બેસાડયો. ગાદીએ આવ્યા પછી એના વૈભવનો પાર રહ્યો નહીં અને દરબારીઓને કહેવા લાગ્યો કે, 'બોલો મારામાં અને ઇશ્વરમાં શો તફાવત છે? માટે બધા મને ઈશ્વર તરિકે માનો.' આવી રીતે મારી જોડે બાથ ભીડી!! દરબારીઓએ કહ્યું. 'મહારાજ! ઈશ્વરને ત્યાં સ્વર્ગ છે તે આપને ત્યાં નથી, જો તે હોય તો આપનેજ ઈશ્વર કહેવામાં કાંઇ હરકત નથી.' આ સાંભળીને પેલા રાજાએ બધા દરબારીઓને હુકમ કર્યો કે 'તમે લોકો એ સ્વર્ગ આપણે ત્યાં બનાવો, નહીં તો તમને બધાને કતલ કરીશ.' આ સાંભળીને તમામ દરબારીઓ

ગભરાયા. અને શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણેનું સ્વર્ગ બનાવી તૈયાર કર્યું. હવે સ્વર્ગમાં હીરા માણેકના અખંડ દરવાજાઓ જડવાના બાકી રહ્યા.

"હવે બધા દરબારીઓ રાજાને કહેવા લાગ્યા કે 'સાહેબ ! આપના કહેવા પ્રમાણે સ્વર્ગ તૈયાર કરવામાં આવ્યું છે, પણ સ્વર્ગમાં જે અખંડ હીરા માણેકના દરવાજાઓ છે, તે આખી દુનીયામાં જડે એમ નથી.' આ સાંભળીને રાજા બહુ શોકાતુર બની નિદ્રાવશ થયો કે તુરત મેં તેના સ્વપ્નમાં જઇને કહ્યું કે 'અરે રાજા ! તું દિલગીર કેમ બની ગયો છે ? તું ઉંઘમાંથી જાગીને જો તો ખરો કે સ્વર્ગ તૈયાર થયું છે કે નહીં ?'" ઇશ્વર કહે છે કે "હે યમરાજા ! મારા સ્વર્ગના દરવાજા મેં મોકલી આપ્યા હતા. એકંદરે દરબારીઓએ રાજાને આવીને કહ્યું કે 'મહારાજ ! આપની ઇચ્છાથી હવે સ્વર્ગ તૈયાર થયું છે, અને હીરા માણેકના દરવાજા પણ જડાઇ ગયા છે. માટે હવે આપને ઇશ્વર કહેવામાં કાંઇ પણ વાંધો નથી.' દરબારીઓનું બોલવું સાંભળી રાજા બહુ ખુશ થયો ! અને પોતે ઇશ્વર તરિકે જાહેર થયાથી અભિમાની બની તૈયાર થયેલું સ્વર્ગ જોવાને ઘોડા ઉપર બેસી સ્વર્ગ જોવા ચાલ્યો. જેવો ઘોડા ઉપરથી ઉતરવા જાય છે કે તુરત તેનો જાન લેવા મેં તમને હુકમ કર્યો." આ પ્રમાણે યમરાજા જોડે ઇશ્વરે ખુલાસો કર્યો. અને કહ્યું કે "હે યમરાજા ! આ પ્રમાણે પેલા બાળકે રાજા થઇ ઇશ્વર કહેવડાવાનો પ્રયત્ન કર્યો. માટે હવે તમારી ખાત્રી થઇ હશે કે તમને જે દયા આવી હતી તે તદ્દન ગેરવ્યાજબી હતી. માટે તમારે તો જે તમારો ધંધો હોય તે કરે જવું. એમાં તમારે દયા ખાવાની જરૂર નથી. કારણ સર્વનો કર્તા હર્તા હું જ છું."

ઇશ્વરે યમરાજાને કહ્યું કે "અભિમાન એ મારો ખોરાક છે, તેથી મેં તેનો પ્રાણ લેવાનો હુકમ કર્યો હતો."



કર્તા ગુણથી અન્ય નહીં, જ્યારે દ્રષ્ટા જોય;
જાણે ગુણથી પર તદા, સુજ રૂપે તે હોય.

---

# રાજા ભરથરીએ લીધેલો ભેખ.

થી સતવંતી રાણી રાજા ભરથરી કો લીનો ગલે લગાય;
સુણ પતિ પ્યારે, શિકાર ખેલનકો દિશા ઉત્તર મત જાય.

શ્રી છત્રપતિ મહારાણી ત્રિયા કે, કહેને કા નહીં કરે બિચાર;
વિલંબ ન લાગે હુકમ કે સાથ કીયે ઘોડે તૈયાર.

જીન સોનેરી થા ઘોડે પર, ઓર તો ગેના જરકશીદાર;
સવાર હોકે ચલા જંગલકી તરફ ખેલને શિકાર.

ચરતેથે હીરન બીયા બાનમેં, આયે રાજા કે નજર;
દેખ મીરગ કાલા લીયે, શમશેર ખેંચી જાય કર.

સબ મૃગલી કહેને લગી, રાજાસે યું સમજાય કર;
મારો મૃગલી દસ પાંચ, મત મારો મીરગ ગરીબ પરવર.

ના સુની ફરીયાદ, રાજાને માની લાચારી;
સમશેર ખેંચ ઉસ વક્ત મીરગકો મારી.

જીસ વક્ત મીરગને તનસે પ્રાણ ગુમાયા;
સબ મૃગ નારીને રો રો શોહર મચાયા.

હુઇ કીયામત ઉનપે ઓરતો ગમકી છાંયા;
અયે બે દરદી રાજા તુઝે તરસ નહીં આયા.

શ્રાપ દીયા રાજા ભરથરકો તેરી રાણી વિધવા હો જાય.
સુણ પતિ પ્યારે, શિકાર ખેલનકો દિશા ઉત્તર મત જાય.

માર મીરગ લે ચલા વો રાજા, આયા ગુરૂ ગોરખ કે તીર્થ;
દેખ મિરગકો નાથજી બહોત હુવે દીલમે દલગીર.

સજીવન હીરન કરો નાથજી, માફ કરો મેરી તકસીર.
ચેલા કર લો છોડ રાજપાટ મેં બનું ફકીર.

સબ રાજપાટ ઓર સલતનત છોડ દી, દીલસે ધરી ૐકારજી;
માતા કહી જાકે ઉસે, ધરથી બીહાતી નારજી.

---

હાય હાય રે કેમ સહેશે ઉજેણી રંડાપો,
ઘણી થઇ છે રાજાજી માફ આપોજી.—હાય૦

રાજપાટ તે કેમ તજો છો, ઉદાશી થઇ શા માટે ફરો છો,
જોગી વેશ શા માટે ધરોછોજી.—હાય૦

મેના પોપટ ઘણું રૂવેછે, રાણી રંગ ભુવનમાં જુવેછે,
કોઇ પ્રજા સુખે નહીં સુવેછેજી.—હાય૦

પહેરી કફની ને ભભુત ચોળી, વસ્ત્ર ગેરૂમાં લીધાં બોળી,
પ્રભે ખભે ભરાવી છે ઝોળીજી.—હાય૦

સેલી સંગી ને ચીપીયો હાથે, વસ્ત્ર એકુ ના રાખ્યું સાથે,
ભગવી ટોપી ઘાલી જેણે માથેજી.—હાય૦

સાત સલામ ગાદીને કીધી, સોંપી ગાદી પ્રધાનને દીધી,
લખ્યા લેખ પ્રમાણે વાટ લીધીજી—હાય૦

---

હાય કરૂ હવે શું અરે, રેલ્યો દુઃખ દરિયાવ;
ઉલેચે ઓછો થાય નહીં, નિર્ણય તારવું નાવ.—હાય૦

નાર રૂપિ ડસી નાગણી, કારી ઘા ન રૂઝાય;
વેણુ તણુારે વાંધા પડે, થુકેલું ન ગળાય.—હાય૦

રાજપાટ ગમે નહીં, સેવું શંકર રાય;
ભગવાં વસ્ત્ર ધારણુ કરી, જાવું જંગલ માંય.—હાય૦

જાગે પવન નાખ્યો જુવતી, સુતાં નાખી છે ધુળ;
કૂપ ધરી વર્ત કાપીયું, કલંક બેસાડયું કૂળ.—હાય૦

જોરૂ, જમીન, જર એ વળી, અંતે આવે ન કામ;
આખર જાવું છે એકલું, ધર્મરાયને ધામ.—હાય૦

સાર નથી આ સંસારમાં, સાર્થક સાધવું સ્થિર;
મોક્ષ ગતિ મળવા હવે, રચવી તદબીર.—હાય૦



# સંસાર સાગર નિરૂપણ.

જેમ સાગરમાં જળ મુખ્ય છે તેમ સંસારમાં વ્યવહાર મુખ્ય છે. જેમ સાગરના જળમાં કાદવ છે, જેમાં ખુચ્યા પછી નીકળવું એ અતિ કષ્ટ સાધ્ય છે, તેમ સંસાર વ્યવહારમાં આશા તૃષ્ણા છે, તેમાંથી મનુષ્ય ઇશ્વર કૃપાથીજ મુક્ત થઇ શકે છે. જેમ સાગરમાં લીલ લપટાવ પાડી નાખે છે, તેમ સંસારમાં ભોગ અને વિલાસનાં સાધનો મનુષ્યને મોહ કરાવી પાડે છે. જેમ સાગરમાં જળના મથનનું પરિણામ ફીણુ છે, તેમ સંસારમાં વ્યવહારના મથનથી ઉત્પન્ન થયેલી મિથ્યા ધન સંપત્તિઓ છે. જેમ સાગરમાં ખડકો નાવને અથડાવી તોડી નાખે છે, તેમ સંસારમાં નાના પ્રકારના રોગ મનુષ્ય શરીરનો નાશ કરે છે. સંસારમાં શંખલા કોડા જેવાં અન્ય કેટલાંક પ્રાણીઓ છે, તેઓ નાવને પાર ઉતરવામાં કે મનુષ્યને મોક્ષ મેળવવામાં અડચણુ કે મદદ કરતાં નથી. જેમ સાગરમાં પોતાના દેહના ભોગે શીપો અમૂલ્ય મોતી આપે છે, તેમ સંસારમાં પરોપકારી મનુષ્યોએ આત્મ ભોગ આપી પરોપકારનાં કરેલાં કાર્યો સંસારનાં મોતી છે. જેમ સાગરમાં બેટ, ડુબતાને આશ્રય આપી મૃત્યુની બીક ટાળે છે, તેમ સંસારમાં સંત પુરૂષો છે, તે બોધ કરી અભયદાન આપે છે.

**માયા**—જેના વડે સંસારનો પ્રવાહ વહે છે; જ્ઞાન રૂપી નૌકાથીજ તે તરવો સહેલ છે; અજ્ઞાની માટે દુસ્તર છે; (સ્વાર્થ) જેમાં લુબ્ધ થએલાને અન્ય કાંઇ સુઝતું નથી, અંતે ડુબી જાય છે; છતાં પણુ જો વિવેક બીજારો પણુ થાય, તો શીતકર કમળવત્ પરમ સુખદાતા પરમાર્થ સ્ફુરે છે.

**કામ અપેક્ષા**—પેલાં સાગર, લીલાહારી જીવડાંના ઉપભોગ પેઠે આવશ્યક છે, પરંતુ અતિ સેવનથી નિયમ વિરૂદ્ધ આચરણુથી શિર પટકાઇ જાય છે. બલકે લપસી પડી પતન પામે છે.

**નશીબ પર લટકાવતી આશા**—અશક્ત થયેલો પણુ એને જોઇ બચાવ માટે ધારણા ધરતો એને પકડવાને ફાંફાં મારે છે. ક્રોધ, લોભ અને ગર્વ, જે દયા, નીતિ અને પરમાર્થ આદિ પ્રભાવશાળી નૌકાને પણુ વખતે ઉંધી વાળવાને સમર્થ હોવાથી ભયાનક છે.

**પૂર્ણ જ્ઞાન**—જેના આશ્રરાથી અશક્તને પણુ આરામ મળે છે; અન્ય ભૂલા પડેલાનું તે આશ્રય સ્થાન હોઇ કલ્યાણુ કર્ત્તા છે; સત્ય, દયા અને ધર્મ જે કીંમતી ખજાના રૂપ છે; તેના ઉચિત વ્યયથી કલ્યાણુ અને શાંતિ રૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

**ડાર્યોમાં ભવ જલધિ હરિ, જલ ઉભરા બધી જાય;**
**દારૂ કર દીય નામ નિજ, તર્યો ન બૂડયો જાય.**

---

**વ્યવહાર**—એ, સંસાર સાગરમાં જળ સમાન છે. જેમ જળનું વહન કદી અટકતું નથી તેમ વ્યવહાર કદી અટકતો નથી. વળી સાગરતું જળ જેમ ખારૂં છે, તેમ વ્યવહાર પણ ખારો છે.

**કુકર્મ**—એ, સંસાર સાગરમાં કાદવ સમાન છે. કારણ કે કાદવની પેઠે મનુષ્યને એ ખરડે છે.

**લાલચ**—એ, સંસાર સાગરમાં લીલ સમાન છે. કારણ કે એ લીલની પેઠે મનુષ્યને લપસાવી દે છે. **મોહ, આસક્તિ, વિષયાસક્તિ,** એ સંસાર સાગરમાં મગરમચ્છ છે, કારણ કે મનુષ્ય ભાગ્યેજ એમાં સપડાયા વગર રહે છે. **આપત્તિ** એ સંસાર સાગરમાં પર્વત છે. કારણ કે પર્વત ઓળંગવો જેમ દુર્ઘટ છે, તેમ આપત્તિનો વખત પણ પસાર કરી જવો મૂશ્કેલ છે. **સાધુ પુરૂષો** એ સંસાર સાગરમાં બેટા સમાન છે, કારણ કે દરીયામાં જેમ બેટા પાણીથી ઉંચા રહે છે, તેમ સાધુ પુરૂષોને દુન્યાની હવા લાગતી નથી, વળી તોફાની મોજાં ઉછળતી વખતે બેટા જેમ પાણીથી ઢંકાઇ જાય છે, તેમ સાધુ પુરૂષો પણ વ્યવસાય, આપત્તિમાં સપડાઇ જાય છે, પણ તે વખત શાંતિ તથા ધૈર્યથી પસાર કરી જાય છે, અને એ સમય વીતી જતાં પાછા ઉંચા તરી આવે છે.

## પ્રભુ ભજન.

અમે રણુવાસી, જ્ઞાન વિલાસી, શુધ્ધ જીવન વહનાર.
પુણ્ય ભૂમિ હમારી, વિશ્વની વાડી, દેહ ઉજ્વલ કરનાર.

યોગ વિજય કરી ફરતા યોગી, ધરતા ધીરજની ઢાલ.
ક્ષમા ઉરે સહન શીલ થાતા, ધર્મ તણા રખ વાલ.—અમે.

થાશું તન્મય એક બીજામાં, સાધશું કર્મનો યોગ.
દિવ્ય ભૂમિનાં દિવ્ય બાળુડાં, ઉજાવલશું સપ્ત લોક.—અમે.

ઉચ્ચ આચાર વિચાર હમારા, ઉચ્ચ દેશે વસનાર.
જ્ઞાન વિલાસ ધરી હમ અંગે, સત સંગે વિલસનાર.—અમે.

સર્વ દીશે રક્ષા શ્રી હરિની, પરમેશ દીન દયાળ.
સ્વર્ગાનંદ અહર્નિશે જામે, અમે પ્રભુના લાલ રે.—અમે.

તજસું ભિન્નતા એક બીજાની, સમતા ધરશું દીલ.
ધન્ય જીવન સ્વાત્માર્પણુ કરતાં, પામશું અક્ષર દિવ્ય.—અમે.



યોગી આહીં મૂકીજ દે, સર્વ પાપને પુણ્ય;
જન્મ બંધથી મુક્ત થૈ, સુખપદ પામ નિપુણ્ય.

---

# યોગીની દશા.

જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશજી;
વાત ગમે નહીં આ વિશ્વની, આઠે પોહોર ઉદાસજી.—જંગલ.

સેજ પલંગે રે પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તેને નહીં તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી.—જંગલ.

શાલ દુશાલા રે ઓઢતા, ઝીણા જરકશી જામજી;
તેણે રે રાખી ફાટી ગોદડી, સહે શીર શીત ઘામજી.—જંગલ.

ભાવતાં ભોજન જમતાં, અનેક વિધિનાં અન્નજી;
તેરે માગણ લાગ્યા ટૂકડા, ભિક્ષા ભુવન ભુવનજી.—જંગલ.

હાં કહેતાં હજાર ઉઠતા, ચાલતાં લશ્કર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાવજી.—જંગલ.

આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી.—જંગલ.

રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહીં ધસે, રોગ સમ જાણે ભોગજી.—જંગલ.

ધન્ય તે ત્યાગ વૈરાગ્યને, તજી તનડાની આશજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી.—જંગલ.

---

હું બલીહારી એ વૈરાગ્યને, ઉપન્યો જેને અંગજી;
ચૌદ લોકને ચતુરધા, ગમે સુખનો ન સંગજી.—હું બલી૦

સુખ ન ઇચ્છે સંસારમાં, સમજે સ્વપ્ન સમાનજી;
વાત ગમે એક વૈરાગ્યની, તન સુખ તજવામાં તાનજી.—હું બલી૦

દુઃખીયો દેખે આ દેહને, રહે રાજી તે મનજી;
અનરથનું આગાર છે, જાણી કરે ન જતનજી.—હું બલી૦

રાત દિવસ રૂદયા વિષે, વરતે એમ વિચારજી;
કોણ હું ને જાઉં ક્યાં હવે, કરે તેનો નિરધારજી.—હું બલી૦

કરૂં ઉપાય હવે એહનો, ડોળી દેશ વિદેશજી;
કોય રે ઉગારે મને કાળથી, જઈ સોંપુ તેને શીષજી.—હું બલી૦

રહે આતુરતા અંતરે, દેખી દેહ અનિત્યજી;
સુખ ન માને સંસારમાં, ન કરે કોઈ શું પ્રીતજી.—હું બલી૦

એવી દશા આવ્યા વિના, ન હોવ તન સુખ ત્યાગજી;
ઉપરથી લાગે લજામણો, વગોણા સરખો વૈરાગ્યજી.—હું બલી૦

બ્રહ્મ ગુરૂદેવ દયા કરે, આપે એહ વિચારજી;
નિષ્કુળાનંદ નિશંક થઈ, સેજે તારે સંસારજી.—હું બલી૦

---

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસાર આગજી.—જનની.

ધન્ય ધન્ય માતારે ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીયો વનજી.—જનની.

ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
મંદિર જરૂખા મેલી કરી, વાળ્યાં આસન બહારજી.—જનની.

એવા જનોને અતિ ધન્ય છે, બીજા ગયા રે અનેકજી;
ભલા રે ભુંડા અવનિ પરે, ગણતાં ન આવે નેકજી.—જનની.

સમજી મૂકો તો સારૂં ઘણું, અંતે તજાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહીં મટે, સાચું કહું આ વચનજી.—જનની.



# ઇશ્વરના ધર્મ.

મનુષ્યને ઐશ્વર્ય પ્રાપ્ત થાય તે સારૂ જે પોતાનું ઐશ્વર્ય છોડીને માનવ રૂપે વિચરે છે, અને જ્યારે જ્યારે તે યોગેશ્વર આવે છે, ત્યારે મોટું વાવાઝોડું (તુમુલ તોફાન) થાય છે.

જ્યારે બધા અમૃતના પુત્રો એકત્ર થશે, ત્યારે પરમેશ્વર પ્રગટ થશે. એજ સત્ય છે.

ઇશ્વરનો ખોરાક અભિમાન છે. ઇશ્વરને રહેવાનું ક્ષમામાં છે. ઇશ્વર તરણાનો મેરૂ અને મેરૂનું તરણું બનાવી દે છે. રંકને રાજા અને રાજાને રંક બનાવી દે છે. જ્યારે બાળક માના ગર્ભમાં ઉંધે માથે નવ મહીના સુધી રૂંધાઇ રહે છે, ત્યારે પેલું બાળક બહાર આવવાને માટે ઇશ્વરને કાલાવાલા કરે છે અને કહે છે કે, તું એકવાર આ દુઃખમાંથી મને બહાર કાઢે, તો હું જીવતાં સુધી તારી ભક્તિ કરવા બંધાઉં છું. આ ઉપરથી ઇશ્વર દયા લાવીને પેલા બાળકને ગર્ભમાંથી બહાર લાવે છે. બહાર આવતાં વેંતજ પેલું બાળક ઉં આં, ઉં આં, અને તું તાં, આ પ્રમાણે ઇશ્વરને આપેલા વચનનો ભંગ કરે છે ત્યારે ઇશ્વરને હસવું આવે છે.

## પ્રભુ ભજન.

હોલોહોલી કહે છે રે, પ્રભુજી મારી વ્હારે ચઢો;
બચ્ચાં મારાં મારે રે, તળે આવી ભીલ ખડો.

બાણુ તાણીને ઉભો પારધિ, ઉપર આવ્યો બાજ,
પોલારમાંથી સર્પ નીકળ્યો, તેણે તો સરી ગયાં કાજ;
ગરૂડનો સ્વામી રે, હરિ બિરદધાર બડો.—હોલો૦

વિનંતિ સુણીને વિઠ્ઠલ પરવરીયા, સાપ માંહે નિરવાણ,
ભીલને ડંસતાં પારધીના, તતક્ષણ લીધા પ્રાણ;
બાણુ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડયો.—હોલો૦

જુવો હરિ કેવા સંકટ મોચન, બચ્ચાં બચાવ્યાં તત્કાળ,
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીન દયાળ;
કાળનો કાળ એ કાળો રે, પ્રહ્લાદની વ્હારે ચઢયો.—હોલો૦

કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામી સેવાનું ફળ અમૂલે, અંત સમે કરે સ્હાય.
થાય હરિ ઉભો રે, કહી કાળ સામો તડ્યો.—હોલો૦

સમ સુખ દુઃખ ને સ્વસ્થ, સમ કંચન પત્થર ધૂળ;
પ્રિય અપ્રિય સમ ધીર વળી, નિંદા સ્તુતિ સમતુલ.

# વિપત્તિ અને તેમાંથી મળતા લાભ.

મનુષ્ય જાતિની સંસ્કૃતિનું મૂળ સંતાપ છે, અને તેથી પ્રત્યેક જન ન્યૂનાધિક અંશે શોક ગ્રસ્ત થાયજ છે. ક્ષુદ્ર વૃત્તિવાળાં મનુષ્ય પોતાનો ભાર ઉપાડતાં જ્યારે આનાકાની કરે છે, ત્યારે વિલાપ કર્યા વિના શૂરવીરો તે સહન કરે છે.

આપણે સંકટના મુખમાંજ જન્મ લઇએ છીયે; અને આપણે ખાત્રીથી માનીયે કે જ્યાં સુધી આ સંસારમાં રહીયે ત્યાં સુધી આપણા ઉપર થોડે ઘણે અંતરે પણ અવશ્ય કષ્ટ પડશેજ. એટલે કે ગમે તે સ્થિતિમાં હોઇએ તોપણ તેમાં સુખ અને દુઃખનો ભાવ જણાશેજ. તેથી સંતોષના અનુભવનો ખરો રસ્તો એ છે કે શુભાશુભ કર્મના પરિપાકથી આવી પડતાં સુખ દુઃખ ભોગવવાનું એવું ભાન રહેવું જોઇએ કે, સુખમાં આનંદ માની ન લે અને દુઃખની વેળા હિમ્મત છોડી નહીં દે. જે જે બનાવ બને તે સર્વ સમયે, સુગમતા અને મનનું સ્થિરત્વ વર્તનમાં એવાં રાખવાં કે જેથી મનની અડગ સ્થિતિ બની રહે. કષ્ટ છે તે મર્દાઇ અને સ્વાશ્રયનું ઉત્પત્તિ સ્થાન છે.

પોતાનું ગૂઢ રહેલું બુદ્ધિ બળ જેથી પોતેજ અજ્ઞાત છે તેનો વિકાસ ઘણી વખત આપત્તિ કાળે થાય છે. દૈવના એક આઘાતથી કેટલીક વખત ઘણા સારા અથવા નરસા ગુણો દૃષ્ટિ ગોચર થાય છે, કે જે, તેવી વિપત્તિના અભાવે બહાર જાણવામાં આવત નહીં. એકાએક થતા કોઇપણ બનાવો એટલી ફળસિદ્ધિ વગરના હોયજ નહીં કે ડાહ્યા લોકોને તેમાંથી કાંઇપણ લાભ પ્રાપ્ત ન થાય. તેમજ એટલા ભાગ્યોદય સૂચક પણ હોય નહીં કે અવિચારી લોકોને તે પ્રતિકૂળ ન જ થઇ પડે.

અતિ ગહન અને અવશ્ય ભાવી વિપત્તિના પરિણામમાં, સર્વે અંશે સદ્ગુણ રહિત થઇ ન જાય તેવા પુરૂષો ઉન્નિતિમાં મૂકાય છે.

અદ્યાપિ પર્યંત થયેલા ઉત્પાત કરતાં વધારે સખત અને દારૂણ દરેક પ્રકારનો ઉત્પાત વખતે તમને થાય તેના સંભવનો ખ્યાલ નહીં કરો, પણ યાદ રાખવું કે તે અશક્ય નથી.

મનુષ્ય પોતાના અવ્યકત કૌવતનો શ્રમથી વિકાસ કરે છે ત્યારે દેવતાઓ ઉદાર વૃત્તિથી આપણી આસપાસ તોફાન શરૂ કરે છે. આવે સમયે જે સદ્ગુણો, શાંત સમુદ્રમાં અને વિટંબણા રહિત જીંદગીમાં દશ્યમાન નહોતા તેનો વર્તનમાં આવિર્ભાવ થાય છે.

અક્ષુબ્ધ દરિયાનો નાવિક યુકિતવાન હોતો નથી. સમૃધ્ધિ તથા જય વિઘ્ન રહિત હોય, તો તે લાભદાયી અને સુખકારી થવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી. સમુદ્રના સંક્ષોભ સમાન વિપત્તિનાં વાદળાં સામર્થ્યને ઉત્તેજિત કરે છે; અને શોધક બુદ્ધિ દીર્ઘ દૃષ્ટિ, ચાતુર્ય, અને સહન શક્તિનું નાવિકમાં ઉદ્દીપ્ત કરે છે. પ્રાચીન સમયમાં લોકો સ્વમતાર્થે દેહ ત્યાગી, બાહ્ય વિપત્તિ પ્રતિ પોતાના મનને દૃઢ કરીને, હેતુની સિદ્ધિ અને પરાક્રમ પ્રાપ્ત કરતા તે અંત પર્યંતના અકઠોર તથા નિર્ભય જીવનના સાર સમાન હતું. પ્રતિકૂળ સમયે બુદ્ધિ વિકસિત થાય છે, જે

નિર્વિઘ્ન સમયમાં પ્રચ્છન્ન રહેત. સુગંધી પદાર્થ ચોળવાથી વધારે વાસ આપે છે, તેમ સચ્ચરિત મનુષ્ય દુઃખ આવવાથી વિશેષ પ્રશંસનીય બને છે.

જેને સંપત્તિ પરાઙ્મુખી થઇ નથી તેને કદાપિ પણ પોતાના સ્વરૂપનું અથવા પોતાના પ્રભાવનું ભાન થતું નથી. મહાન્ વિપત્તિનો સમય, મનુષ્યમાં સદ્‌ગુણ કેટલો ઉચ્ચ છે, તે ઘણી સારી રીતે બતાવે છે. તેવા પ્રસંગ પુરૂષને ડગાવતા નથી, પણ તે પોતે કેવો છે તે દેખાઇ આવે છે.

જ્યાં સુધી કોઇ પ્રસંગ ન ઉદ્‌ભવે કે જે શુભ પ્રભાવનો વિકાસ કરે, ત્યાં સુધી એક પુરૂષ પોતે કેટલું કરી શકે અને પોતાથી કેટલું સહન થાય, તેના માપથી તે અજ્ઞાત હોય છે.

જેણે દુઃખ દેખ્યું નથી તેને બીજાનો અથવા પોતા સાથેનો પરિચય અર્ધ જેવો થાય છે. અવિચ્છિન્ન સંપદ્‌થી વિશ્વની એક કોટિનું ફક્ત દર્શન થાય છે. કારણ મિત્રો કે જે આપણા ગુણોનુંજ ફક્ત કથન આપણી પાસે કરે છે, તેનાથી આપણે પરિવૃત રહીયે છીએ. અને બીજી તરફ, પ્રતિપક્ષી જેમની પાસેથીજ આપણા દોષો જાણી શકાય તેઓને મૌન રહેવું પડે છે.

કષ્ટ, શ્રમ, નિદ્રા રહિત રાત્રી, આરામ રહિત દિવસો, કલેશ, સંકટ, તિરસ્કૃત મૃત્યુ, વિશ્વને માટે સામાન્ય પ્રારબ્ધ, અને ચલા લક્ષ્મી, તે એવાં છે કે જે, કીર્તિને વાસ્તે મનનું પોષણ કરે છે અને સર્વોત્કૃષ્ટ સદ્‌ગુણો અને અતીવ આચાર સૌજન્ય પ્રેરે છે. એ ખરૂં છે કે, સંકટ, વાસ્તવિક સંકટ (કલ્પિત નહીં કે જેનો ઉદ્‌ભવ આપણા વાસ્તે ફક્ત બુદ્ધિ ચાપલ્યથી છે) મનુષ્યની ઉત્તમતાની કસોટી કરવાનું નિઃસંદેહ સાધન છે. અને ઉત્તમતાના ખાસ ચિન્હ તરિકે મનની સમાન વૃતિ અને દૃઢતા છે એ પણ ખરૂં છે.

જેણે કદાપિ દુર્દૈવ અનુભવ્યું નથી તે ખચિત કમનસીબ પુરૂષ છે. સિદ્ધ સાધુ વૃત્તિવાળા પુરૂષનો દેખાવ દુઃખથી દેદીપ્યમાન થાય છે. તેના શ્રેષ્ટ કિરણનું સમૃદ્ધિ આચ્છાદન કરે છે. જેમ રાત્રીથી તારાને તેમ કષ્ટથી પુરૂષને પ્રકાશ મળે છે. વિપત્તિને લઇને અતિ મહાન્ પ્રશંસનીય કાર્યો થયાં છે, અને સર્વ પ્રતિષ્ઠિત શોભન, દૃષ્ટાંતો દુઃખ અને દુર્દશા જન્ય હોય છે. ધનહીનતા સ્વતઃ અવજ્ઞાપાત્ર નથી; પણ આળસ્ય, અનિગ્રહ, વ્યયમાં અપરિમિતતા, અથવા દુર્બુદ્ધિતાજન્ય નિર્ધનતા, અપમાન યોગ્ય છે.

એક મનુષ્યે નમ્ર અને પ્રણિપાતયુક્ત થવું તથા ક્વચિત્ સંકુચિત દશામાં આવી પડવું, એ સમગ્ર રીતે સારૂં છે, કેવળ આવશ્યક છે. જીવન એ પાઠશાળા છે. આપણે વામશીલ વિદ્યાર્થી અંત પર્યંત છીયે અને દંડની આપણને જરૂરીયાત છે. સંકટ એક ભલાં માણસનો રસ્તો સાફ કરનારા પાવડાંનું કામ કરી સરખો બનાવે છે અને તેથી સંપત્ મળે છે, જેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ રહેતો નથી. ઘણા માણસ પોતાના શરીર ઉપર દુઃખની વૃષ્ટિ પડે ત્યારે આક્રોશ કરે છે; પણ જાણતા નથી કે તે વૃષ્ટિ ભૂખ મટાડવા વાસ્તે બહુજ ધાન્ય લાવે છે.

હું કહેતાં અટકીશ નહીં કે, એક અપ્રસિદ્ધ સ્થિતિમાંથી મહત્ત્વ અને સત્તા પ્રાપ્ત થવાનો માર્ગ વિશેષ સરળ નહીં કરવો જોઇએ. અથવા વારંવાર તે પ્રાપ્ય પણ નહીં હોવાં જોઇએ. જો વિરલ શ્રેષ્ટતા સર્વ વસ્તુમાં અતીવ અપ્રાપ્ય હોય તો તે, કોઇપણ પ્રકારે નવા શિષ્ય તરિકે રહ્યા પછી પ્રાપ્ય હોવી જોઇએ.

માન અપમાને સમ વળી, અરિ મિત્રે સમ જેહ;
ત્યાગી સર્વ આરંભનો, ગુણાતીત છે તેહ.

---

કીર્તિના આલયનું આરોપણ ઉચ્ચ સ્થાનમાં હોવું જોઇએ. સદ્‌ગુણથી તે લભ્ય હોય તો, સ્મૃતિમાં પણ રાખવું કે સદ્‌ગુણની પરીક્ષા કંઇક કષ્ટ કે પ્રયાસ વિના થતી નથી.

સંપત દેખી નવ હરખીયે, બિપત દેખી મત રોય,
જાંહ સંપત હય વાંહ બિપત હય, હરિ કરે સો હોય.

જેને આપણે દુઃખ કહીયે છીયે તેને લઇ આપણી શક્તિની પરમકોટિ વિકાસ પામે છે. ડાહ્યા અને વ્યવસાયી અનેક વિરોધ પ્રસંગે તેને પોંહોંચી વળવા હિમ્મત ધરી જય મેળવે છે, જ્યારે આલસ્યવાન અને મૂર્ખ કંપીને પાછા પગ ભરે છે.

કષ્ટ એ એક ઉત્તમ બોધક છે. આપણી સાથે કુસ્તી કરનાર આપણા સ્નાયુને વિશેષ બળવાન કરે છે, અને આપણા દાક્ષિણ્યને ઉત્તેજીત કરે છે. આપણો પ્રતિપક્ષી, એ આપણો અનુગ્રહ કરનાર છે. કષ્ટપ્રતિ સ્થિરતાથી આ યુદ્ધને લીધે આપણે પ્રાપ્તવ્ય વસ્તુનું સૂક્ષ્મ રીતે ભાન રાખવું જરૂરનું થાય છે અને તેના સર્વ પ્રકારના સંબંધ ધ્યાનમાં લેવાનું આવશ્યક થઇ પડે છે. તેનું ઉપર ચોટીયું જ્ઞાન ધરાવિયે એ કામ આવશે નહીં.

આપણા સર્વ દુઃખ અને વિપત્તિ સમયે આપણને એ સાંત્વન રૂપ છે કે કોઇપણ હાનીને લઇ પ્રજ્ઞા પ્રાપ્તિ જેને થાય તે, એ ધ્વંસ દ્વારા જય પ્રાપ્ત કરનાર છે.

કંઇક અંશે વિરૂદ્ધતા મનુષ્યને સારો અનુગ્રહ કરે છે. પવન પ્રતિકૂળ હોય, નહીં કે અનુકૂળ હોય ત્યારે, પતંગ, ઉર્ધ્વ ગતિ લે છે. પવન હોયજ નહીં તેના કરતાં ભુખરનો વાયુ પણ ઠીક છે. અતિ અક્ષુબ્ધ સમયમાં કોઇપણ સ્થાને કોઇ પુરૂષ આગળ વધી શકયો નથી. વાસ્તે પ્રતિકૂળ કામે મનુષ્યે નિસ્તેજ થવું નહીં. કોઇપણ કાર્ય વાસ્તે યોગ્ય થવા વિરૂદ્ધતા તો અપેક્ષ્ય છે, અને હોવી જોઇએજ. કષ્ટ એ મર્દાઇ અને આશ્ચર્યનું ઉત્પત્તિ સ્થાન છે. ચલાયમાન થયા વિના અથવા કંપાયમાન થયા વિના જે વિપત્તિ સમય નિર્ગમન કરી શકે નહીં, તે સમૃદ્ધિરૂપી તડકા તરફ ખેંચાઇને રણની બહાર પડી રહે છે, જેથી ધ્યાન બહાર થઇ જઇ વિસરી જવાય છે. દુઃખરૂપી પવન જોરમાં વાય છે ત્યારે યુધ્ધમાં દૃઢતાથી જે ઉતરે છે તે, તે વાયુનું બળ બંધ થયે પ્રયત્ન છોડે છે. અને ત્યાર પછીની પ્રશાંત સ્થિતિમાં સુષુપ્ત થઇ જાય છે.

કષ્ટો મનુષ્યોનું મૂલ્ય આંકે છે, યાદ રાખો કે, કોઇ પણ વિષમ પ્રસંગે દેવતાઓ, કસરત શિક્ષક માફક એક કઠિણ વિરોધી બળ સામા તમને મૂકે છે.

શા કાર્ય વાસ્તે? તમે એક મહાન જય મેળવનારા થાઓ તે માટે. અને આ શ્રમ વિના સાધ્ય નથી.

સંકટ આવે છે તે જીતાવા સારૂ છે. પરાક્રમી પુરૂષ, સુલભ ઉદય તરફ અપ્રીતિ ધરાવે છે. અતિ મહાન્ જન અજ્ઞાત, તિરસ્કૃત, અવમાનિત રહે, તેવા સુકુમાર હોય નહીં. વીર્યવાન પુરૂષો, યુધ્ધ, તોફાન અને કઠિણ કાળને અભિનંદન આપે છે. તત્સંબંધી શોધ, જ્યાં સુધી પ્રતિરોધ અને પછી તેના મૂળ કારણનું જ્ઞાન પ્રાપ્ત થાય નહીં, ત્યાં સુધી જારી રાખે છે.



ભજે છે સુજને જે વળી, દૃઢ ભક્તિએ સાર;
ઉલ્લંઘી ગુણુ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર.

# અલૌકિક મનુષ્યનું વર્ણુન.

આ દુનિયામાં કેટલાંક અલૌકિક મનુષ્ય હોય છે. જોવામાં તેઓ સામાન્ય મનુષ્યો કરતાં જુદા દેખાતા નથી. દુનિયા તેમની કદર કરતી નથી. દુનિયા જે જાણુતી નથી, તે તેઓ જાણે છે. દુનિયા જેનો લોભ કરે છે, તેનો તે લોભ કરતાં નથી.

જેની વાસના નષ્ટ થઇ છે, તેને અમર્યાદ સુખ છે. તેઓ એકાન્તમાં રહે છે, પણુ તે એકાન્તજ એક મોટી દુનીયા છે. તેઓ નિર્ધન હોય છે, છતાં સામ્રાજ્યની દોલત તેમને લલચાવતી નથી. તેમની સંપૂર્ણુતા કશાથી વધતી કે ઘટતી નથી. દુનિયાનું દુઃખ તેઓએ જોયેલું હોય છે. અનેક સંકટો અને કષ્ટો તેમણે વેઠેલાં હોય છે. છતાં તેમનું હૃદયાકાશ શાંત અને સ્વચ્છ હોય છે. તોફાનમાં પણુ તેમના હૃદયને આરામ મળે છે. યુદ્ધમાં પણુ તે શાંતિનું સુખ ભોગવે છે. દુઃખમાં પણુ ઇશ્વરી પ્રસન્નતાનું કિરણુ જુવે છે. સ્વર્ગમાં પણુ અહંકારને ભાગે દુઃખજ છે. જો અહંકારની ગ્રંથી છુટી જાય, તો દરેક મનુષ્ય અમર્યાદ શુધ્ધ આનંદમાં પ્રવેશ કરે છે.

## રામ ભજન.

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઇને જાવું;
નથી ભગવાં કરવાં કાંય, નથી ભેગું કરીને ખાવું.
જો પૂરવે તો ભગવાં કરજો, પૂરવે ઉજ્વલ રાખો;
રખે દુઃખવો સામા જીવને, સુખ સામાનું તાકો.—નથી૦
એક ત્રાજવે સૌ સંસારી; બીજે જોગી બાવો;
કયા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો.—નથી૦
મહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતિ;
ધનો પીપો રોહીદાસ કુંઓ, ગોરો કુંભારની જાતિ.—નથી૦
બોડાણો જ્ઞાતિ રજપુતની, ગંગા બાઇ છે નારી;
દાસ થઇને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરધારી.—નથી૦
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાત ને દહાડો;
કીયા જોગીને રામજી મળિયા, એવો એક બતાડો.—નથી૦
નથી નારી તજી વન જાતાં, નથી ઉંધે શીર ઝુલ્યે;
નથી રામ વિભૂતિ ચોળવે, જ્યાં લગી આપ ન ખોળે.—નથી૦
જંગલમાં મંગળ કરી જાણે, મંગલ જંગલ જેને;
કડવું મીઠું મીઠું કડવું, રામજી વશ છે તેને.—નથી૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ.—નથી૦

પ્રતિષ્ઠા છું હું આત્માની, જે અત્યંત નિજરૂપ;
અખંડ સુખ અમૃત વળી, છે જે ધર્મ સ્વરૂપ.

---

# વિપત્તિ અને આવરણ.

આ દુનિયાની અંદર અણુધારેલા બનાવ તરફ લક્ષ આપતાં આપણને એવું શિક્ષણ મળવું જોઇએ કે, મનુષ્યની એવી કોઇ પણ સ્થિતિ હોઇ શકે નહીં, કે જેમાં કેવળ નિરાશા થાય. આફતમાંથી મુકત થઇ શકાય તો નહીં પણ જો તેને હઠાવાય નહીં તો તેની દુઃખ દેવાની શક્તિ તો કમી કરી શકાય અને આપણી જીંદગી ત્યાગ વૃતિથી સુખી બનાવાય.

સંસારમાં અનિશ્ચિત ફેરફારને પોતે આધીન છે એવું જ્ઞાન હોવાથી, જે શીત—ઉષ્ણ એ બંને સ્થિતિને વાસ્તે સર્વદા અગાઉથી તૈયાર થયેલા છે, અને તિતિક્ષારૂપી અસ્ત્રથી સજ્જ થયેલ છે, તેઓજ સુખી છે. આવો નિયમ રહેવો એ સ્હેજ નથી, પણ તે પ્રજ્ઞાની નિશાળમાંજ કષ્ટ સાધ્ય છે. ભયાનક સ્વરૂપમાં વાસ્તવિક આવી પડતી આફત, અને તેવી આફતનો તેની પૂર્વનો આપણો ખ્યાલ, એ બંનેમાં હંમેશ તફાવત હોય છે. આપણું મન વધારે ને વધારે સ્થિર રાખવામાં અને પોતે પોતાના નિયંતા બનવામાં, બીજી બાબત કરતાં, મિથ્યા વિશ્વાસ ઓછો રાખવો, પણ અહર્નિશ શ્રમ લેવો જોઇએ; કારણ સુખની દૃઢભૂમિકા તે છે. જ્યારે એક મનુષ્ય દુઃખથી કાયર થઇ મનભંગ થાય છે, જ્યારે હરવખત દુઃખથી વિમુખ થવા આતુરતા રાખે છે, અને જેનાથી છટકી નહીં શકાય તે ઉપર શોક કર્યા કરે છે, ત્યારે તેના ઉપર દયા આવવાને બદલે તિરસ્કાર આવે છે. બાળક જેમ સેવવાથી તેમ વિઘ્નો પણ તેમાંજ ગુંચાઇ રહ્યાથી વૃદ્ધિ પામે છે. બીજા ઉપર દુઃખ પડે છે તે ઉપર વિચાર કરતાં દેખાઇ આવે છે કે આપણા ઉપર પણ આવરણ આવે ત્યારે તેમાં કાંઇ નવાઇ નથી.

બીજા જે કષ્ટો વેઠે છે તેનું ભાન તને થાય તો, તારે ભોગવવું પડે છે તે તું ખુશીથી કબુલ કરીશ. પોતે જે કષ્ટ ભોગવે છે તેને પોતાની મિથ્યા કલ્પનામાં હદ ઉપરાંત વિસ્તીર્ણ કરીને પોતે દુઃખિત રહેવામાં મનુષ્ય ઘણી વખત બુદ્ધિ વાપરે છે. પોતા કરતાં વધારે સુખી જેને ગણે છે તેનીજ સાથે તુલના કરીને મનુષ્ય, વિપત્તિઓનો તમામ ભાર પોતાનીજ ઉપર આવેલો છે તેવી ફરીયાદ કરે છે.

મનુષ્યકોટિની સર્વ આપત્તિઓનો એક સામાન્ય સમૂહ કરીયે, અને પછી આખી મનુષ્ય જાતિમાં તેને સરખે હિસ્સે વ્હેંચીએ, તો જે લોકો પોતાને સર્વથી અધિક દુઃખિત ગણે છે તેઓ, પોતે દુઃખનો જે વિભાગ ભોગવતા હોય તે, આવા સમાન વિભાગથી જે દુઃખ આવી પડે તે કરતાં, ન્યૂન ગણી પસંદ કરશે.

**આદિ અંત નહીં જાણીએ, થાન રૂપ નહીં થાય;**
**દઢ સંગ હથીયાર લઇ, દુઃસહ મૂળ ઉઠાય.**

---

આવો સંસાર, જેમાં કેટલા કંટકો છે, અને જ્યાં ક્ષીણ થયા વિનાનું સુખ ન કોઇને પ્રાપ્ત થાય છે, અથવા જો મળે તો તીવ્ર વિષાદના સંગ સહિત તે રહે છે, ત્યાં પ્રેમનો નિયમ તૂટે તેવું કંઇ પાપ ન હોવા સાથે ડહાપણનું એ કામ છે કે, આપણા કરતાં ઓછા પ્રખ્યાત સાથે આપણું પ્રારબ્ધ સરખાવવું, કે તેવી તુલનાને લઇ આપણાં નિમિંત સહન થવા યોગ્ય દુઃખો, ધૈર્યતાથી ભોગવીએ, અને આપણાથી અધિક કષ્ટ ભોગવનાર તરફ દીલસોજી બતાવીયે.

જે પુરૂષ ઉપર વિપત્તિ આવી પડી છે તેને પૂછો કે બીજાં મનુષ્યો તેની સાથે કેમ વર્તે છે. તે બીજાને પૂછો કે તે પુરૂષ તેઓ તરફ કેવી વૃતિ બતાવે છે. તે બંને વર્ગમાં ખૂબી કેવી છે તેની કસોટી કરવાનું કામ વિપત્તિનું છે. એવા સંયોગમાં કષ્ટથી આવૃત્ત માણસ અપ્રમાણિક નહીં બની અધમપણાનો ત્યાગ કરે તો સારૂં, અને બીજો વર્ગ તે દુઃખિત પુરૂષ તરફ તોછડાઇ અને અભિમાન નહીં રાખે તો સારૂં કહેવાય.

દુઃખના સમયમાં (વધારે દુઃખના અભાવરૂપી અથવા એક વખત ભોગવાઇ ગયેલ) સુખ એ દીલાસો માની લે, અને સુખના વખતમાં મિજાજને નિયમમાં રાખ. નબળા મનના મનુષ્ય યમના પંઝા પહેલાં ઘણી વખત નાશ પામે છે; પણ પુરૂષાર્થવાનને તો યમના હાથરૂપી એકજ મૃત્યુ હોય છે.

જે કાયર પુરૂષ હોય છે તેજ સંસારના સખત ફટકાઓથી શિથિલ થઇ જાય છે. જો તમારામાં સાધારણ સામર્થ્ય હશે તો વિપત્તિને આધીન તમે નહીં થાઓ. સંસાર જીવન કંટક મય છે અને તેમાંથી જલદી પસાર થયા શિવાય બીજો ઉપાય નથી. જેમ તે કંટકોનું વધારે ચિંતવન કરીએ, તેમ તે આપણને વધારે નુકશાન કરી શકે છે.

આપત્તિનો ધસારો થયો હોય તો ધૈર્યરૂપી ટોપ પહેર, અને દઢનિશ્ચયરૂપી તલવાર ખેંચ, જેથી તારા વિરૂદ્ધનું તેનું બળ નષ્ટ થઇ જશે. પ્રત્યેક અલ્પ અંતરાય પ્રતિ જે બડબડે છે તે મૂર્ખ છે. તમારો શ્રેષ્ટ દેખાવ બીજાની નજરમાં પ્રથમ લાવો, એ પુરાતન વચન સારૂં છે. દોડા દોડ નહીં કરો, અને હું દુઃખી છું તેવું કથન પરિચયવાળા પાસે પણ નહીં ઉચ્ચારો. વિપત્તિથી ગ્રસ્ત હોય છે તેની સાથે મનુષ્યો સંબંધ રાખવા ખુશ હોતાં નથી.

ડાહ્યા મનુષ્યો પોતાને થતા ઉદ્વેગ સાથે તેને વિસારવા અથવા મંદ કરવામાં સહાયક તરીકે આહ્લાદનો સંયોગ કરી દે છે. પરંતુ મનને વિરામ આપવા મદ્યપાનનો ઉપયોગ તે તો ઘેલાઇથી ચિંતાતુરપણાને દૂર કરવા સરખું છે.



# પ્રભુનું અસ્તિત્વ.

સતચિદ્દ રૂપ સનાતન ઇશ્વર, કરતા સર્વનો એક,
સ્થાવર જંગમ જગત રચ્યું છે, ધન્ય એ વિભુનો વિવેક;
અતિ અદ્દભુત ચતુરાઇ રે, શકે કોણ એને જ ગાઇ રે.—
કોમળા કેરી કાયામાંથી, છન્નું કીટ થઇ જાય,
તે કીટમાંથી પાંખો વાળી, પોપટી પરગટ થાય;
ખેલતો એ જુવોને એનો રે, કહો એ કરેલોજ કોનો રે.—
મધની માખના રક્ષણુ માટે, કાંટો કર્યો કીરતાર,
પશુ પક્ષી કોઇ પાસે ન આવે, સમજીને સર્જન હાર;
ભક્ષના રક્ષણુ કાજે રે, યથા યોગ કીધું પ્રભુએ રે—
લક્કડ ખોદ લાકડાં માંહે, આહાર પૂર્યો અવિનાશ,
તેરે લેવારે ચાંચમાં તેવી, રચના કરી પરકાશ;
હાથીને તો હાથથી સારી રે, કરી સુંઢ આનંદ કારીરે.—
ટોળી મચ્છ એક સાગર માંહે, નાકેથી મારે નિશાન,
બંદુકની પેરે પાણી ઉરાડે, તેથી સામાના લે પ્રાણુ;
ચમત્કૃતિ જુઓ એ કેવી રે, કહોએ કરેલીજ કોની રે.—
ત્રિદ્યુતવામાં માછલીમાંથી, વિદ્યુત પરગટ થાય,
જે કોઇ અડકે એને અંગે, તે તતક્ષણુ માર્યો જાય;
ખેલતો એ કરેલો કોનો રે, મચ્છમાં અગ્નિ ભરેલો રે.—
નાસ્તિક મતના લોક નઠારા, કહે સૌ સહેજે થાય,
કર્તા વિના તે કેમ હોય સહેજે, તે નથી જોતાં કાંય;
અધમ અપરાધી પ્રાણી રે, પ્રભુની જુક્તિ ન જાણી રે.—
જગત ચરાચર જેણે રચ્યું છે, સમર્થ એ કિરતાર,
છોટમ એને ભાવથી ભજતાં, મનના મટે વિકાર;
પાપ સૌ પ્રલય થાશે રે, સદા સુખ તેનેજ થાશેરે.—

ક્ષમાવાન જનને મળે, રિદ્ધિ સિદ્ધિની સહાય,
ક્ષમા પ્રકાશજ પામતાં, હૃદય પ્રકાશિત થાય.
ક્ષમા બિરાજે જે મને, ફુલવાડીની સમાન;
સરસ સુગંધિ પ્રસરતાં, લે દે આદર માન.
વિશ્વંભરના દ્વારમાં, ક્ષમાવાન મિત્ર લેખાય;
પ્રભુ મિત્ર જેનો બને, તો તું કાં નવ થાય.



મુજ અંશ થૈ જીવ નિત, ઈંદ્રિય મનને સાર;
પ્રકૃતિ થકી આ લોકમાં, ખેંચે તે નિરધાર.

---

# વિષ્ણુના દ્વારપાળ જય વિજય

## મૃત્યુ લોકમાં આવી પડે છે.

એક સમે વિષ્ણુ વૈંકુંઠ માંય રે, બેઠા રત્ન સિંહાસને ત્યાંય રે.
શંખ ચક્ર ગદા પદ્મ ધારી રે, જેને સેવે લક્ષ્મી આદિક નારી રે.
અનંત ઇંદ્રથી અધિક રૂપ રે, સુરવર મુનિ કેરા ભૂપ રે.
શારદ નારદ શેષ ગુણ ગાય રે, હાથ જોડી ઉભા પક્ષીરાય રે.
તે સમે બ્રહ્માના કુમાર રે, આવ્યા સનકાદિક ઋષિ ચાર રે.
વસ્ત્ર રહિત જોયા બ્રહ્મ કુમાર રે, જય વિજયે રોકયા તેણીવાર રે.
નહીં જાણ્યું મૂર્ખે બ્રહ્મ તેજ રે, અહંકારમાં અંધા થયા એજ રે.
વિનાશકાળે વિપરીત બુધ્ધિ થાય રે, એમાં સંશય નહીં જરાય રે.
ત્યારે સનકાદિકને ચઢયો ક્રોધ રે, કર્યો વિપ્ર સાથે પાપીએ વિરોધ રે.
માટે પડયા મૃત્યુ લોકની માંય રે, નરસિંહરામ દ્વારપાળો શ્રાપિત થાય રે.
જય વિજયે જોડયા હાથ રે, અમારી રક્ષા કરો મુનિનાથ રે.
શાંત સ્વભાવ દીલ દયાવાન રે, થયું ચૂકમાં મદિરા પાન રે.
હરિના વચનનો થયો લોપ રે, એટલે થયો તમારો કોપ રે.
ત્યારે બોલ્યા સનકાદિક ઋષિરાય રે, હમારો શ્રાપ મિથ્યા નહીં થાય રે.
ભક્તિ ભાવે ભજો તમે હરિ રે, પાછા આવશો સાત જન્મ ફરી રે.
વિષ્ણુ સાથે કરશો વેર રે, ત્રણ જન્માન્તરે આવશો ઘેર રે.

## જય વિજયનો વિલાપ.

હાય હાય રે હરિ વિના નહીં રહેવાશે,
અમારે દુઃખનો દરીયો જાશે રે.—હાય હાય રે.

સાત જન્મ હરિનો વિજોગ, મૃત્યુ લોકમાં અનેક રોગ,
ગમે નહીં ભોગવવા ભોગ રે.—હાય હાય રે.

સાત જન્મ શી રીતે જાય, જન્મ મરણ તણાં દુઃખ થાય,
રહેવું પડશે માના ગર્ભ માંય રે.—હાય હાય રે.

ઉંધે માથે મેલશે લટકાવી, મળ મૂત્રને વિષ્ટા ખાવી,
કીડા કરમાની પીડા આવી.—હાય હાય રે.

**મુજમાં ચિત્ત રાખ્યા થકી, વિઘ્નો સર્વ તરીશ;**
**અહંકારે નહિ સુણીશ તો, નિશ્ચે નાશ પામીશ.**

---

બાળ જોબન વૃદ્ધ થવાય, સુખ દુઃખ સંસારની માંય,
પાપ પુણ્યના હિસાબ પૂછાયરે.–હાય હાય રે.

ત્રણુ જન્મ જાતાં નહીં વાર, વહેલા પોંહોંચીએ હરિ દરબાર,
મિથ્યા થાય નહીં લગાર રે.–હાય હાય રે.

હરિ વચન લોપી સુખ થાય, સુર નર મુનિ રંક રાય,
તેતો જરૂર યમપુરીમાં જાય.–હાય હાય રે.

આજ વાળ્યો દારૂએ અમારો દાટ, ઘડાવે મનમાં ઘણા ઘાટ,
આવ્યું લખેલ દુઃખ લલાટ રે.–હાય હાય રે.

કર્યો હરિયે દારૂનો નિરોધ, સગા ભાઇમાં થાય વિરોધ,
પછી વધે એમાંથી કામને ક્રોધરે.–હાય હાય રે.

માને નાખ્યા મોટાને મારી, સુરનર ગયા હિંમત હારી,
નરસિંહરામ કહે પોકારી રે.–હાય હાય રે.

## વિષ્ણુ ઉવાચ.

માતા પિતા વૃધ્ધ ગુરૂ આપણને, પાડે હરિ ભજનમાં ભંગ;
તુરત તેઓને તજી દેવાં, ગણીને કૂડો કુસંગ.

ભાઇ ભગિની નારી દીકરા, કાકા મામા કુટુંબ પરિવાર;
પ્રભુ ભજનમાં ભંગ પાડે તો, તેને તજવાં તેણી વાર.



જાય રહેને ભોગવે, વળી એ છે ગુણ જુક્ત;
દુખે એને મૂઢ નહીં, દુખે જ્ઞાની મુક્ત.

---

# વૈરાગ્ય નિરૂપણ.

પ્રથમ વૈરાગ્ય જેને પ્રગટે, તજે સકળ સંસારજી;
રાજ સાજ સુખ સંપતિ, મેલે માલ ભંડારજી.—પ્રથમ.

અશન વશન ભૂષણ સજ્યાં,. એથી ઉતારે મનજી;
અંતર વૈરાગ્ય જ્યાં ઉપજે, તજી ભુવન ઇચ્છે વનજી.—પ્રથમ.

સમ ધાતુ સોવણ લગે, વાંછે નહીં વાસનજી;
ગામ ભોગ તે નહીં ગમે, ઇચ્છે અરણ્યમાં આસનજી.—પ્રથમ.

માત તાત સુત સંબંધી, તજે ભગિની ભાઇજી;
નારી ન ગમે દીઠી નયને, તોડે સૌસું સગાઇજી.—પ્રથમ.

એટલાં તજી નર નીસરે, વળતો લીયે વેશજી;
સુખ દુઃખ સહે શરીરને, દેખી દેશ વિદેશજી.—પ્રથમ.

પછે બેસે કોઇ થાનકે, જોઇ સુંદર જાગજી;
નિષ્કુળાનંદ કહે એ નરનો, વળતો ન રહે વૈરાગ્યજી.—પ્રથમ.

---

જડરે ભરતની જાતના, જોગી જે જગમાંયજી;
ઇંદ્રિય મનની ઉપરે, રહે શત્રુ સદાયજી.—જડરે

વિકળ ન થાય વિષયમાં, રહે પરવત પ્રાયજી;
ધરમ ધિરજ મૂકે નહીં, મર મસ્તક જાયજી.—જડરે.

આઠે પોહોરમાં એકે ઘડી, નવ માને નિજ દેહજી;
તેના રે સુખ સાર શું કરે, ઉપાય ન કરે એહજી.—જડરે

હરિ ઇચ્છાએ હરે ફરે, કરે જીવના ઉધ્ધારજી;
જેને મળે એવા જોગીયા, પામે તે ભવ પારજી.—જડરે

એવા જોગીને આવી મળે, જાણે અજાણે જનજી;
નિષ્કુળાનંદ કહે એ નરને, પળમાં કરે પાવનજી.—જડરે

---

જોગી જીવો રે એવા જગતમાં, સગા સૌના સોહાયજી;
શત્રુ શોધતાં સંસારમાં, જેને નવ જડે કોયજી.—જોગી.

સ્થાવર જંગમ સ્થૂળ સૂક્ષ્મ, ચરા ચર જે જનજી;
મન કર્મ વચને દુભે નહીં, દયા દીલે અનંતજી.—જોગી.

નિશ્ચે એવાને નિરખીને, દયા દુષ્ટને નોયજી;
બીજા તે સર્વે દયા કરે, જ્યારે એવાને જોયજી.—જોગી.

દેહ દર્શી દુઃખ ભોગવે, કરે સુખનો ઉપાયજી;
આત્મ દર્શી આનંદમાં, રહે સુખમાં સદાયજી.—જોગી.

મૂલ્ય પોતાનું ભાસે નહીં, ત્રણુ કાળમાં તનજી;
નિષ્કુળાનંદ એમ સમજી, જોગી ન કરે જતનજી.—જોગી.

## ભક્ત પ્રહ્લાદજી·

હવે કહું પ્રહ્લાદની વાત રે, સુણો જન્મેજય રાજા વિખ્યાત રે.
અસુર રાજાને પુત્ર ચાર રે, તેમાં પ્રહ્લાદ હરિ ભજનાર રે.
શીલ સંતોષ સત્ય દયાવાન રે, ઇશ્વર વિના બીજું નહીં ધ્યાન રે.
મોટપ માનને મેલ્યાં દૂર રે, જગતમિથ્યા જાણે જરૂર રે.
ધ્યાન ધરતાં ઇશ્વર દેખાય રે, પ્રહ્લાદ મનમાં રાજી થાય રે.
નહી આવે ધ્યાનમાં ઇશ્વર જ્યારે રે, ઘણું રૂદન કરે છે ત્યારે રે.
ખાતાં પીતાં હરિ ગુણુ ગાય રે, નહીં લાજ શરમ ડર જરાય રે.
એવાં લક્ષણુ જેનાં લાખું રે, નરસિંહ રામ ઝાઝુ શું ભાખું રે.
એક સમે ગુરૂ ગયા બાર રે, બોલ્યા પ્રહ્લાદ થઇ હુશીયાર રે.
સુણો સ્નેહિઓ મારા ભ્રાત રે, વીરા કહું વાલમની વાત રે.
સ્વપના જેવો આ સંસાર રે, તેને જાતાં નહીં લાગે વાર રે.
આપણે કર્યું શું પુણ્યને પાપ રે, તેનો હરિ માગશે જબાપ રે.
માટે રમવું ગમે નહીં ભાઇ રે, કરો ઇશ્વર સાથે સગાઇ રે.
જેથી જન્મ મરણુ દુઃખ જાય રે, આપણે કરવો એવો ઉપાય રે.
આપણે કરશું પાપનું કામ રે, અંતે ભોગવવું પડશે તમામ રે.
માટે ભાઇઓ ભજો નારાયણુનામ રે, એમ કહે છે નરસિંહ રામ રે.

---

મારે રોમ રોમ રમે છે રામ રે, મને કોણુ મારી શકે રે.
મારા હૈયામાં હરિ આઠે જામ રે, મને કોણુ મારી શકે રે.
મારે જાવું હરિની હજુર, મને કોણુ મારી શકે રે.
કોણુ રોકશે સરિતાનું પુર, મને કોણુ મારી શકે રે.
પૂર્વથી પશ્ચિમ ઉગે ભાણુ, મને કોણુ મારી શકે રે.
સાત સિંધુ મૂકે ભલે માણુ, મને કોણુ મારી શકે રે.
દુનિયા ડોલે પૃથ્વિ થાય નાશ, મને કોણુ મારી શકે રે.
નરસિંહરામના નાથનો દાસ, મને કોણુ મારી શકે રે.

---

**અંત સમે મુજને સ્મરી, તજે જેહ નર દેહ;**
**તે મુજને પામે નહી, તેમાં નહિ સંદેહ.**

---

સુણુ પ્રલ્હાદ વાલમની વાત, કહે પ્રધાન પુત્ર મારા ભ્રાત.
તમે મેલો રામ નામ વિસારી, તમારા પિતાની મોટપ ધારી.
પ્રલ્હાદ તમારા પિતા સમાન, નહીં જગતમાં કોઇ બળવાન.
તમારા પિતાનું ધાર્યું થાય, એમાં સંશય નહીં જરાય.
માત તાતની સેવા જે કરે, તે તો ભવસાગર સ્હેજે તરે.
માત તાતનાં વચન ઉથાપે, તે તો નિત્ય ભરાય છે પાપે.
ત્યારે પ્રલ્હાદ બોલ્યા હિત આણી, સુણો પ્યારા મિત્ર સત્ય વાણી.
જીવને નહીં માત અને તાત, નહીં ભાર્યા ભગિની ભ્રાત.
નહીં કાકા મામા પિત્રાઇ, નહીં કોઇની સાથે સગાઇ.
એકલા આવ્યાને એકલાં જાવું, નરસિંહરામ પછી પસ્તાવું.

---

ભવ બ્રહ્માને ભગવાન રે, તેમાં હરિના દાસ બળવાન રે,
જે જીભમાં નહીં હરિ નામ રે, તેનું મુખ ગણીયે નકામ રે.

---

હરિ હસીને બોલીયા, ધન્ય પ્રલ્હાદ તમારી ટેક;
તમ જેવા કોઇ નર નથી, લાખ ભકતમાં એક.
અનેક દુઃખ વેઠયાં અંગમાં, નહિં કર્યો ભકિતનો ભંગ;
ભલા ભકત ભગવાનના, રાખ્યો રાતો માતો રૂડો રંગ.
તેથી તમારે વશ થયો, માગો માગો મુખે વરદાન;
જે જોઇએ તે આપું તમને, ભલી રીતે બોલ્યા ભગવાન.
નરસિંહરામના નાથજી, હરિ હૈયામાં આઠે જામ.

પુરૂષ અન્ય અવ્યય ઉત્તમ, પરમાત્મા પરમેશ,
પાળે જે ત્રણુ લોકને, તેમાં કરી પરવેશ.

# બોધક પ્રણાલિકા.

શુકદેવજીને વ્યાસજીએ કર્યો બોધ. અને તે ઉપરથી શુકદેવજીએ મિથિલા નગરીના રાજા જનક વિદેહીની લીધેલી મુલાકાત, તેમાંથી શુકદેવજીને થયેલું જ્ઞાન.

શુકદેવજીએ કહેલી સમાહ સાંભળીને રાજા પરીક્ષિતનું ભગવાનને મળવું. અર્જુનજીની શ્રી કૃષ્ણુ પરમાત્મા પ્રત્યે મિત્રાચારીના પ્રભાવે અર્જુનજીને ચાલતો કૃષ્ણુ નામનો એક તાર.

પાંડવો પત્ની ભકત કહેવાયા. (દ્રૌપદી પ્રત્યે પાંડવોની ભક્તિ). પ્રલ્હાદજીની ભક્તિના પ્રભાવે નરસિંહ અવતારનું પ્રગટવું અને હિરણ્યકશિપુનો સંહાર.

ચાર વેદ અને તેનો હેતુ (મનુષ્ય દેહ ધારણુ કર્યા પછી પોતાની જીંદગીને નિયમાનુસાર ચલાવવાનો અને છેવટે ઇશ્વરને ઓળખવાનો તથા મોક્ષ મેળવવાનો રસ્તો બતાવનાર માર્ગ દર્શક ગ્રંથો).

બ્રહ્મચર્યની ખાસ આવશ્યકતા, અને તેનાથી થતો જીંદગીનો વિજય તથા આકાશ ગમન. (હનુમાનજી, તુકારામ, અર્જુનજી).

વીર્યનો નાશ કરવાથી (કચરાની પેઠે કહાડી નાખવાથી) આપણને આ સંસારમાં ભોગવવી પડતી હાડમારી.

બહુ વણુજા બહુ છોકરાં બહુ દ્રવ્ય ભંડાર,
દેવે તેને મારીયાં શું મારે કીરતાર.
ઉજડ ખેડા ફીર બસે, નિર્ધનિયા ધન હોય,
ગયા જોબન નહીં સાંપડે, મુવા ન જીવતા હોય.

મયદાનવનો[1] સંહાર. પ્રસંગોપાત હનુમાનજીએ વાપરેલો રામચંદ્રજીનો અંગત અધિકાર. તેને લીધે સેવકના વચનથી બંધાયલા રામચંદ્રજીએ દાનવી પ્રત્યે ઠગાઇ ભરેલો કરેલો સ્પર્શ. તેથી નહીં ધરાતાં દાનવીએ રામચંદ્રજી સાથે કરેલી ખેંચ તાણુ. અંતે રામચંદ્રજીએ દાનવીને આપેલું સત્યવચન. દ્વાપરયુગમાં અવતરેલી સત્ય ભામા અને પટરાણી તરિકે કરેલો અંગીકાર.

મરતી વખતની સુરતા મોટા મોટા યોગીઓને પણુ ગભડાવી પાડે છે. પરમાત્માએ કહ્યું છે કે વખતો વખત હું અવતાર ધારણુ કરીને પૃથ્વી ઉપર ના આવું તો આ પૃથ્વીના ચૂરે ચૂરા થઇ જાય.

લંકામાં જવા સારૂ સેતુ બાંધવાની જરૂર અને તે પરત્વે હનુમાનજીને થયેલો ગર્વ. ગર્વને અંતે લાગેલો થાક અને રામચંદ્રજીએ તેનું કરેલુ સમાધાન. રામ નામની સાંકળ.

---

૧. રામાયણુમાં અહિરાવણુની વાત છે.

**ઉલ્લંઘ્યો ક્ષર ને વળી, અક્ષરથી ઉત્તમ;**
**લોક વેદમાં તેથી છું, પ્રસિદ્ધ પુરૂષોત્તમ.**

---

મચ્છંદરનાથને સંસાર સુખ ભોગવવાની થયેલી ઇચ્છા. તેમાં લુબ્ધ થવાથી ગોરખનાથે નાખેલી મોહિની, અંતે મચ્છંદરનાથે કરેલો માયાનો ત્યાગ. (દિવ્ય ચક્ષુ). નાનકશાએ કરેલી સર્વ ધર્મોની કસોટી. (અનુભવ). કબરની સામે પગ રાખીને સૂવું. તે ઉપરથી મુઝાવરે કરેલો નાનકનો તિરસ્કાર. આખરે ગમે તેમ સુતાં કબરનુ પગ તરફજ રહેવું. મતલબ કે ઇશ્વરનું ઘર સઘળી દિશામાં સમાન છે એમ બતાવી આપ્યું.

નોર્વેના પોઇંટ ઉપરથી જોતાં ધુડી પડવાને દિવસે દક્ષિણ ધ્રુવ તરફ દેખાતી વિભીષણની સુવર્ણ ધજા. અને તેની શોધમાં ઇંગ્રેજ પ્રજાએ ખેડેલો સાહસ અને આખરે મળેલી નિષ્ફળતા. વિભીષણને અમર રાજ આપેલું હોવાથી દરીયામાં નાખેલું સુદર્શન ચક્ર. તેના પ્રભાવે દરીયામાં થતા મોટા વમળો, તેના પુરાવામાં તે જગ્યાએ જવાની મનાઇ બતાવનારી સિકંદર બાદશાહે મૂકેલી અદ્ભુત પૂતળી.

સિકંદરની હીંદુસ્થાન ઉપર ચઢાઇ કરવાની તૈયારી. અને અટક (સિંધુ) નદી ઉતરવાનો વિચાર અભિમાન થતાં લશકરનો ઘટી ગયેલો ખોરાક. અંતે ઇશ્વરે આર્ય ભૂમિને બતાવવા ખાતર સિકંદરને સ્વપ્નમાં કીડીના દરમાંથી આપેલો ખોરાક અને તેની સાનમાં સિકંદરને પાછા વળવાનું કરેલું ફરમાન.

સગાળશાએ કરેલો ચેલઇયાનો વધ, અને ઇશ્વરે કરેલી કસોટી. અંતે ચેલઇયાને સજીવન કરી દંપતીને આપેલું સાક્ષાત્ દર્શન.

મનુષ્યને પેદા કરવાનો ઇશ્વરનો હેતુ. તે નહીં સમજતાં મનુષ્યોએ કરવા માંડેલુ પશુવર્તન. અંતે ભોગવવી પડતી પશુના જેવીજ હાડમારી, અને તેને લીધે ભોગવવો પડતો ચોર્યાસી લક્ષનો ફેરો.

હિંદના દાદાની છેલ્લી માંદગી. તેને લઇને પોતાના વતનમાં આવવાનો પરમ પ્રેમ. તેમની દીકરીએ બતાવેલો શોક. તેમણે કરેલો ખુલાસો અને હિંદમાં આવ્યા બાદ મૂળ સ્થિતિ ઉપર આવેલી તબીયત. તેમને મળવા આવેલો બંગાલી પત્રકાર. એમની શરીર સંપત્તિ જોઇ પત્રકારને ઉપજેલું આશ્ચર્ય. દાદાભાઇ નવરોજીએ તેનો કરેલો ખુલાસો.—

(સોનેરી સખુનો) "મેં મારી જીંદગીમાં દારૂ પીધો નથી. માંસ મચ્છ ખાધું નથી. જ્ઞાન થયા પછી ત્રાંસ વર્ષથી સ્ત્રી સંગ કર્યો નથી. મરચાંનો સ્વાદ ચાખ્યો નથી. ગુસ્સો કેમ થાય છે તે હું જાણતો નથી. સાધારણ રીતે મનુષ્યનું આયુષ્ય સો વરસનું હોય છે. તે દરમ્યાન જે ગુજરે છે તેમાં મરનારની પોતાનીજ ભૂલને લીધેજ તેમ થાય છે."

હિમાલય ઉપર એક સાધુ પુરૂષ સાડી ત્રણુસેં વર્ષની ઉમરનો છે, અને તેનો શિષ્ય ઍંસી વરસનો છે (યોગ બળ).

આખી દુનિયાના મનુષ્યોનું લક્ષબિંદુ પૈસોજ છે. આ વસ્તુ એવી છે કે તે ના હોય તો દુઃખ, હોય તો પણ દુઃખ, અને જતો રહે તો પણ દુઃખ. (એકંદરે પૈસો ત્રણે કાળમાં દુઃખદાઇ છે. માટે મહાત્મા ગૌતમ બુધ્ધે કરેલો પૈસાનો ત્યાગ, અને તેને લીધે થયેલો ધર્મનો વિજય.)

દુનિયામાં ધર્મ માત્ર બધા સરખા છે. તેમાં એક ધર્મ જ્યારે વિસ્તારમાં ઘણોજ મોટો છે, ત્યારે મહાસાગર જેવો ખારો છે. મતલબ કે મહાસાગરનું જળ પીવાના ઉપયોગમાં આવતું નથી. પરંતુ તેમાં સબરસ નામનો એક રસ રહેલો છે જેના વગર દુનિયાને ચાલે એમ નથી. તેજ પ્રમાણે એ ધર્મ વગર બીજા ધર્મોને ચાલે તેમ નથી. (મતલબ કે એક બીજા ધર્મોનું તત્ત્વ એક બીજામાં ઓત પ્રોત રહેલું છે.)

ગોરખનાથની રસ સિધ્ધિ અને હાલમાં સોનું મેળવવા પાછળ હજારો મજુરોને ખાણો ખોદવાની પડતી હાડમારી. (પ્રાચીન સમયમાં રસ સિધ્ધિના પ્રભાવે પ્રસંગોપાત લાખો બ્રાહ્મણોને જ્યારે સોનાદાન આપવામાં આવતું હતું, ત્યારે અર્વાચીન કાળમાં તે સોનું મેળવવા માટે લાખો માણસોના જીવની આહુતિ આપવી પડે છે.)

ચારવેદ, ચાર આશ્રમ, ષટ શાસ્ત્ર, અરાઢ પુરાણ, નવધા ભક્તિ, તેના અધિકારીઓ અષ્ટ મહા સિધ્ધિ, તેના સિધ્ધેશ્વરો, છત્રીસ રાગ અને તેના અધિકારીઓ—જેમકે મલ્હાર રાગ (નરસિંહ મહેતા), દીપક રાગ (વિક્રમ રાજા).

દાસ ભકિતના અધિકારી હનુમાનજી, નૈષ્ટિક બ્રહ્મચારી. આ બળના યોગે હનુમાનજી આકાશ ગમન કરતા હતા, અને એક હાથ ઉપર પર્વતને ઉંચકી શકતા હતા. (વીર્યને શાસ્ત્રોકત રીતે યોગક્રિયાથી ઉર્ધ્વ ગતિ આપવાથી મનુષ્ય આકાશ ગમન કરી શકે છે.) પ્રાચીન કાળમાં અર્જુનજી તથા અર્વાચીન કાળમાં તુકારામ થઇ ગયા. ટુંકામાં ફકત શ્વાસને રૂંધવાથી (પ્રાણાયમથી) શરીર જમીનથી અધર થઇ શકે છે તો પછી વીર્યને રોકી ઉંચી ગતિ આપવાથી આકાશ ગમન કરી શકાય એમાં કાંઇ નવાઇ નથી.

હિંદુસ્થાનમાં લોકો વીર્યને હાલતાં ચાલતાં ખાલી કરી નાખે છે, મતલબ કે વિષય વિકારમાં ઘણા આગળ પડતા હોવાથી આખી દુનિયા કરતાં આપણા લોકો નિસ્તેજ શક્તિહિન, તેમજ પરાધીન થઇ પડયા છે. (કાબુલી અને વાણીયાની વાત).

**ક્રોધ કરે તો ક્રોધપે, નિંદે તો નિજ દેહ**
**દ્રોહ કરે તો અધર્મકો, કરે તો હરિસોં નેહ.**

---

પ્રાચીન કાળમાં સત્ય સંકલ્પથી ઋષિ મુનિઓ કેવી રીતે રાક્ષસી ટોળાનો નાશ કરતા હતા ! (સત્ય સંકલ્પથી નરસિંહ મહેતાએ ગાયેલો મલ્હાર રાગ અને તેનાથી થયેલી ધોધમાર વૃષ્ટિ, વેવાઇનું ઘર તણાઇ જવાથી તેણે માગેલી માફી, તેમજ સાક્ષાત્ ઇશ્વરનું આવવું. કુંવરબાઇની પહેરામણી પૂરી કરવી.)

સત્ય સંકલ્પથી ગોરખનાથે ફાડેલો પાહાડ અને તેમાંથી સોનાના ગોળાઓનું વહેવું. સત્ય સંકલ્પથી ગોરખનાથે કરેલા નર્મદા નદીના બે ભાગ, અને વચ્ચે કબીર સાહેબને રોકી રાખવા. તાપથી ગભરાઇ જઇ કબીર સાહેબે સત્ય સંકલ્પથી ઉગાડેલો કબીર વડ.

માંડલાના કિલ્લામાંથી ફેંકેલો સત્ય સંકલ્પ અને તેથી યુરોપની ભૂમિમાં થયેલી અર્વાચીન જાદવાસ્થળી.

અર્વાચીન કાળમાં બંગાલી બાબુને કાળકા માતાએ આપેલું દર્શન. ન્યાયાસન ઉપર સાક્ષાત્ શ્રી કૃષ્ણ પરમાત્માનું બેસવું. પરમાત્માએ બાબુને આપેલું આશ્વાસન–આખરે તેનું નિર્દોષ થઇ છૂટી જવું. ન્યાયમૂર્તિને થયેલો ગભરાટ. દેવીના કહેવાથી બાબુએ કરેલો માતૃભૂમિનો ત્યાગ, અને સાધેલો યોગઆશ્રમ.

અણીમા સિધ્ધિનું માહાત્મ્ય. ગમે એવા બંધનમાંથી કીડીનું રૂપ ધારણ કરી નીકળી જવું. આ સિધ્ધિનો ઉપયોગ. ઇંદ્ર રાજાએ અહલ્યા પ્રત્યે કરેલા વ્યભિચાર વખતે ગૌતમ ઋષિના આવી પહોંચવાથી બિલાડીનું રૂપ લઇ મોરીના બાકોરામાંથી બહાર નિકળી જવું.

હાલમાં આ સિધ્ધિઓ સાંભળવા પ્રમાણે કામરૂ દેશમાં વપરાય છે. ત્યાંની સ્ત્રીઓ સપડાયલા પુરૂષોને જેમ ગમે તેમ નાનું મોટું રૂપ આપી પોતાના ઉપયોગમાં લે છે.

સિધ્ધિઓનો ઉપયોગ. નિસ્વાર્થ પરમાર્થે કરવામાં આવે તો તેના માટે બાધ નથી, પરંતુ ગેરવ્યાજબી રીતે કરવામાં આવે તો તે અંતે નર્કમાં લઇ જનારી છે.

દારૂ વેચતા ગ્રેજ્યુએટો–બંગાળની ધારા સભામાં દારૂ અને બીજી કેફી પદાર્થો વેચવા માટે અપાયલા પરવાના સંબંધી પૂછાયલા સવાલના જવાબમાં સરકારે જણાવ્યું કે એ જુની પધ્ધતિ છે. અને પ્રમાણિક અને ભરોસાપાત્ર પરવાનાવાળા મેળવવા માટે સરકારે એ પધ્ધતિ ગ્રહણ કરી છે. ૪૩ ગ્રેજ્યુએટ અને ૪૨ અંડર ગ્રેજ્યુએટોને એવા પરવાના આપવામાં આવ્યા છે.

ઉપલા દાખલાથી સિધ્ધ થાય છે કે અર્વાચીન કેળવણીથી છેવટે કેળવાયલા કલાલો (દારૂ વેચનારાઓ) તૈયાર થવાના છે. (અર્થાત્ થાય છે).

પુનર્જન્મ પામે નહિ, દુઃખ રૂપ અને અનિત્ય;
મને પામીને મહાત્મનો, સિદ્ધિ પામે સત્ય.

---

## પ્રભુ ભજન

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત,
માયાનો બાંધેલ પ્રાણીયો, સમજ્યો નહીં શુધ્ધ વાત.—ભૂલ્યો.

કુંભ કાચો કાયા જાવરી, જોઇને કરોને જતન,
વણસતાં વાર લાગે નહીં, રાખો રૂડું રતન.—ભૂલ્યો.

કેનાં છોરૂં કેનાં વાછરૂં, કેનાં માય ને બાપ,
અંતકાળે જાવું એકલું, સાથે પુણ્ય ને પાપ.—ભૂલ્યો.

જે ઘેર નોબત વાજતી, રૂડા છત્રીસે રાગ;
ખંડેર થઇ ને ખાલી પડયાં, કાળા ઉડે છે કાગ.—ભૂલ્યો.

જીવતી આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ,
મોટા મોટા મરી ચાલીયા, લાખો લખપતિ શેઠ.—ભૂલ્યો.

ઉલટી નદી પૂર ઉતરી, જાવું પેલેરે પાર.
આગળ નીર નહીં મળે, જોઇને તે લેજે ભાર.—ભૂલ્યો.

સત્ કર્મ સદ્ વસ્તુ વહોરજો, ઇશ્વર સુમરણ સાથ,
કબીર જુગારીને નિંસર્યા, લેખું સાહેબને હાથ.—ભૂલ્યો.

